

સુંદર, તેજસ્વી, ઝુમખાદાર વાળ પ્રાપ્ત કરવા
તથા તેનું રક્ષણ કરવા, અને માથાની
વ્યાધીઓ દૂર કરવા

# કામીનીઆ ઑઇલ

(રજીસ્ટર્ડ)

એક કીમતી ઇલાજ છે, એ વીશે બે મત છેજ નહી.
આ સુંદર, મનોરંજક, મધુર સુગંધીવાળું
ટોઇલેટ તમો વિશ્વાસપૂર્વક વાપરો.

**કામીનીઆ ઓઇલ રૂ. ૧) ની કીમતે**

હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં ઓરાકી તથા દવાઈ
વેચનારાઓ પાસેથી મળી શકશે.

સોલ એજંટ:

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ
કેમીકલ કાં., માર્કેટ, મુંબઈ.**




## ઓટો

## દીલબહાર

નું

એકજ ટીપું રૂમાલ ઉપર લગાડવાથી મધુર, મોહક ખુશબો પ્રસરી રહે છે. એકજ વખત ખાત્રી કરી જુવો.

**હરેક ઠેકાણે વેચાય છે.**

ખરીદતી વખતે ઓટો–દીલ બહાર બરાબર વાંચીને પેકબંધ શીશી લેજો. નહિ તો વેપારીઓ ભલતુંજ આપી દેશે.

કીંમત નાની ૦॥ દ્રામની બાટલી રૂા ૦–૮–૦ વચલી ૧ દ્રામની બાટલીના રૂા. ૦–૧૨–૦. મોટી ૦॥ ઔંસની બાટલી રૂા. ૨–૦–૦ વી૦ પી૦ રૂા. ૦–૪–૦ ખર્ચ જુદા.

સોલ એજંટઃ—**ધી એંગ્લો ઇન્ડિયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.**

નં. ૧૫૫, જુમા મસીદ–મુંબઈ.



માથાનો દુઃખાવો સળેખમ, શરદી
"વા"ના દરદો ઉપર

## ઓડમેન્સ
## સાઇપ્રસ સાલ્વ

(રજીસ્ટર્ડ)

**રામબાણ ઇલાજ છે.**

નમુનાની ડબી–બે આનાની પોસ્ટની ટીકીટ મળેથી મફત
મોકલી આપવામાં આવશે.

**કી. પોટ એકનો રૂ. ૧–૦–૦, વી. પી. ખર્ચના**
**રૂ. ૦–૪–૦ જુદા.**

**સોલ-એજન્ટ**

**ધી એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦**

મહાન અમેરીકન ઇલાજ.



# પ્રો. જેમ્સની

## વીજળીક શકતીની ગોળીઓ

આ ગોળીઓ હિંદુસ્તાનના હજારો લોકોએ વાપરી ખાતરી કરી છે. જ્ઞાનતંતુની નબળાઇ, શારીરીક અશક્તતા, અજીરણ કબજીયાત, યાદદાસ્ત શક્તિ મંદ પડી જવી, કામઉપર ચીત ન લાગવું, ધાતુ ક્ષીણતા, સ્વપ્નામાં તથા પીસાબમાં ધાતુનું જવું, વીગેરે દરદો આશ્ચર્યકારક રીતે ઝડપથી સારા કરે છે. ફક્ત પહેલેજ દીવસે એનો ગુણકારી પ્રભાવ માલમ પડે છે.

કીં. ૨૫ ગોળીની બાટલીનો રૂ. ૧—૪—૦.
કીં. ૪૦ ગોળીની બાટલીના રૂ. ૨—૦—૦
નમુનાની શીશી જે બે દીવસ ચાલે છે તેના રૂ. ૦—૪—૦.

વી. પી. ખર્ચ ૦—૫—૦ જુદા.

તા. ક.—ખરીદતી વખતે પ્રો. જેમ્સ ઇલેકટ્રો ટૉનીક પર્લ્સ નામ વાંચીને બાટલી લેજો.

સોલ એજન્ટ

### ધી એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.

નં. ૧૫૫, જુમા મસીદ, મુંબઈ.

જગજાહેર ખાત્રીવાળી દવા.

# વીરીયલ

USE

VIRIAL

(Regd)

તાવની અગર તો બીજી કોઇ બીમારીથી શરીર શક્તિ વગરનું થઇ જાય છે. ત્યારે ગવરમેન્ટ ડોકટરો **વીરીયલ** વાપરવા ભલામણ કરે છે કારણ કે વીરીયલ એવા તો ઉત્તમ અને નિરભય પદાર્થોની બનાવટ છે કે તે મગજની નબળાઇ, સાંધાનો દુઃખાવો, વીર્યશ્રાવ, ધાતુ ક્ષિણતા, થોડું ચાલી થાકી જવું, આંખે અંધારાં જેવું જણાવું. એવાં શક્તિહીન કરનારાં દર્દોનો નાશ કરી, શરીરમાં નવું બળ આપી તદન નિરોગી બનાવી આપે છે.

લેટ ગવરમેન્ટ એને લાઇઝર ડોકટરે **વીરીયલને** ( Chemically ) તપાસી તેના ગુણો માટે સરટીફીકેટ આપેલ છે.

માસ્તરો, વકીલો, વિદ્યાર્થીઓ તથા મગજ શક્તિનું કામ કરનારાઓ માટે ઘણીજ ઉપયોગી દવા છે.
USE

VIRIAL

(Regd)
દરેક દવાવાળા રાખે છે.

**મોટી બાટલી વાપરવાથી ફાયદો**
**ન થાય તો પૈસા પાછા.**
**કીંમત મોટી બાટલી રૂ. ૫). નાની રૂ. ૨).**
સોલ એજન્ટસ.

**વીરીયલ એજન્સી.**

કેમીસ્ટ એન્ડ પરફ્યુમર્સ પ્રિંસેસ સ્ટ્રીટ-મુંબઇ ૨.

"ગુજરાતી"ની ૩૭ મી ભેટ

# ચક્રવર્તી હમ્મીર

અથવા

# ચિતોડનો પુનરુદ્ધાર

એક ઐતિહાસિક નવલકથા

પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

"Freedom's battle once begun,
Though baffled oft is ever won!"

*Byron.*

( ગ્રંથસ્વામિત્વના સર્વ અધિકાર પ્રકાશકે પોતાને સ્વાધીન રાખ્યા છે )

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ.

વિક્રમાર્ક ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧

મૂલ્ય રૂ. ૩–૮–૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

## "ગુજરાતી"એ આપેલી ભેટો

1. ૧ રાસેલાસની કથા.
2. ૨ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.
3. ૩ હિન્દ અને બ્રિટાનિયા.
4. ૪ ગંગાગોવિન્દસિંહ.
5. ૫ સવિતાસુંદરી.
6. ૬ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ).
7. ૭ દિલ્લીપર હલ્લો.
8. ૮ અરાડમી સદીનું હિન્દુસ્તાન.
9. ૯ ઔરંગજેબ અને રાજપૂતો.
10. ૧૦ શાહજાદો ને ભીખારી.
11. ૧૧ હેસ્ટિંગ્સની સોટી.
12. ૧૨ બાજીરાવ બલ્લાળ (સચિત્ર).
13. ૧૩ બેગમસાહેબ.
14. ૧૪ પાણીપતનું યુદ્ધ.
15. ૧૫ નૂરજહાન.
16. ૧૬ રૂપનગરની રાજકુંવરી.
17. ૧૭ ઈન્દુકુમારી.
18. ૧૮ પ્લાસીનું યુદ્ધ.
19. ૧૯ શિવાજીનો વાઘનખ.
20. ૨૦ હળદીઘાટનું યુદ્ધ.
21. ૨૧ નંદનવનનો નાશ.
22. ૨૨ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.
23. ૨૩ ઔરંગજેબનો ઉદય.
24. ૨૪ પદ્મિની.
25. ૨૫ કત્લેઆમ.
26. ૨૬ પુરાતન દિલ્હી (સચિત્ર).
27. ૨૭ ચુમ્બનમીમાંસા.
28. ૨૮ ભદ્રકાળી.
29. ૨૯ જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય
30. ૩૦ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો.
31. ૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા.
32. ૩૨ પાટણની પ્રભુતા.
33. ૩૩ ચાણક્યનન્દિની અથવા [illegible] અને સુંહધી.
34. ૩૪ અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ!
35. ૩૫ રૌનક મહેલની રાજખટપટ.
36. ૩૬ બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ.
37. ૩૭ ચક્રવર્તી હમ્મીર અથવા ચિતોડનો પુનરુદ્ધાર.

# ઉપોદ્‌ઘાત

રાજસ્થાન–રાજપૂતાના–ના રાજપૂતોના પૂર્વવૃત્તને વ્યક્ત કરનારો જો કોઇ સારામાં સારો ઇતિહાસ ગ્રન્થ આજે અસ્તિત્વ ધરાવતો હોય તો તે કર્નલ ટૉડ્‌કૃત 'રાજસ્થાન' જ છે, અને તેથી જ્યારે પણ રાજસ્થાનના રાજપૂતો વિશે કાંઈ પણ લખવાનો કે બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે એ ઇતિહાસ ગ્રન્થનો આધાર લીધા વિના ચાલી શકતું જ નથી, એટલું બધું એ ગ્રન્થનું માહાત્મ્ય છે. ઇતિહાસની આવી એક સર્વમાન્ય તથા સર્વ કાલોપયોગી વસ્તુ નિર્માણ કરવા માટે સ્વ. કર્નલ ટૉડ્‌નો આપણે જેટલો પણ આભાર માનીએ તેટલો ઓછો જ છે. આ કારણથી રાજસ્થાનના ઇતિહાસ સાથે સંબંધ ધરાવનારી જેટલી પણ ઐતિહાસિક નવલકથાઓ અત્યાર સુધીમાં લખાયલી છે તે નવલકથાઓમાં મુખ્યત્વે એ 'રાજસ્થાન' નામક ગ્રન્થનો જ આધાર લેવાયલો છે. એ 'રાજસ્થાન' ગ્રન્થમાં વર્ણવાયલી એક સર્વ વિશ્રુત ઐતિહાસિક ઘટનાના આધારે જ મેં ઇ. સ. ૧૯૦૮માં 'પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ' નામક એક ઐતિહાસિક નવલકથા લખી હતી કે જે ઇ. સ. ૧૯૧૦ માં 'ગુજરાતી'ની ૨૪મી ભેટ તરીકે 'ગુજરાતી'ના ગ્રાહકોને અપાયલી હતી અને પ્રશંસાને પાત્ર થઈ હતી. ઉપર્યુક્ત 'પદ્મિની' નામક ઐતિહાસિક નવલકથાના લેખન–કાર્યની સમાપ્તિ પછી 'ભસ્મીભૂત ચિતોડ'ની ઐતિહાસિક ઘટના સાથે સંબંધ ધરાવનારી ચિતોડના પુનરુદ્ધારની ઘટનાને વર્ણવવાના ઉદ્દેશથી મેં ઇ. સ. ૧૯૦૯માં પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના લેખનકાર્યનો આરંભ કર્યો હતો અને કર્નલ ટૉડ્‌કૃત 'રાજસ્થાન'નો આધાર લેતાં કેટલીક અનિવાર્ય શંકાઓનો મારા મનમાં ઉદ્‌ભવ થયો હતો; કારણ કે, એ ગ્રન્થ અતિશય ઉત્તમ હોવા છતાં પણ એક વિદેશીય વિદ્વાનના હસ્તે લખાયલો હોવાથી તેમાં કેટલેક સ્થળે એવા પ્રમાદો આવી ગયા છે કે જો કર્નલ ટૉડના વિધાનને જ સર્વથા સત્ય તરીકે સ્વીકારી લેવામાં આવે તો તેથી કેટલીક વાર અતિશય ભયંકર અનર્થ થવાનો સંભવ રહે છે. કર્નલ ટૉડના એ સર્વ પ્રમાદોને દર્શાવવાની કે સુધારવાની અત્યારે આપણને આવશ્યકતા નથી; કારણ કે, રા. ગૌરીશંકર હીરાચન્દ ઓઝા જેવા ભારતીય ઇતિહાસવેત્તાઓએ એ કાર્યના ભારને પોતાના શિર પર ઉપાડી લીધો છે; છતાં પણ પ્રસ્તુત નવલકથાનું વસ્તુ એ 'રાજસ્થાન' ગ્રન્થમાંથી જ લેવાયલું હોવાથી હમ્મીરના સમયનું શાબ્દિક ચિત્ર આલેખતાં ટૉડ સાહેબના જે પ્રમાદો થયેલા છે અને તે પ્રમાદોના યોગે ઇતિહાસમાં જે એક પ્રકારનો વિરોધ ઉત્પન્ન થયો છે તેના નિવારણમાટે તે પ્રમાદોના કિંચિત્ ઉલ્લેખની અનિવાર્ય આવશ્યકતા ઉપસ્થિત થાય છે. તે પ્રમાદો નીચે પ્રમાણે છે:–

દિલ્લીના બાદશાહ અલાઉદ્દીન ખિલજીએ પદ્મિનીની પ્રાપ્તિમાટે ચિતોડને ભસ્મીભૂત કર્યા પછી રાણા લક્ષ્મણસિંહનો પૌત્ર કેલવાડામાં પોતાના કાકા અજયસિંહ સાથે અજ્ઞાતવાસમાં હતો અને તેણે પોતાના ગત રાજ્યને મેળ-

વવા માટેના પ્રયત્નો કરવા માંડયા તે વેળાયે કર્નલ ટૉડના લખવા પ્રમાણે "અલાઉદ્દીનના મૃત્યુ પછી મહમૂદ ખિલજી દિલ્હીના સિંહાસનનો સ્વામી થયો હતો." અર્થાત્ 'રાજસ્થાન' માં હમ્મીરનો વિગ્રહ એ મહમૂદ ખિલજી સાથે જ થયેલો દેખાડવામાં આવ્યો છે અને હમ્મીરે લઢીને એની પાસેથી જ પોતાનો દેશ પાછો લીધો એમ દર્શાવવામાં આવ્યું છે; પરંતુ આપણે જ્યારે મુસલ્માનો-ની સત્તાના સમયના અન્ય ઇતિહાસ ગ્રન્થોનું અવલોકન કરીએ છીએ, ત્યારે એ મહમૂદ ખિલજીનું કયાંય નામનિશાન પણ જોવામાં આવી શકતું નથી અને એવો જ ઇતિહાસ મળી આવે છે કે અલાઉદ્દીન પછી નામ માત્રનો બાદશાહ અલાઉદ્દીનનો સર્વથી નાનો શાહજાદો હતો અને રાજ્યનો ચાલક મલેક કાફૂર હતો. પણ ત્યાર પછી દિલ્હીમાં પ્રપંચો તથા રાજકારસ્થાનોનો અગ્નિ એવા તો જોરથી ભડકી ઉઠયો કે અલાઉદ્દીનના મરણ પછી ચાર વર્ષમાં તો ખિલજી વંશનો સદાને માટે અંત આવી ગયો અને દિલ્હીમાં તઘલખ વંશની સત્તાના સૂર્યનો ઉદય થયો. કર્નલ ટૉડના હસ્તથી ઉપર્યુક્ત પ્રમાદ કોણ જાણે શા કારણથી થવા પામ્યો છે તે સમજી શકાતું નથી; કારણ કે, કર્નલ ટૉડ પોતે જ લખે છે કે: "જ્યારે ચિતોડના ક્ષત્રિયવંશના વૈભવનું લગભગ ૧૩૦૩માં ઉચ્ચાટન થયું, તે વેળાયે હમ્મીરની અવસ્થા લગભગ ૧૨ વર્ષની હતી."* અને અલાઉદ્દીનનો સ્વર્ગવાસ ઇ. સ. ૧૩૧૬ માં થયાનો ઇતિહાસોમાં સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે એટલે ચિતોડ ભસ્મીભૂત થયા પછી પાંચ કે છ વર્ષમાં એટલે કે સત્તર કે અઢાર વર્ષની અવસ્થામાં હમ્મીરે, તે પોતે એક તેજસ્વી રાજકુમાર હોવાથી, પોતાના રાજ્યની પુનઃ પ્રાપ્તિના પ્રયત્નો કર્યા હોય અને અલાઉદ્દીનનો અંતકાળ થતાં સુધીમાં લગભગ ચોવીસ વર્ષની અવસ્થામાં અલાઉદ્દીન પાસેથી પોતાનું રાજ્ય પાછું જીતી લીધું હોય, તો તે સંભવિત છે, અને છે પણ તેમ જ; કારણ કે, વ્હીલર સાહેબ પોતાના "The History of India under Mussulman Rule" નામક ઇતિહાસ ગ્રન્થમાં એમ જ જણાવે છે કે: "અલાઉદ્દીનના જીવનકાળમાં જ રાજપૂતોએ ચિતોડ પાછું લઈ લીધું હતું." વ્હીલર સાહેબના આ વિધાનનો પ્રસ્તુત નવલકથાના દ્વિતીય ખંડના દ્વિતીય પરિચ્છેદમાં, ૪૬મા પૃષ્ઠમાંના ટિપ્પણમાં વિસ્તારપૂર્વક ઉલ્લેખ કરાયલો છે, એટલે અત્ર તેના પુનરુલ્લેખની આવશ્યકતા નથી. કર્નલ ટૉડનો ઇતિહાસ વિષયક આ એક મોટામાં મોટો પ્રમાદ હોવા છતાં ચિતોડના હમ્મીર રાણાના સંબંધમાં અંગ્રેજી, બંગાળી, હિન્દી, મરાઠી તથા ગુજરાતી ભાષામાં જે જે કાવ્ય, નવલકથા તેમ જ નાટકના રૂપમાં અનેક લઘુ કે બૃહદ્ ગ્રન્થો લખાયા છે તે સર્વ ગ્રન્થોમાં બહુધા કર્નલ ટૉડનો એ પ્રમાદ સર્વથા અવિચળ રહેલો જ દૃષ્ટિગોચર થયા કરે છે. એ સર્વ ગ્રન્થકારોમાંના કોઈ

* He remained little noticed at the maternal abode till the catastrophe of Cheetore. At this period he was twelve years of age, and had led a rustic life, from which the necessity of the times recalled him."

"Rajasthan" Popular Edition, London, Page 217.

માણુ ગ્રન્થકારે કાં તો ઇતિહાસ વિષયક અજ્ઞાનથી કે કાં તો એ પ્રમાદ પ્રતિ ધ્યાન ન આકર્ષાયાથી એ પ્રમાદને સુધારવાનો પ્રયત્ન નથી કર્યો અને તેથી ચિતોડના હમ્મીરનો પ્રતિપક્ષી દિલ્લીનો બાદશાહ કાલ્પનિક મહમૂદ અથવા મહમ્મદ તઘલખ જ કાયમ રહી ગયો છે. ઉદાહરણ તરીકે પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ એમ.એ.કૃત 'મહારાણા હમીરસિંહ' નાટકમાં દિલ્લીનો બાદશાહ મહમદ તઘલખ (ગાંડો) છે અને ગત વર્ષમાં અમદાવાદના 'ગુજરાતી પંચ' પત્રની ભેટ તરીકે અપાયલી રા. લલ્લુભાઈ ગોકળદાસ પટેલ કૃત 'વીર રમણી અને રાણા હમીરનો ભાગ્ય રવિ' નામક ઐતિહાસિક નવલકથાના ઉપસંહારમાં પણ એવો જ ઉલ્લેખ કરાયલો છે કે: "રાણા હમીરે, બાપદાદાનું રાજ્ય મેળવ્યું, ઇ. સ. ૧૩૦૧માં મેવાડની ગાદીએ બેઠો, પરંતુ તે ગાદી કેલવાડામાં જ હતી. પાછળથી ચિતોડ લીધું, અને બાપ્પા રાવળની રાજ્યગાદી ઉપર સ્થિર થયો. તે વખતે ખીલજી બાદશાહ અલાઉદ્દીનનો અંત આવ્યો. ચિતોડનો સુબો માલદેવ દિલ્લી ગયો, અને અલાઉદ્દીનની પાછળ ગાદીએ બેસનાર મહમદ બાદશાહને થયલા નુકસાનથી વાકેફ કર્યો. મહમદશાહ પોતાનું ગયેલું રાજ્ય મેળવવા મેવાડ ઉપર ચઢી આવ્યો, હાર્યો અને હમીરનો કેદી બન્યો. અજમેર, નાગોર, સુએસોપર વગેરે પરગણાં અને ૫૦ લાખ રૂપીઆ રોકડા, ૧૦૦ હાથી અને કેટલાક સુંદર ઘોડાઓ આપી ત્રણ માસે હમીર સાથે સલાહ કરી છૂટો થયો."*

* મેં પ્રસ્તુત નવલકથા ઇ. સ. ૧૯૦૯માં લખ્યા પછી ચિતોડના રાણા હમ્મીર વિષયક જે કેટલાંક પુસ્તકો આર્યાવર્તની ભિન્ન ભિન્ન ભાષાઓમાં પ્રકટ થયાં છે તેમાંનું જ મરાઠી ભાષામાં પ્રકટ થયેલું 'લાંછિત ચન્દ્રમા' નામક એક પુસ્તક પણ છે અને 'વીર રમણી અને રાણા હમીરનો ભાગ્ય રવિ' નામક ગુજરાતી પુસ્તક એ મરાઠી પુસ્તકના આધારે જ લખાયલું હોવાથી આ પ્રમાદના ઉત્તરદાતા જો કે મૂળ ગ્રંથકારને જ કહી શકાય, તોપણ અનુવાદકનું ઉત્તરદાતૃત્વ એથી સર્વાંશે લુપ્ત થતું નથી; આ ઘટનાના ઉલ્લેખનું એક વિશિષ્ટ કારણ એ છે કે, રા. લલ્લુભાઈ ગોકળદાસ પટેલે તેમના 'બાપ્પારાવ' નામક પુસ્તકથી મારું 'ચક્રવર્તી બાપ્પારાવળ' નામક પુસ્તક બહુ વર્ષ પૂર્વે લખાયલું હોવા છતાં તેમના પુસ્તક પછી પ્રકટ થયેલું હોવાથી 'વીર રમણી'ની પ્રસ્તાવનામાં તેમણે મારાપર એવો આક્ષેપ કરેલો છે કે: "સને ૧૯૧૪માં, સસ્તી વાર્તામાળા તરફથી 'મહારાણા બાપ્પારાવ' નામનું પુસ્તક છપાયા પછીથી થોડાજ વખતને અંતરે 'બાપ્પારાવ'માંનો ગુજરાતનો ઇતિહાસ ઉડાડી દઈ 'ચક્રવર્તી મહારાણા બાપ્પારાવળ' પ્રથમ 'બાપ્પારાવ'ની સામ્ય કૃતિ જેવો જ પરંતુ તેના ઉપોદ્ઘાતમાં લખ્યા પ્રમાણે લેખકશ્રીએ ઘણાં વર્ષ ઉપર લખી રાખેલો તે ત્યારે જ છપાવવાનો પ્રસંગ આવ્યો. (!)" આ આશ્ચર્યદર્શક ચિહ્ન મૂકીને રા. લલ્લુભાઇએ એમજ માની લીધું છે કે, મારું લખેલું 'બાપ્પારાવળ' નામક પુસ્તક તેમના જ પુસ્તકના આધારે અને તેમના પુસ્તક પછી લખાયું છે; પરંતુ સત્ય વાર્તા તો મેં લખી છે તે જ છે અને તે એ કે મારું તે પુસ્તક તેમના 'બાપ્પારાવ'થી ઘણાં વર્ષ પૂર્વે લખાયલું છે, અને તે સિદ્ધ કરવા જેટલો

દ્વિતીય પ્રમાદ એ છે કે ચિતોડને ભસ્મીભૂત કર્યાં પછી ચિતોડનો અધિકાર માલદેવ નામક એક રાજપૂત સરદારને આપીને અને તેને મેવાડનો સૂબેદાર બનાવીને અલાઉદ્દીન પોતે દિલ્હી તરફ ચાલ્યો ગયો હતો. એ માલદેવ બાદશાહનો ગુલામ હોવાથી હમ્મીર તેને પોતાનો શત્રુ માનતો હતો અને માલદેવ હમ્મીરને પોતાનો શત્રુ ધારતો હતો. આમ થવું સ્વાભાવિક હતું; પરન્તુ ટૉડ્ સાહેબના લખ્યા પ્રમાણે હમ્મીરે જ્યારે મેવાડમાં લૂંટફાટ કરીને મુસલમાની સત્તાને ડગમગાવી દેવાનો ભયંકર યત્ન આરંભ્યો, ત્યારે હમ્મીરને ગુણી તથા શૂરવીર ધારીને ચિતોડના નામધારી રાજા માલદેવે પોતાની કન્યાનો તેની સાથે લગ્ન સંબંધ કરી આપ્યો. આમ કર્યા છતાં ટૉડે માલદેવને અંત પર્યન્ત હમ્મીરના શત્રુ તરીકે ઓળખાવીને જણાવ્યું છે કે, 'માલદેવની ગેરહાજરીમાં હમ્મીરે ચિતોડ હસ્તગત કરી લીધું ત્યારે તેથી સંતપ્ત થઇને એના સમાચાર બાદશાહના કાને નાખવા માટે તે પોતે દિલ્હી ગયો હતો અને બાદશાહને

---

મારી પાસે પાકો પૂરાવો પણ છે; કલ્પનાઓ બાંધવાની નથી. આવી જ અથડામણી અત્યારે પણ થઈ છે; અને તે એ કે તેમનું 'વીર રમણી અથવા રાણા હમીરનો ભાગ્ય રવિ' નામક પુસ્તક ઇ. સ. ૧૯૨૦માં છપાયું છે અને મારું પ્રસ્તુત પુસ્તક ઇ. સ. ૧૯૨૧માં પ્રકટ થાય છે એટલે એથી પણ તેઓ એમજ ધારી લેશે કે મારું આ પુસ્તક પણ તેમના પુસ્તકના પ્રકાશન પછી જ લખાયું છે, અને કલ્પનાના તરંગ તુરીપર સ્વાર થવાની તેમની વૃત્તિ જોતાં વાક્યાંતે નવું આશ્ચર્ય ચિહ્ન મૂકી એમ પણ કહી નાંખે કે એમના જ પુસ્તકને આધારે લખાયું છે. માટે આ પુસ્તક ઇ. સ. ૧૯૦૯માં જ લખાયું હતું એનું પ્રમાણ આપવાની આવશ્યક્તા રહે છે અને તે પ્રમાણ એ છે કે જ્યારે ઇ. સ. ૧૯૧૪માં મારી લખેલી 'હમ્મીર હઠ અથવા રણથંભોરનો ઘેરો' નામક ઐતિહાસિક નવલકથા પ્રકટ થઈ ત્યારે તેના ઉપોદ્‌ઘાતમાં રણથંભોરનો હમ્મીર તથા ચિતોડનો હમ્મીર સમકાલિક હોવાથી તેમની ભિન્નતાને દર્શાવતાં ઉપોદ્‌ઘાતના દ્વિતીય પૃષ્ઠમાં મેં લખ્યું હતું કેઃ—"ચિતોડની પદ્મિની પછી ચિતોડના હમ્મીરનો કાળ આવે છે અને તેના સમયની ભિન્ન નવલકથા પણ મેં લખેલી છે કે જે કોઈ પ્રસંગે "ગુજરાતી"ના ગ્રાહકોના કરકમળમાં ઉપહારરૂપે વિરાજશે, એટલે તે વિશે અહીં વિશેષ વિવેચન કરવાનું પ્રયોજન નથી." ઇ. સ. ૧૯૧૪માં પ્રકટ થયેલા મારા ગ્રન્થમાંના આ ઉલ્લેખથી રા. લલ્લુભાઇનો નિશ્ચય થશે જ કે આ ગ્રન્થ તેમના 'વીર રમણી' નામક ગ્રન્થથી બહુ વર્ષ પૂર્વે લખાયલો છે; માત્ર એટલું જ નહિ, પણ મારો 'બાપ્પા રાવળ' નામક ગ્રન્થ પણ તેમના 'બાપ્પા રાવ'થી બહુ વર્ષ પૂર્વે લખાયાનું પ્રમાણ જોવું હોય તો તેમણે 'ગુજરાતી' પ્રેસના ચોપડા જઈને જોઈ આવવા, એટલે એ ગ્રન્થની લખામણીના પૈસા મને કયા વર્ષમાં મળેલા છે એ તરત જણાઈ આવશે. કાદવને ચોવાનો અને ચઢ્ઢાવઢ્ઢા તરંગ દોડાવાનો ગ્રન્થકારોનો ધર્મ નથી. અત્યારે પ્રસંગાનુસાર તેમના એક આક્ષેપનું ખંડન કરવામાં આવ્યું છે અને તેથી જો તેમના અંતઃકરણમાં આવો અસત્ય અને તરંગી આક્ષેપ કરવા માટે પશ્ચાત્તાપ થશે, તોપણ તે સંપૂર્ણ બદલો છે, એમ જ હું માનીશ.

તેની ફોજ સાથે મેવાડમાં લઇ આવ્યો હતો.' આ પણ એક પ્રકારનો વિરોધ અથવા પ્રમાદ જ દેખાય છે; કારણ કે, એક પુરુષ કોઇ એક યુવકને શૂરવીર તથા સદ્ગુણશીલ ધારીને પોતાના જમાતાની પદવીથી વિભૂષિત કરે અને ત્યાર પછી તેના જ પ્રાણનો શત્રુ થઈને પોતાની પુત્રીને વિધવા થયેલી જોવાની ઇચ્છા રાખે, એ સર્વથા અશક્ય તથા અસંભવનીય નથી શું? આ કારણથી પ્રસ્તુત નવલકથામાં મુસલમાનો તરફથી માલદેવને અપમાનનાં અનેક કારણો મળવાથી તે હમ્મીરના પક્ષમાં મળી જાય છે અને અંત પર્યન્ત સ્વદેશની સેવા કરી સુખી થાય છે, એ પ્રમાણેનું તેનું ચારિત્ર્ય આલેખવામાં આવ્યું છે, અને એજ નૈસર્ગિક તથા સંભવનીય છે, એવી મારી માન્યતા છે. આ માન્યતાને પુષ્ટિ આપનારું બીજું પણ એક કારણ છે અને તે એ કે માલદેવે પોતાની જે કન્યાનો હમ્મીર સાથે શરીર સંબંધ કરાવ્યો હતો તે કન્યા બાલવિધવા હતી* એટલે કે કેટલાકોના અભિપ્રાય અનુસાર તે કન્યા બે વર્ષના વયની હતી ત્યારે કેટલાકોની માન્યતા અનુસાર ચાર કિંવા પાંચ વર્ષની અવસ્થામાં હતી ત્યારે કોઇ એક સાધારણ ગ્રામપતિ રાજકુમાર સાથે તેનો લગ્ન સંબંધ થયો હતો અને લગ્ન થયા પછી બે ચાર મહિનામાં જ તે રાજકુમારનો દેહાન્ત થતાં કુમારીને પતિસમાગમના અનુભવ વિના જ વૈધવ્યની પ્રાપ્તિ થઈ હતી; કુમારી અક્ષતયોનિ બાલવિધવા હતી. પોતાની બાલવિધવા દુહિતાની વૈધવ્ય વેદનાને નિવારવા માટે તેનો હમ્મીર રાણા સાથે શરીર સંબંધ કરાવી આપ્યા છતાં તે જ પુત્રીને પુનઃ વૈધવ્યની પ્રાપ્તિ કરાવનાર હમ્મીર સાથેના શત્રુત્વને માલદેવ અંત પર્યન્ત વળગી રહે, એ વિધાનને વિચારશીલ માનવબુદ્ધિ કોઈ પણ રીતે સ્વીકારી શકે તેમ નથી.

માલદેવની પુત્રી કુમારી† બાલવિધવા હતી એ તો નિર્વિવાદ વાર્તા છે; કારણ કે, રાજપૂતાનામાં બહુ વર્ષથી વસનાર અને રાજસ્થાનના ઇતિહાસના અભ્યાસી રા. લલ્લુભાઈ ભીમભાઈ દેસાઇએ પણ તેમની ઇ. સ. ૧૯૧૪માં પ્રકટ થયેલી 'દેવી ખડ્ગ અને ચિતોડની પુનઃ પ્રાપ્તિ' નામક ઐતિહાસિક નવલકથામાં એ વિષયને પ્રાંજલતાથી સ્વીકારેલો છે.‡ તથાપિ અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે મેવાડના

* Her kindness and vows of fidelity overcame his sadness upon learning that he had married a widow. She had been wedded to a chief of the Bhatti tribe, shortly afterwards slain, and when she was so young as not to recollect even his appearance................."

"Rajasthan," Popular Edition, (London) Page 217.

† ટૉડ્કૃત 'રાજસ્થાન'માં તેમ જ અન્યત્ર માલદેવની હમ્મીરને વરેલી પુત્રીના સત્ય નામનો ઉલ્લેખ ન હોવાથી ભિન્ન ભિન્ન ગ્રન્થકારોએ તેનાં ભિન્ન ભિન્ન નામો પોતાની ઇચ્છાનુસાર આપેલાં છે. આ ગ્રંથમાં તેનું નામ કુમારી છે; 'મહારાણા હમીરસિંહ' નાટકમાં તેનું નામ વીરમતી છે અને 'દેવી ખડ્ગ' નામક નવલકથામાં તેનું નામ વાલબાઈ રખાયલું છે.

‡ જુઓ 'દેવી ખડ્ગ' પ્રકરણ ૪૭ મું, પૃષ્ઠ ૩૦૫.

મહારાણાના નિષ્કલંક વંશમાં વિધવા પુનર્લગ્નને સ્વીકારવાની રૂઢિ ન હોવાં છતાં અને એ ઘટના કલંકદાયિની હોવા છતાં મહારાણો હમ્મીર બાલવિધવા કુમારીને પોતાની વિવાહિતા પત્ની તરીકે એ જૂના કાલમાં સ્વીકારે અને તે બાળવિધવાના ઉદરથી જન્મેલો પુત્ર મેવાડના સિંહાસનનો ઉત્તરાધિકારી થાય, એ કદાપિ શક્ય માની શકાય તેમ છે ખરું કે ? તો એનું ઉત્તર માત્ર એટલું જ આપી શકાય તેમ છે કે, કેટલીક વાર મનુષ્ય એવા વિલક્ષણ સંયોગોમાં આવી જાય છે કે તેને અનિચ્છા હોવા છતાં પણ, અમુક વસ્તુનો નિરુપાયવશાત્ સ્વીકાર કરી લેવો પડે છે અને તેથી આવી ઘટનાઓ અપવાદરૂપ જ મનાય છે, એ અહીં વિશિષ્ટતાથી લક્ષમાં રાખી લેવાનું છે; કારણ કે, અપવાદ મુખ્ય નિયમને સિદ્ધ કરનારો હોવાથી આ અપવાદ મેવાડના પવિત્ર રાજવંશમાં વિધવાવિવાહના નિષેધને જ સિદ્ધ કરી બતાવે છે; અને તેનું અન્ય પ્રમાણ એ છે કે મેવાડના રાજવંશમાં હમ્મીરથી પૂર્વે તેમજ પશ્ચાત્ વિધવાપુનર્લગ્નની આવી ઘટના થયેલી હોય એવો 'રાજસ્થાન'ના ઇતિહાસમાં ક્યાંય પણ ઉલ્લેખ કરાયલો નથી. સિવાય કે, ટૉડ સાહેબને હાથે આ પ્રસંગમાં કોઈ ભયાનક ભૂલ થઈ ગઈ હોય. સારાંશ કે, મહારાણા હમ્મીરના આ બાલવિધવા સાથેના શરીર સંબંધને આપણે જો આપદ્ધર્મના પરિણામ તરીકે ઓળખીએ, તો તે યોગ્ય જ કહેવાશે.

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાને રસમય તથા બોધક બનાવવા માટે ઐતિહાસિક પાત્રો ઉપરાંત કેટલાંક નવીન પાત્રોની યોજના પણ કરાયલી છે; પરંતુ તે પાત્રોની યોજનાના યોગે ઇતિહાસમાં વિપર્યાસ ન થાય, એની યોગ્ય સંભાળ રાખવામાં આવી છે. જેવી રીતે પ્રસ્તુત નવલકથા 'પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ'ના અનુસંધાનમાં લખાયલી છે તેવી જ રીતે 'હળદીઘાટનું યુદ્ધ' નામક ઐતિહાસિક નવલકથાના અનુસંધાનમાં મેં 'અમર સંન્યાસ'. નામક ઐતિહાસિક નવલકથા લખીને બહુ વર્ષથી તૈયાર રાખી છે કે જે હવે પછી યોગ્ય પ્રસંગ આવતાં પાઠક તથા પાઠિકાઓના કરકમળમાં વિરાજવાના ભાગ્યને પ્રાપ્ત કરશે. મારી આજ સુધીમાં પ્રકટ થયેલી અન્ય ઐતિહાસિક નવલકથાઓ પ્રમાણે પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા પણ જો પાઠક તથા પાઠિકાઓના આદરને પાત્ર થશે, તો એજ મારા પરિશ્રમનું પારિતોષિક છે એમ ધારીને હું સંતુષ્ટ થઇશ.

અહમ્મદાબાદ (અમદાવાદ),
વિક્રમાબ્દ ૧૯૭૭, માઘ શુક્લા
દ્વિતીયા, ગુરુવાર, તા૦ ૧૦–૨–૨૧

ભવદીય કૃપાકાંક્ષી
ઠક્કુર નારાયણ

# અનુક્રમણિકા

# ચક્રવર્તી હમ્મીર

અથવા

# ચિતોડનો પુનરુદ્ધાર

## પ્રથમ ખણ્ડ—નિશા



### પ્રથમ પરિચ્છેદ

### ભીષ્મ પ્રતિજ્ઞા

ભયંકર અંધકારમય નિશાદેવીનું સામ્રાજ્ય સમસ્ત સૃષ્ટિમાં વ્યાપેલું હતું. આરાવલિ પર્વતના આસપાસના પ્રદેશમાં અગાધ જળવૃષ્ટિ થયેલી હોવાથી સર્વ વૃક્ષો પાણીથી ભીંજાઇને તરબોળ થઇ ગયાં હતાં. જમીનપર કાદવ પ્રસરી ગયો હતો. ક્ષણે ક્ષણે મેઘોનો ગડગડાટ અને વીજળીનો ચકચકાટ થયા કરતો હતો. વાયુ સુસવાટા કરતો વેગથી વાતો હતો અને વચ્ચે વચ્ચે ક્રૂર વનપશુઓના ભયંકર ચીત્કારો પણ સાંભળવામાં આવતા હતા. એ ભીષણ નિશાના એવા સમયે એ પાર્વતીય પ્રદેશમાંથી એક તરુણ અશ્વારોહી પોતાના અશ્વને વાયુના વેગે દોડાવતો ચાલ્યો જતો હતો. અશ્વ એ પ્રદેશમાં આગળ વધી શકશે કે કેમ, તેના પગ કાદવમાં ઊંડા ઉતરી જશે કે કેમ અથવા તો તે ક્યાંક લપસીને પટકાઈ પડશે કે કેમ? એનો તે તરુણના મનમાં લેશમાત્ર પણ વિચાર હોય, એમ તેની મુખમુદ્રાને જોતાં તો જણાતું નહોતું. તે અશ્વારૂઢ તરુણ તે વિકટ વનપ્રદેશમાંનાં નાળાં, વેહેળા, ખાડા, કાદવ અને ચઢાણ ઉતરાણ તરફ જરા પણ લક્ષ ન આપતાં પોતાના વાહનને એકસરખી રીતે દોડાવતોજ જતો હતો. ભય અને સંશય એ બે શબ્દોને તેણે પોતાના શબ્દકોષમાંથી કાઢી નાંખ્યા હોય એવું જ અનુમાન કરી શકાતું હતું.

એવો એ મહાસાહસી વીર કોણ હશે અને આવા ભયાનક સમયમાં કયા મહત્કાર્યમાટે અને કયાં જતો હશે, એની કલ્પના કરવાનું કાર્ય પણ અશક્ય હતું. વચ્ચે વિદ્યુતનો પ્રકાશ પડવાથી એ તરુણ તારુણ્યના વસંતમાં વિહરતો હતો અને એનું મુખમંડળ બહુજ ચિન્તાગ્રસ્ત અને કાંઇક દુ:ખિત હોય, એમ દૃષ્ટિગોચર થતું હતું.

પુન: અલ્પ સમયમાં જ વાયુનો વેગ વધ્યો અને આકાશમાંથી મૂશલધાર જલવૃષ્ટિ થવા લાગી; તથાપિ તે તરફ જરા પણ ધ્યાન ન આપતાં એ અશ્વારોહી વીરે પોતાના દેહના જ્ઞાનનું વિસ્મરણ કરીને આગળ વધવાના વ્યાપારને ચાલુ જ રાખ્યો. એવી રીતે કેટલોક પંથ કાપી ગયા પછી તે કાંઇક શુદ્ધિમાં

આવ્યો અને ઘોડાને થોભાવીને 'હું કયાં આવી લાગ્યો છું?' એનો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો; એટલામાં વીજળીનો એક મોટો ઝબકારો થયો, તેના મુખમંડળમાં આનંદની છટાનો ઉદય થયો અને તે ક્ષણે જ તે ઘોડાપરથી નીચે ઊતરી પડ્યો. તે પાસેની એક પર્ણકુટી પ્રતિ દૃષ્ટિ કરીને મનસ્વી જ કહેવા લાગ્યો કે:–

"આ જ તે કુટીરશ્રેણી અને એમાંની જ એક પર્ણકુટીમાં મારા પૂજ્ય કાકા મરણોન્મુખ થઇ શય્યામાં પડ્યા છે. હાય, હાય, અત્યારે તેમની કેવી દુરવસ્થા થઈ હશે, એની કલ્પના મને કયાંથી હોઇ શકે?" તેનું મન એકાએક ઉદાસિન થઈ ગયું અને તે નાના પ્રકારના તર્કવિતર્કોથી શંકિત થતો શૂન્યદૃષ્ટિથી ચારે તરફ દૃષ્ટિપાત કરતો ક્ષણ બે ક્ષણ ત્યાંનો ત્યાં જ ઊભો રહ્યો.

જે સ્થળે એ તરુણ ઊભો હતો, તે સ્થળથી લગભગ બસેં હાથ જેટલા અંતરે ચાળીસ પચાસ ઝૂપડાંની હાર જોવામાં આવતી હતી અને અત્યારે માત્ર એક ઝૂપડાને બાદ કરતાં બાકીનાં સર્વમાં શાંતિ અને નિઃસ્તબ્ધતાનો પ્રસાર થયેલો દેખાતો હતો.

પોતાના ઘોડાની લગામને હાથમાં ઝાલીને તે ધીમે ધીમે ચાલવા લાગ્યો. તે કુટીરશ્રેણીની પાસે આવી લાગતાં એક પર્ણકુટીમાં બે ચાર દીપક બળતા તેના જોવામાં આવ્યા અને તે દીપકના પ્રકાશના યોગે ત્યાં બેઠેલા ઘણાક મનુષ્યોને પણ તે સ્ફુટ જોઈ શકયો. આસપાસની બીજી પર્ણકુટીઓમાં મનુષ્યોની જરા પણ હીલચાલ ન દેખાયાથી આસપાસના સર્વ મનુષ્યો એ એક જ કુટીરમાં એકત્ર થયેલા હોવા જોઇએ, એવો વિચાર મનમાં આવતાં જ ભયથી તે તરુણનાં ગાત્રો થરથર કંપવા લાગ્યાં. 'હે દેવાધિદેવ! આ હું શું જોઉં છું?' એ પ્રમાણે નિઃશ્વાસપૂર્વક ઉદ્ગાર કાઢીને તેણે વિદ્યુદ્વેગથી તે કુટીરમાં પ્રવેશ કર્યો.

એ વેળાએ તે કુટીરમાં મધ્યમ વયનો એક રુગ્ણ પુરુષ વેદનાથી કણસતો શય્યામાં પડ્યો હતો. તેના મસ્તકમાં થયેલા જખમમાંથી પુષ્કળ રક્તનું વહન થવાથી તેની મુખમુદ્રા નિસ્તેજ અને પાંડુવર્ણ થઈ ગઈ હતી, બન્ને આંખો ઊંડી ઊતરી ગઈ હતી અને પુનઃ પોતાની આંખોને ઊઘાડવાનું સામર્થ્ય પણ તેનામાં રહેલું નહોતું. બે મનુષ્ય તેના ઓશીકા પાસે અને બે મનુષ્ય તેના પગો પાસે બેસી હાથમાં પંખા લઈ મોઢામાંથી કાંઈ પણ અવાજ કર્યા વિના તે રુગ્ણ પુરુષને વાયુ ઢોળ્યા કરતા હતા. બાકીના બધા મનુષ્યો તે રુગ્ણ પુરુષને જોતા ચિન્તાગ્રસ્ત થઈ બેઠા હતા. તે સર્વનાં મુખમંડળોમાં દુઃખ, ચિન્તા અને નિરાશાનાં ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિગોચર થતાં હતાં.

તે તરુણ પુરુષ કુટીરમાં પ્રવેશ કરીને એક વાર ત્યાં બેઠેલા મનુષ્યો પ્રતિ દૃષ્ટિપાત કરી, સીધો તે રુગ્ણ પુરુષની શય્યા પાસે ચાલ્યો ગયો. તે થોડી વાર સુધી તો તે શય્યાશાયી રુગ્ણ પુરુષને સ્થિર દૃષ્ટિથી જોતો ઊભો રહ્યો. તેના પાંડુવર્ણ, રક્તહીન અને તેજોહીન મુખમંડળને જોઇને તે તરુણ કોઈ પણ ઉપાયે પોતાના શોકના વેગને રોકી શકયો નહિ. તેનું હૃદય દુઃખ દાવાનળથી બળવા લાગ્યું અને તેનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહેવા માંડયો. તેણે વ્યથિત અંતઃકરણથી કહ્યું કે: "અરેરે–હું કેવો હતભાગી! અંતે મારા ભાગ્યમાં

આ પ્રસંગ જોવાનું જ આવ્યું ને? વાયુ અને વૃષ્ટિનો વિચાર ન કરતાં અને કોઈ પણ સ્થળે એક પળ માત્રની પણ વિશ્રાંતિ ન લેતાં રાત્રિ દિવસ એક સરખો પ્રવાસ કરીને હું જે અહીં આવ્યો તે આ મહા શોકકારક સમયનો સાક્ષી થવા-માટે જ ને? કાકા! કાકા! આ આપની કેવી ભયંકર અવસ્થા! કેટલું દુ:ખ! હે પરમાત્મન્! આ દૃશ્ય મારાથી જોઈ શકાતું નથી. આ દારુણ દૃશ્યને દેખીને મારા અંતઃકરણના ટુકડે ટુકડા થઇ જાય છે. અરેરે—મસ્તકમાં આ કેટલો અને કેવો પ્રાણહારક આઘાત! કાકા! આ જખમની વેદના આપ કેવી રીતે સહન કરી શકતા હશો વારુ?"

એક ક્ષણ માત્રમાં તેનો શોક સંતાપના રૂપમાં બદલાઈ ગયો; તેનું મુખ-કમળ કોપના અગ્નિથી આરક્ત બન્યું; તેની આંખો લાલચોળ થઈ ગઈ અને તેમાંથી અગ્નિ જ વર્ષવા માંડશે કે શું, એવો ભાસ થવા લાગ્યો. તેનું હૃદય કંપિત થયું અને સર્વાંગમાં પ્રસ્વેદનો આવિર્ભાવ થયો. તે ગર્જના કરી ત્યાં એકત્ર થયેલા મનુષ્યોને પૂછવા લાગ્યો કે: "હે વીર યોદ્ધાઓ! કહો, મુખમાંથી કાંઈ તો બોલો. આમ મોઢાં નીચાં કરીને કેમ બેસી રહ્યા છો? મહારાજના મસ્તકમાં જખમ કરનાર દુરાત્મા કોણ છે? એવી ઉન્મત્તતા કોણે ધારણ કરી છે અને તેનું નામ શું છે?" એ પ્રમાણે બોલી તે ચિન્તાક્રાંત થયેલા મનુષ્યો પ્રતિ આવેશયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યો.

"મુંજો ભિલ્લ," તે મનુષ્યોમાંના એકે મંદ સ્વરથી કહ્યું.

એ નામ સાંભળીને કોપના વેગથી કંપતા તે તરુણના મુખમાંથી શબ્દ નીક-ળવાની તૈયારી હતી એટલામાં, "કુમાર, મારો પ્રિય કુમાર, અદ્યાપિ ન આવ્યો કે? પરમાત્મન્! આ અંતિમ સમયમાં કુમાર સાથે મારો મુખમેળો થાય, એટલી તો કૃપા કર," એવાં ત્રોટક વાક્યો તે રુગ્ણ પુરુષના મુખમાંથી અસ્પષ્ટ સ્વરમાં બહાર નીકળ્યાં.

"કાકા! હું આપનો કુમાર આપનાં ચરણોમાં જ ઊભો છું. બોલો, આ દાસને આપની શી આજ્ઞા છે?" તરુણે દુ:ખિત સ્વરથી કહ્યું.

"કોણ? કુમાર," રુગ્ણ પુરુષે બહુ જ ઉત્સુકતાથી પૂછ્યું.

"જી હા, મહારાજ! આપનો તે હતભાગી કુમાર જ—"

એ શબ્દો શ્રવણોમાં અથડાતાં જ તે અશક્ત થયેલા રુગ્ણ પુરુષેનો મુખ-મંડળમાં કાંઇક સંતોષની છટા દૃગ્ગોચર થવા લાગી અને મહા પરિશ્રમ કરીને તેણે પોતાની ઉંડી ઊતરી ગયેલી અને મીચાયલી આંખોને એક વાર પાછી ઉઘાડી. અત્યાર સુધી કુમારનો મેળાપ ન થયેલો હોવાથી તે બિચારો તડફડયા કરતો હતો. કુમારને જોતાં જ તેના હૃદયમાં હર્ષનો સંચાર થયો. તે એકાગ્ર દૃષ્ટિથી કુમારના મુખનું અવલોકન કરવા લાગ્યો. ઉભય એકબીજાના મુખને જોયા કરતા હતા; પરંતુ કોઇના મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર થતો સંભળાતો નહોતો.

થોડી વાર પછી રુગ્ણ પુરુષનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન થવા લાગ્યું. તેની આવી અવસ્થાને જોઇને તરુણ તરત નીચે બેસી ગયો અને તેની છાતીપર પોતાનો હાથ રાખીને ડૂસ્કાં ભરતો ભરતો કહેવા લાગ્યો કે: "કાકા! આપના શરીરમાં શી વેદના થાય છે? આપના જીવને આરામ નથી કે શું?"

રુગ્ણ પુરુષે મહા પ્રયત્નથી પોતાના શોકના આવેગને રોકીને જણાવ્યું કે: "કુમાર! ક્ષત્રિય વંશમાં મારો જન્મ તો થયો છે, પણ મારો એ ક્ષત્રિયાવતાર સર્વથા વ્યર્થ અને નિષ્ફળ જ ગયો છે. અત્યાર સુધીમાં હું કાંઈ પણ દેશસેવા કરી શક્યો નથી અને અત્યારે હું મૃત્યુના પંથે પડી ચૂકેલો હોવાથી હવે પછી ભવિષ્યમાં મારા હાથે દેશહિત થવાની આશા રહી નથી, એ જ શલ્ય મારા હૃદયને ટોંચ્યા કરે છે."

"ઈશ્વરેચ્છા આગળ આપણા જેવા મનુષ્ય પ્રાણીઓનું શું બળ ચાલી શકે તેમ છે વારુ? કર્તાકારવતા તે જગદીશ્વર પ્રભુ જ સર્વસમર્થ છે. આપ અકારણ શોકાતુર શામાટે થાઓ છો?"

"મારા દુર્ભાગ્યનો એવો તો અવધિ થયો છે કે, મારા એક હડહડતા હાડવૈરી પાસેથી પણ હું વેરનો બદલો વાળી લેવાને ભાગ્યશાળી થયો નથી," મહાપીડિત સ્વરથી રુગ્ણ પુરુષે એ ઉદ્ગાર કાઢ્યો.

"માત્ર એટલું જ ને? કાકા! આપનો તે હાડવૈરી કોણ છે? તેનું નામ જણાવો અને તેથી પાસેથી એ વેરનો બદલો વાળીને આપના મનઃકલેશના ભારને ઘટાડવાની મને આજ્ઞા આપો," કુમારે ગદ્ગદિત થઇને શૌર્યભરિત વાણીથી કહ્યું.

"કુમાર! મુંજા ભિલ્લનું મસ્તક કાપી લાવવાનું સાહસ તારાથી કરી શકાશે ખરું કે?" રુગ્ણ પુરુષે સાશંક ભાવથી પૂછ્યું.

"મુંજો ભિલ્લ, તે દગાબાજ કે જેણે આપને આવી વેદનામાં નાખીને શય્યાશાયી બનાવ્યા છે તે, હરામખોર. એવા એક નીચ દુરાત્માના મસ્તકને કાપી લાવવાનું કાર્ય સાહસ કહેવાય ખરું કે? બસ, જો મારો જન્મ શિશોદિયા વંશમાં અને પવિત્ર મેવાડભૂમિના અન્નથી જ થયો હશે, તો હું મારા પિતાના વીર્ય, જનનીના ક્ષિર, રક્તવાહક ખડ્ગ અને ક્ષત્રિયકીર્તિના શપથ લઇને કહું છું કે, જેવી રીતે આપણા પગમાંના પશુચર્મની પાયમાલી થયેલી છે તેવી જ રીતે તે દુષ્ટની ખાલ ખેંચી કાઢીને તેના મસ્તકને કાપી આપનાં ચરણોમાં લાવી અર્પણ કરીશ. આપ જેને સાહસ માનો છો તે સાધારણ કૃત્ય પણ જો મારાથી ન કરી શકાય, તો હું ક્ષત્રિય વીરસંતાન જ નથી, એમ સમજવું, અને એ જ મારી ભીષ્મ પ્રતિજ્ઞા!" કુમારે મહા ગૌરવશાલિની અને શૌર્યવિભૂષિતા વાણીથી એ પ્રતિજ્ઞા કરી.

"મારા વીરશિરોમણિ કુમાર! તારી એ પ્રતિજ્ઞા સિદ્ધ થાઓ, એવો તને મારો આશીર્વાદ છે. તારા વીરશ્રીયુક્ત વચનોનું શ્રવણ કરીને મારા હૃદયમાં સ્વર્ગીય આનંદનો સંચાર થયો છે. જે દુષ્ટે એક વીરના નામને કલંકિત કરનારા પ્રયોગવડે મને આ મૃત્યુશય્યામાં નાખી દીધો છે, તેના શિરચ્છેદના સમાચાર સાંભળતાં મારા મનમાં કેટલા બધા હર્ષનો આવિર્ભાવ થશે, એની કલ્પના અત્યારે કોઇથી પણ કરી શકાય તેમ નથી જ," રુગ્ણ પુરુષે કિંચિત્ ઉત્તેજિત સ્વરમાં પોતાના આંતરિક ભાવોને વ્યક્ત કર્યો. તેની વિશેષ બોલવાની ઇચ્છા હતી, પણ શરીરમાં શક્તિનો અભાવ હોવાથી તેનાથી પોતાની એ ઇચ્છા પૂર્ણ કરી શકાઈ નહિ. તે નિશ્ચેષ્ટ થઇને પાછો શય્યામાં પડી ગયો; છતાં તેની દૃષ્ટિ તો કુમારના મુખમંડળમાં જ લાગેલી હતી.

કુમારે તેના મનોભાવને જાણીને આશ્વાસન આપતાં કહ્યું કે: "કાકા! આપ હવે એ વિશેની સર્વ ચિન્તાઓને પોતાના મનમાંથી દૂર કરો અને સ્વસ્થ થાઓ. આપની એ પવિત્ર આશા અવશ્ય પૂર્ણ થશે જ; કારણ કે, તે પૂર્ણ કરનાર આપણો ઇષ્ટદેવ શ્રી એકલિંગજી સર્વસમર્થ છે."

"શ્રી એકલિંગજી!" રુગ્ણ પુરુષે ઇષ્ટ દેવના નામનો ઉચ્ચાર કર્યો.

કુમાર ત્યાંથી ચાલ્યો ગયો.



## દ્વિતીય પરિચ્છેદ

## પૂર્વ ઇતિહાસ

આપણી પ્રસ્તુત નવલકથાનો કાળ આજથી લગભગ આઠસો વર્ષ પૂર્વનો છે. દિલ્હીના સુલ્તાન અલાઉદ્દીને ઇ. સ. ૧૩૦૩ માં ચિતોડપર આક્રમણ કર્યું, તે સમયે ચાલેલા ભયંકર યુદ્ધ વ્યાપારમાં મેવાડાધીશ મહારાણો લક્ષ્મણસિંહ પોતાના એકાદશ પુત્રો સહિત રણક્ષેત્રમાં પતન પામ્યો હતો અને તેના કાકા ભીમસિંહ રાણાની ભુવનેશ્વરી ભાર્યા પદ્મિનીએ અસંખ્ય રાજપૂત રમણીઓ સહિત અગ્નિપ્રવેશ કરીને પોતાના સતીત્વનું સંરક્ષણ કર્યું હતું. એ યુદ્ધમાં આપણો વિજય થવાનો નથી, એવો નિશ્ચય થવાથી 'જો મારી જોડે મારા સર્વ પુત્રો રણમાં કામ આવી જશે, તો ચિતોડના રાણાનો વંશ નિર્મૂલ થશે અને મારી પાછળ યવનો પાસેથી મારા વેરનો બદલો લેનાર કોઈ પણ રહેશે નહિ, એવો વિચાર કરીને મેવાડના રાણા લક્ષ્મણસિંહે પોતાના અજયસિંહ નામક અત્યંત પ્રિય પુત્રને આરાવલિ નામક પર્વતપ્રદેશમાંના 'કેલવાડા' નામક ગુપ્ત સ્થાનમાં મોકલી આપ્યો હતો અને પોતાના એક અરિસિંહ નામક વડિલ પુત્રના ચિરંજીવી હમ્મીરનો હાથ તેના હાથમાં સોંપીને તેને જ મેવાડના સિંહાસને બેસાડવાની આજ્ઞા કરી હતી. એ યુદ્ધમાં મેવાડ દેશની અતિશય હાનિ થઈ, અસંખ્ય રાજપૂત વીરો એ સમરમાં માર્યા ગયા અને સમસ્ત મેવાડની સત્તા મુસલમાન સુલ્તાનના હાથમાં ચાલી ગઈ. નગર, દુર્ગ અને સંપત્તિથી હીન થઇને રાજપૂત વીર નરો અરણ્યોમાં ઇતસ્તતઃ ભટકવા લાગ્યા. સંપૂર્ણ મેવાડ પ્રાંતને પાદાક્રાંત કરીને અલાઉદ્દીને પોતા તરફથી ઝાલોરના રાજા માલદેવની ચિતોડના સૂબેદાર તરીકે નીમણૂક કરી અને તે પોતે નિરાશ થઇને પાછો દિલ્લી તરફ ચાલ્યો ગયો.*

લક્ષ્મણસિંહે હમ્મીરને જ રાજ્યાભિષેક કરવામાટેની અજયસિંહને આજ્ઞા કરેલી હોવાથી હમ્મીર વિના ચિતોડના સિંહાસનનો ઉત્તરાધિકારી બીજો કોઇ પણ પુરુષ હતો નહિ. પ્રથમ પરિચ્છેદમાં મુંજ બાલાયચાના શિરચ્છેદની ભીષ્મ પ્રતિજ્ઞા કરનાર એ જ કુમાર હમ્મીર હતો. એના જન્મની કથા મહાવિલક્ષણ અને અદ્ભુત હોવાથી તે અહીં આપવામાં આવે છે.

* આ ઇતિહાસભાગને વિસ્તારથી જોવો હોય તો વાંચો 'ગુજરાતી'ની ૨૪ મી ભેટ "પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ."

એક દિવસ અરિસિંહ યુવરાજના સ્વરૂપમાં ચિતોડની આસપાસના અરણ્યમાં મૃગયા કરવામાટે નીકળ્યો હતો. તે શિકાર કરતો કરતો ઉદવા નામક ગામ પાસેના જંગલમાં જઇ લાગ્યો અને ત્યાં એક વનવરાહની પાછળ તેણે પોતાનો ઘોડો દપટાવ્યો. વનવરાહ ભયભીત થઇને જુવારના એક ખેતરમાં પેસી ગયો. અરિસિંહ તેની પાછળ ખેતરમાં પેસવાની તૈયારીમાં હતો એટલામાં તે ક્ષેત્રની રક્ષા કરનારી એક બાળાએ તેને ક્ષેત્રમાં આવતો અટકાવ્યો અને ગંભીરતાથી કહ્યું કે: “જરા વાર થોભ; એ વરાહને હું બહાર કાઢી આપું છું.” તે બાળાએ જુવારના એક છોડને જમીનમાંથી ખેંચી કાઢી તેવડે વરાહને મારીને અરિસિંહ તરફ ધકેલી દીધો. બાળાની એ નિર્ભયતાને જોઇને અરિસિંહ અને તેની સાથેના બીજા બધા શિકારીઓ આશ્ચર્યચકિત થયા. ત્યાર પછી જ્યારે અરિસિંહ એક નાળાના કિનારાપર વિશ્રાંતિ લેવામાટે પડાવ નાખીને પડયો હતો, તે સમયે અચાનક દૂરથી હવામાં સનસનાટ કરતો પત્થરનો એક ટુકડો આવ્યો અને તે એક ઘોડાના પગમાં એવા જોરથી આવીને અથડાયો કે તેનો પગ તે ક્ષણે જ ભાગી ગયો. પત્થરના એક બહુ જ નાના ટુકડાથી ઘોડાનો પગ ભાગેલો જોઇને સર્વ ચકિત થઇ ગયા, અને તેમણે પત્થર મારનારનો શોધ ચલાવ્યો તો તે પત્થર મારવાવાળી પણ તે જ ક્ષેત્રરક્ષક બાળા હતી, એમ તેમના જાણવામાં આવ્યું. ક્ષેત્રમાં વૃક્ષોપર આવી બેસતા પક્ષીઓને ઉડાડવામાટે તેણે ગોફણમાં મૂકીને પત્થરનો ટુકડો ઉછાળ્યો હતો, પરન્તુ દૈવયોગે તે પત્થર ઘોડાના પગમાં વાગ્યો હતો. જ્યારે તે બાળાએ એ વાત જાણી ત્યારે તેણે અરિસિંહ પાસે આવીને પોતાના અજ્ઞાનતાને લીધે થયેલા અપરાધની બહુ જ વિનય અને નમ્રતાથી ક્ષમા માગી લીધી. સંધ્યા સમયે મૃગયા કરીને અરિસિંહ જવાની તૈયારી કરતો હતો એવામાં પાછી તે જ બાળા પોતાને ઘેર જતી માર્ગમાં તેને મળી. એ વખતે તે બાળાના માથાપર દૂધની મટકી હતી અને તેણે પોતાના બે હાથોમાં ભેંસનાં બે બચ્ચાંને ઉઠાવેલાં હતાં. અરિસિંહના એક સાથીએ વિનોદ કરવાના હેતુથી પોતાના અશ્વને તે બાળા ચાલી જતી હતી ત્યાં દપટાવ્યો અને જાણે તેના શરીરપર જ તે અશ્વને લઇ જતો હોયની, એવો ભાવ દર્શાવ્યો. પણ તે વીર બાળા તેના એ કૃત્યથી જરા પણ ભયભીત થઇ નહિ, કિન્તુ પોતાના હાથમાંના ભેંસના એક બચ્ચાને તેના ઘોડાના પાછલા પગોપર એવા તો બળથી અફાળ્યો કે તે અશ્વ અને અશ્વારોહી ઉભય ધમ્મ દેતા કે પૃથ્વીપર પટકાઇ પડ્યા અને તે શિકારી એ બાળાનું ઉપહાસ્ય કરવાને બદલે પોતે જ સર્વના ઉપહાસ્યને પાત્ર થયો. અરિસિંહે એ બાળાના વંશ વિશે પૃચ્છા કરતાં તે બાળા ચન્દાના (ચહુઆણ વંશની એક શાખા) વંશના એક રાજપૂતની કન્યા હતી, એમ તેના જાણવામાં આવ્યું. અરિસિંહે તેના પિતાને બોલાવીને તે કન્યાના હસ્તની યાચના કરી, પરંતુ તે અભિમાની રાજપૂતે તેની એ યાચનાનો અસ્વીકાર કર્યો. ઘેર આવીને તે રાજપૂતે એ સર્વ વૃત્તાંત પોતાની પત્નીને કહી સંભળાવ્યો એટલે તેની પત્ની પતિના એ નિષેધની વાર્ત્તા સાંભળીને બહુ જ અપ્રસન્ન થઇ અને એ લગ્નસંબંધનો સ્વીકાર કરવામાટે તેણે પોતાના પતિને પુનઃ અરિસિંહ પાસે મોકલ્યો. અંતે એ કન્યાનો અરિસિંહ સાથે વિવાહસંબંધ થયો અને એ મહાપરાક્રમશાલિની પ્રમદા-

ના ગર્ભમાંથી જ હમ્મીરસિંહનો જન્મ થયો. સિંહીના ઉદરમાંથી સિંહનો જ ઉદ્ભવ થાય છે, એ સિદ્ધાંતની સત્યતાનો પરિચય થયો. હમ્મીરસિંહ પોતાના મોશાળમાં જ ઊછરીને મોટો થયો હતો.

જે સમયે ચિતોડનો અધિકાર મુસલ્માનોના હાથમાં ગયેલો હતો, જનની જન્મભૂમિ મુસલ્માનોના અધિકારરૂપ કારાગૃહમાં પડેલી હતી અને મેવાડનો સ્વાતંત્ર્યસૂર્ય પારતંત્ર્યમેઘવડે આચ્છાદિત થયેલો હતો તે સમયે અજયસિંહ કેલવાડામાં* રહેતો હતો. સ્વદેશવત્સલ અજયસિંહ એ પાર્વતીય પ્રદેશમાં બેઠો બેઠો અનેક પ્રકારની ચિંતાઓ કર્યા કરતો હતો અને ચિતોડના પુનરુદ્ધાર વિશેના વિચારમાં જ દિવસ અને રાત નિમગ્ન રહ્યા કરતો હતો. જે ચિતોડ નગર થોડા સમય પૂર્વે પૂર્ણ સ્વતંત્ર હોઇને વીર પુરુષોનું નિવાસસ્થાન હતું, જે સ્થાનમાં અજયસિંહ પોતે વીર માતા અને વીર પિતાના અંકમાં લાલિત-પાલિત થયો હતો અને જે સ્થાનમાં વીર જનનીનું સ્તનપાન કરી વીર પુરુષોની વીરતાના વૃત્તાન્તો સાંભળીને તે આનન્દિત થતો હતો; તે જનની જન્મભૂમિ આજે વિજાતીય અને વિધર્મીય શત્રુના અધિકારમાં હતી. આજે તે જ માતૃભૂમિ યવનોના અત્યાચારથી પીડાયા કરતી હતી, એ વિચારો સ્વદેશભક્ત અજયસિંહનાં અંતઃકરણને વ્યથિત કરી નાખતા હતા અને તેથી તેના શરીરમાં શતાવધિ વૃશ્ચિકદંશની વેદના થયા કરતી હતી. કોઇ કોઇ વાર નગ્ન તલ્વારને હાથમાં લઇને ઉન્મત્ત પ્રમાણે તે આમતેમ દોડયા કરતો હતો અને 'વૈર, વૈર'ના પોકારો કર્યા કરતો હતો. પરંતુ પુનઃ મનમાં વિવેક અને જ્ઞાનનો સંચાર થતાં તે શાંત થતો હતો. ગમે તેવો પણ અજયસિંહ એક વીર પિતાનો વીર પુત્ર જ હતો અને તેથી તે કેલવાડા જેવા એક પહાડી સ્થાનમાં વસીને પણ માતૃભૂમિના ઉદ્ધારનો શો ઉપાય કરવો, એની જ નિરંતર ચિન્તા કરતો હતો.

જે સમયે મહારાણા લક્ષ્મણસિંહે સ્વદેશજનનીના ઉદ્ધારમાટે રણમાં ભીષણ યુદ્ધ કરીને પોતાના જીવનનું વિસર્જન કરવાની તૈયારી કરી હતી તે સમયે તેણે અજયસિંહને કહ્યું હતું કે: "અરિસિંહનો પુત્ર હમ્મીર ચિતોડના સિંહાસનની પ્રતિષ્ઠા જાળવશે." ત્યાર પછી લક્ષ્મણસિંહના શરીરનો તો યુદ્ધમાં અંત આવી ગયો હતો, પરંતુ અજયસિંહ પોતાના પિતાનાં એ અંતિમ વચનોને વિસરી ગયો નહોતો, કિન્તુ એ વચનોના સ્મરણથી પોતાના જ્યેષ્ઠ સહોદરના સુકુમાર હમ્મીરનું ધ્યાન સદૈવ તેના હૃદયમાં વિરાજમાન રહેતું હતું. અંતે હમ્મીરને પોતાના સહવાસમાં રાખવાની તેની ઇચ્છા થઈ આવી. બાળક હમ્મીર એ સમયે તેર વર્ષની અવસ્થાનો હતો. તીક્ષ્ણબુદ્ધિ અજયસિંહ એ બાળકની આકૃતિને જોતાં જ બોલી ઉઠયો કે: "आकृतिर्गुणान्कथयति, આ બાળક અવશ્ય તેજસ્વી, નામાંકિત અને શત્રુહન્તા નીકળવાનો જ." એ તેર વર્ષના વયનો કુમાર અત્યારે જ જાણે કાકાની આજ્ઞાનું પાલન કરવાને તૈયાર હોયની, એવો જ

---

* કૈલવાડા એક પહાડી કસબો છે. "……..Kailwara (is) a town situated in the heart of the Aravulli mountains."

*Tod.*

તેને જોતાં સર્વનો નિશ્ચય થઈ ગયો. અજયસિંહના હૃદયમાં અતિશય આનંદ થયો અને આજે બહુ દિવસ પછી તેની શુષ્ક થયેલી આશાલતા પુનઃ સજીવન થતી દેખાવા લાગી. બાળક હમ્મીરના હાથે પુનઃ ચિતોડનો ઉદ્ધાર થશે, એવી ભાવનાથી હમ્મીર કેટલેક અંશે નિશ્ચિન્ત થયો. તે ચારે તરફથી શત્રુઓવડે ઘેરાયલો હોવા છતાં પણ નિરાશ અને સાહસહીન થયો નહિ. પોતાના સૈનિકોની લઘુ સંખ્યામાં પૂર્ણ વિશ્વાસ રાખીને અત્યંત ઉત્સાહ, ઉદ્યોગ, સાહસ અને પરિશ્રમથી તે હમ્મીરને રણવિદ્યા અને રણનીતિનું ક્ષત્રિયોચિત શિક્ષણ આપવા લાગ્યો, અને ચાણક્યબુદ્ધિ શિષ્ય હમ્મીર તે શિક્ષણનું અત્યંત વેગથી ગ્રહણ કરતો ગયો. કાકાના મનનો સંતોષ એથી વધારે અને વધારે જ વધતો ગયો. અલ્પકાળમાં જ હમ્મીર ધનુર્વિદ્યા, મલ્લવિદ્યા અને શસ્ત્રાસ્ત્રવિદ્યામાં પૂર્ણ નિષ્ણાત થયો અને પોતાની એ વિદ્યાઓના અતુલ ચમત્કારો બતાવીને સારાસારા યોદ્ધાઓને પણ આશ્ચર્યચકિત કરવા લાગ્યો.

જો કે અજયસિંહ કેલવાડા જેવા એક પહાડી અને એકાન્ત સ્થાનમાં વસતો હતો, છતાં ત્યાં પણ તે સર્વથા નિર્ભય અને નિરાપદ તો નહોતો જ. ત્યાં પણ તેનો એક ભયંકર શત્રુ વર્તમાન હતો. તે શત્રુ કોણ હતો? એવો પ્રશ્ન થવો સહજ છે, અને તેથી એના ઉત્તરમાં અમારે જણાવવું જોઇએ કે તે શત્રુ ભિલ્લોનો અગ્રણી મુંજ બાલાયચા* હતો. એની આજ્ઞામાં નિરંતર પાંચ સો સશસ્ત્ર ભિલ્લ રહેતા હતા; અને તેમના સાહાય્યથી લોકોને નાના પ્રકારે છળીને, લૂટીને અને ગામોમાં ધાડ પાડીને તે પોતાનો તથા પોતાના અનુયાયિ જનોનો ઉદરનિર્વાહ ચલાવ્યા કરતો હતો. તે કોઇ વાર અરણ્યમાં છાવણી નાખીને રહેતો હતો અને કોઈ વાર પર્વત પ્રદેશમાં આવીને પણ પડાવ નાખતો હતો. કેલવાડા મુંજ બાલાયચાના અનેક નિવાસસ્થાનોમાંનું જ એક સ્થાન હતું અને તેથી તે પોતાને ત્યાંનો રાજા જ માનતો હતો. એ પ્રદેશ ચારે તરફથી પર્વતોવડે ઘેરાયલો હોયાથી ત્યાં વસવાનું સુરક્ષિત ધારીને કોઈ કોઈ વાર છ માસ કિંવા વર્ષપર્યન્ત પણ તે ત્યાં જ નિર્ભયતાથી વિશ્રાંતિ લેતો પડયો રહેતો હતો. મેવાડ અને તેની આસપાસનાં ઇતર રાજ્યોમાં મુંજ ભિલ્લનો બહુ જ ત્રાસ વર્તી ગયો હતો. તેનું નામ સાંભળીને પણ લોકો થરથર કંપતા હતા. મોટા મોટા શૂરવીર સરદારોએ તેને પકડવામાટેના પોતાથી બનતા અનેક પ્રયત્નો કર્યા હતા; પરંતુ તેમનામાંના એકને પણ એ કાર્યમાં વિજય મળી શકયો ન હોતો. એનું પરિણામ એ થયું કે મુંજ ભિલ્લના મદની વૃદ્ધિ થતી ગઈ અને તેથી તે દિવસે દિવસે બહુ જ ઉન્મત્ત અને અત્યાચારી થવા લાગ્યો.

મુંજ બાલાયચા એક વાર કેલવાડામાં થોડા વખતને માટે વિશ્રાંતિ સુખ લેવાને આવ્યો હતો; એવામાં ત્યાં અજયસિંહ આદિ રાજમંડળને જોઇને તેનાં ચરણોનો અગ્નિ મસ્તક પર્યન્ત પહોંચી ગયો. પોતાના વસતિસ્થાનમાં બીજો

---

*"Mewar was now occupied by the garrisons of Delhi, and Ajeysinh had besides to contend with the mountain chief, amongst whom Moonja Balaitcha was the most formidable. × × × ×" *Tod.*

કોઈ પુરુષ આમ નિઃશંક આવીને નિવાસ કરે, એ અપમાનને તે પળ માત્ર પણ સહન કરી શક્યો નહિ, એટલે એક દિવસ એ બિલ્લનાયક બાલાયચા પોતાની ઢાલ તલ્વાર લઇને અજયસિંહ પાસે આવ્યો અને તેની આગળ દ્વંદ્વયુદ્ધ કરવાની ઇચ્છા પ્રકટ કરી. એ વેળાએ બાલાયચાએ અજયસિંહના બાહુબળની પરીક્ષા કરીને જ પાછા ફરવાનો મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. તત્કાળ અજયસિંહે તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. બિલ્લનાયક અને અજયસિંહ પોતપોતાના બાહુબળનું પ્રેક્ષકોને દર્શન કરાવવામાટે તત્પર થયા. આજના દ્વંદ્વયુદ્ધમાં ઉભય વીરોની શરીરશક્તિ અને શસ્ત્રાસ્ત્રવિદ્યાની પૂર્ણ પરીક્ષા થવાની હતી.

અજયસિંહના સૈનિકોના એક પ્રમુખ નાયકે કહ્યું કે: "મહારાજ! આપ પોતે એ ભિલ્લનાયક સાથે યુદ્ધ કરો, એ આપની યોગ્યતા નથી; કારણ કે, એ કોઈ રાજા નહિ પણ એક નીચ લુંટારૂ છે. આજ્ઞા હોય તો અમે જ એની સાથે લડવાને તૈયાર છીએ."

પરન્તુ દુષ્ટ ભિલ્લનાયકે એ વાર્તાનો અસ્વીકાર કર્યો અને કહ્યું કે: "હું તો કેવળ અજયસિંહના બાહુબળની પરીક્ષામાટે જ ખાસ અહીં આવ્યો છું; એટલે બીજાઓ સાથે યુદ્ધ કરવાની મારી ઇચ્છા નથી."

તેના એ શબ્દો સાંભળીને ત્રયોદશવર્ષીય બાળક હમ્મીર પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી આગળ વધ્યો અને ભિલ્લનાયક સાથે લડવામાટે તૈયાર થઈ ઊભો. પરંતુ બાલાયચાએ તો તેની એ શૂરવીરતાને હાસ્યના વાયુમાં જ ઊડાવી દીધી. તેના આવા અયોગ્ય વર્તનને જોઇને હમ્મીરનાં નેત્રોમાંથી ક્ષોભ અને ક્રોધની ચીંગારીઓ નીકળવા લાગી. ભિલ્લનાયકને તેના અહંકારનું ફળ ચખાડવાની ઇચ્છાથી તે મહાવેગપૂર્વક આગળ ધસી ગયો, પણ એનું પરિણામ સારું નહિ આવે એમ ધારીને અજયસિંહે તેને રોકી રાખ્યો અને પોતે બાલાયચા સમક્ષ આવી પોકાર કરીને કહ્યું કે: "બાલાયચા! તૈયાર થા. હું પોતે જ તારા રુધિરનું તને જ પાન કરાવીને તારી યુદ્ધપિપાસાને ક્ષણ માત્રમાં મટાડી દઇશ. રાજપૂત વીરો મૃત્યુથી જરા પણ ડરતા નથી, એ તારે સારી રીતે સ્મરણમાં રાખવાનું છે."

સત્વર જ દ્વંદ્વયુદ્ધનો આરંભ થયો. ઉભય પક્ષના પ્રેક્ષકો ચારે તરફ બેઠેલા હતા. એક મુહૂર્ત માત્રમાં જ ઉભય યોદ્ધાઓએ ભીષણ સ્વરૂપ ધારણ કર્યું અને બહુ જ સાવધ રહીને તેઓ પોતપોતાના શરીરનું સંરક્ષણ કરવા લાગ્યા. પરંતુ જોતજોતાંમાં અજયસિંહે એવી વીરતા બતાવી અને બાલાયચાના શરીરમાં ભાલાનો એક એવો પ્રહાર કર્યો કે બાલાયચાએ એક ભયંકર ચીત્કાર કર્યો અને તેનું લાંબુ પહોળું શરીર પૃથ્વી પર પડીને લડથડિયાં ખાતું દેખાવા લાગ્યું.

બહુ પરિશ્રમથી ભિલ્લોએ પોતાના નાયકને સાવધ કર્યો. તે શુદ્ધિમાં આવ્યો એટલે અજયસિંહે તેને ઉદ્દેશીને ભીષણ ગર્જના કરી કહ્યું કે, "દુષ્ટ લુંટારૂ! તારી એવી ઇચ્છા છે કે અમે આ સ્થાનને છોડીને ચાલ્યા જઇએ; પરન્તુ તારે જાણી રાખવું જોઇએ કે આ પ્રદેશ તારા પિતાનો નથી, કિન્તુ મારો પોતાનો જ છે." અજયસિંહનાં એ વચનો સાંભળીને બાલાયચા મનમાં તો બહુ જ કોપ્યો; પરંતુ અત્યારે કાંઇ ઉપાય ચાલે તેમ ન હોવાથી મનમાં તેણે વખત આવતાં એ વેરનો બદલો લેવાનો દૃઢ નિશ્ચય કરી લીધો.

અંતે બાલાયચા પરાભૂત થઈ દુઃખ અને કોપના અગ્નિથી બળતો પોતાના સાથીઓ સાથે ત્યાંથી ચાલ્યો ગયો. એ દિવસથી અજયસિંહપર ભિલ્લ જાતિનો કોપ હજારગણો વધારે વધવા લાગ્યો અને તેઓ તેના પ્રાણનાશમાટેના અનેક પ્રયત્નો કરવા લાગ્યા. એવી રીતે ચારે તરફથી શત્રુઓવડે ઘેરાયલો અજયસિંહ ધીમે ધીમે પોતાના સૈન્યબળની વૃદ્ધિ કરવા લાગ્યો.

કેટલાક દિવસનો ખાટલો ભોગવીને બાલાયચા સાજો થયો અને કેલવાડાના ઉત્તર તરફના પહાડી પ્રદેશમાં રહીને છૂપી રીતે અજયસિંહ પાસેથી વૈરનો બદલો લેવાની ચેષ્ટાઓ કરવા લાગ્યો. કર્મધર્મસંયોગે એક દિવસ અજયસિંહ પોતાના શૂરવીર રાજપૂત સૈનિકો સહિત મૃગયામાટે તે સ્થાનમાં જઈ ચઢયો. મૃગયાના રંગમાં રંગાઇને તે એક વરાહની પાછળ પડ્યો અને પોતાના સૈનિકોથી જૂદો પડી બહુ જ દૂર નીકળી ગયો. વરાહ આગળ અને અજય તેની પાછળ, એવી રીતે દોડવાનો વ્યાપાર ચાલતો હતો એટલામાં સૂંસૂં કરતો એક તીવ્ર બાણ આવીને અજયસિંહના મસ્તકમાં પેસી ગયો. તેના મસ્તકમાંથી ખળખળ કરતી રક્તની ધારા વહેવા લાગી અને એટલામાં સામેની વૃક્ષરાજીમાંથી એક કાળા રંગનો અને હટ્ટાકટ્ટો ભિલ્લ હાથમાં તીરકામઠું લઇને આવતો દેખાયો; પણ તેને જોતાં જોતાં તો એકાએક ચક્કર આવ્યાથી અજયસિંહ પોતાના અશ્વપરથી નીચે પટકાઈ પડ્યો. મસ્તકમાંથી રક્તનો ભયંકર પ્રવાહ વહેવાથી અને વેદના અસહ્ય થવાથી અજયસિંહ મૂર્ચ્છિત જેવી અવસ્થામાં પડેલો હતો તેને જોઈ અટ્ટહાસ કરીને તે ભિલ્લ તિરસ્કારપૂર્વક કહેવા લાગ્યો કે, "અરે રાજપૂતડા! હવે બોલ કે આ પ્રદેશ કોનો છે? મારો કે તારા બાપનો?"

મૃતવત્ પડેલો અજયસિંહ તે ભિલ્લના એ મર્મભેદક શબ્દોને બરાબર સાંભળી શક્યો કે નહિ, એનો નિર્ણય થવો કઠિન હતો. અજયસિંહ મૂર્ચ્છાગત થયેલો હતો અને તે ભિલ્લ તેની પાસે ઊભો હતો એટલામાં અચાનક ઘોડાના ટપ્પાનો અવાજ તે ભિલ્લના સાંભળવામાં આવ્યો એટલે તેણે અજયસિંહની પાસે બેસી જઈ ઘોઘરા અવાજથી તેના કાનમાં કહ્યું કે: "તને મેં આ ક્ષણે જ યમના સદનમાં મોકલી દીધો હોત, પરંતુ તારા આ તડફડાટને જોઈને મારા મનમાંનો આનંદ ઉભરાઇ જાય છે એટલામાટે હું તને જીવથી મારતો નથી. મારું નામ ભિલ્લરાજ મુંજ બાલાયચા છે, અને મારી સાથે જે વૈર કરે છે તેના જીવનનું આવું જ પરિણામ થાય છે:—

'દિલશેર હું આલમમેં ગજબ હું મર્દ બલા હું;
તુને ભી મેરા નામ સુના હોગા કે મર્દ ક્યા હું."

અજયસિંહે નેત્રો ઉઘાડીને જોયું તો ત્યાં કોઈ પણ મનુષ્ય દેખાયો નહિ. મુંજ બાલાયચા જો કે ત્યાંથી વૃક્ષરાજીમાં અદૃશ્ય થયો હતો, તોપણ તેના કઠોર શબ્દોનો પ્રત્યાઘાત તો અજયસિંહના કર્ણરંધ્રોમાં થયા જ કરતો હતો. તે પુનઃ નિશ્ચેષ્ટ થઈ ગયો.

થોડા જ વખતમાં તેના શોધમાટે નીકળેલા લગભગ પચાસ રાજપૂત વીરો તે સ્થળે આવી પહોંચ્યા. અજયસિંહને આવી ભયંકર અવસ્થામાં પડેલો જોઇને તેમના જીવ ખોળિયાંમાંથી ઉડી ગયા. તેઓ એકદમ દોડીને ત્યાં આવ્યા

અને તેમણે તેના મસ્તકમાંથી બાણને ખેંચી કાઢીને જખમપર પાટો બાંધ્યો અને પાસેના એક કૂવામાંથી પાણી ભરી લાવીને તેને પાયું. એ ઉપચારોથી અજયસિંહને સાવધ થયેલો જોઇને તે સ્વામિભક્ત રાજપૂતોને દુઃખમાં પણ કિંચિત્ સુખનો ભાસ થવા લાગ્યો. અજયસિંહને આવા નિર્જન વનમાં અકસ્માત્ શરપ્રહારથી જખ્મી કરનાર દુરાત્મા કોણ હોવો જોઇએ, એની કલ્પના તત્કાળ તેમના મનમાં ન આવી શકવાથી એ વૈરનો બદલો કદાચિત્ નહિ લઈ શકાય એમ ધારીને તેઓ શોકાતુર થઈ ગયા. કેટલાકોએ આસપાસ બે ચાર ગાઉ સુધી રખડીને શત્રુનો શોધ ચલાવ્યો, પણ સત્ય અપરાધી તેમના હાથમાં સપડાયો નહિ.

અજયસિંહને દુઃખ અને શોકવડે વ્યાપ્ત થયેલા રાજપૂતો એક મ્યાનામાં નાખીને ચાલતા થયા. 'આપણા રાજાની આવી ભયંકર દશા થશે,' એવી તેમને સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી. અજયસિંહ એટલો બધો શક્તિહીન થઈ ગયો હતો કે તેનામાં બોલવાનું સામર્થ્ય પણ નહોતું. બે દિવસ સુધી તો તે શુદ્ધિમાં જ ન હોતો. તેના રાજપૂત અનુયાયિ જનોએ તેને શુદ્ધિમાં લાવવામાટેના અનેક પ્રયત્નો કર્યા અને ઈશ્વરની પણ તેમને દુઃખના અગાધ સમુદ્રમાં ડૂબાવી દેવાની ઇચ્છા ન હોતી એટલે તેમણે કરેલા ઉપચારોના યોગે ત્રીજે દિવસે અજયસિંહ શુદ્ધિમાં આવ્યો. ત્યાર પછી તેણે પોતાનો સમસ્ત વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. એ વૃત્તાંત સાંભળીને તેના સજ્જનસિંહ અને અજિમ્હસિંહ નામના બે પુત્રો, કે જેઓ પિતા સાથે જ ચિતોડને છોડીને કેલવાડામાં આવી વસ્યા હતા તેઓ બહુ જ કોપાયમાન થયા અને સંતાપથી ક્ષુબ્ધ થઈ ગયા. તેઓ પોતાના પિતાના સંહારક શત્રુ પાસેથી વૈરનો બદલો લેવાના હેતુથી પોતાના કેટલાક રાજપૂત સૈનિકોને સાથે લઇને ત્યાંથી રવાના થયા. મુંજ બાલાયચાના નિવાસસ્થાનને શોધી કાઢીને તે શત્રુને તેમણે પોતાના યુદ્ધજાળમાં સપડાવ્યો.

ઉભય પક્ષનું ભયંકર યુદ્ધ થયું. ભિલ્લોની સંખ્યા રાજપૂતો કરતાં ઘણી જ વધારે હતી અને મુંજો ભિલ્લ પણ કાંઈ જેવો તેવો યોદ્ધો ન હોતો એટલે તેણે અલ્પ સમયમાં જ રાજપૂતોને પોતાના યુદ્ધચાતુર્યનું દર્શન કરાવીને ત્યાંથી હટાવી દીધા. એવી રીતે પરાજિત થઈ પિતા પાસે આવીને તે બન્ને બાંધવો મુંજા બાલાયચાના શૌર્યની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા. શત્રુની પ્રશંસા પોતાના પુત્રોના મુખથી સાંભળીને અજયસિંહનું પિત્ત ખળભળી આવ્યું અને તે કોપાગ્નિથી સંતપ્ત થઈ ગયો. તે કોપના આવેશમાં પોતાના જખમની વેદનાને પણ ભૂલી ગયો. તે કોપના વેગમાં એટલો બધો ઉન્મત્ત થઈ ગયો કે એક ઘટિકાપૂર્વે શબ્દોચ્ચાર કરવાનું સામર્થ્ય ન હોવા છતાં અત્યારે તે સિંહ સમાન ભયંકર ગર્જનાઓ કરી કરીને બોલવા લાગ્યો. તેણે કહ્યું કે: "નિર્લજ્જ કુલાંગારો! શત્રુના શસ્ત્રપ્રહારથી ભયભીત થઇને પલાયન કરી અહીં આવતાં તમારા મનમાં લેશ માત્ર પણ લજ્જાનો સંચાર ન થયો કે? પવિત્ર શિશોદિયા વંશને કલંકિત કરનારાઓ! તમો જન્મતાં જ મરી ગયા હોત, તો આજે આવા શોકનો પ્રસંગ તો મને પ્રાપ્ત ન થાત. અરેરે, પાતકી, દેશદ્રોહી અને પિતૃદ્રોહી

નીચ બાંધવો! તમારાં આ કાળાં મોઢાં હવે મને ન બતાવો. આવા કુલાંગાર પુત્રોના પિતાની પદવી ધરાવવા કરતાં પુત્રહીન રહેવું એ જ વધારે સારૂં છે. જાઓ, ક્ષત્રિય કુલકલંકો! અહીંથી તમારૂં કાળું કરો. હું તમારાં કૃષ્ણ મુખોનાં દર્શનથી વધારે વાર મારાં નેત્રોને અપવિત્ર કરવાની ઇચ્છા રાખતો નથી."

અજયસિંહનાં નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું. તેણે મહાપ્રયત્નથી પોતાના શોકના વેગને રોકી રાખ્યો. હમ્મીર એ વેળાએ પોતાના મોશાળમાં હતો એટલે તેનું સ્મરણ કરતો તે મનમાંજ કહેવા લાગ્યો કે, "હાય હાય! આજે જો કુમાર હમ્મીર અહીં હોત, તો અવશ્ય તે મારા શત્રુનો સંહાર કરીને મારા આનંદની વૃદ્ધિ કરી શકયો હોત." તેણે પોતાના બન્ને પુત્રોને તેમનો તિરસ્કાર કરીને ઘરમાંથી કાઢી મૂકયા અને હમ્મીરને મોશાળમાંથી તેડી લાવવામાટે એક દૂતને તત્કાળ રવાના કરી દીધો.

એક વાર બાળક હમ્મીરે કેલવાડામાં ભિલ્લનાયક બાલાયચા સાથે યુદ્ધ કરવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી હતી, અને બાલાયચાએ બાળક ધારીને તેને હસી કાઢયો હતો એ વાત દિવસ અને રાત હમ્મીરના મનમા ખટકયા કરતી હતી. એટલે અત્યારે બાલાયચાના વધમાટેની કાકાની આજ્ઞા મળતાં જ તેના આનંદનો અવધિ થયો અને કફન શિરપર બાંધીને તે ભિલ્લનાયકના વધની તૈયારી કરવા લાગ્યો.



## તૃતીય પરિચ્છેદ

## હમ્મીરનું પ્રથમ સાહસ અથવા બાલાયચાનો વધ

પ્રભાતનો રમણીય સમય હતો. પાર્વતીય પ્રદેશ પણ રમણીય હતો અને શીતલ મંદ સમીર પણ અત્યંત રમણીય લાગતો હતો. કેલવાડામાં રાજપૂત વીર સૈનિકો વીરોચિત વેષ ધારણ કરી શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત થઈ શ્રેણિબદ્ધ એક સ્થળે આવી ઊભા હતા અને બીજી તરફ તેમના અશ્વો પોતાના સ્વારોની પ્રતીક્ષા કરતા પૃથ્વીમાં પદાઘાત કર્યા કરતા હતા એટલામાં વીરવેષધારી હમ્મીર ત્યાં આવી લાગ્યો અને સૈનિકોને ઉદ્દેશીને બોલ્યો કેઃ–

"વાર. રણધીર ક્ષત્રિય વીરજનો! મહારાજ સમક્ષ મેં 'જો હું દુરાત્મા બાલાયચાનું મસ્તક કાપીને આપનાં ચરણોમાં અર્પણ ન કરૂં, તો જીવતો પાછો અહીં આવવાનો નથી,' એવી ભીષ્મ પ્રતિજ્ઞા કરેલી છે, એ તો તમો સર્વ જાણો જ છો, એટલે વિશેષ બોલવાની કશી પણ અગત્ય નથી. બાલાયચાના વધનો મેં મારા હૃદયમાં દૃઢતમ સંકલ્પ કરેલો છે અને મારા એ વચનના યથાર્થ પાલનને જ હું મારું પરમ કર્તવ્ય સમજું છું. એટલામાટે મારી તમો સર્વને એજ નમ્ર અને વિનીત પ્રાર્થના છે કે જો મારી સાથે આવો તો પોતાના જીવન અને સ્ત્રી પુત્રાદિની આશાનો ત્યાગ કરીને જ આવજો; સમરાંગણમાં વિજય આપવો, એ મારા અધિકારમાં નથી; એ પરમેશ્વરના અધિકારમાં છે અને મરણ તો સુલભ્યલું જ છે. મને મરણનો જરા પણ ભય નથી અને તેથી જેઓ મરણ સાથે પણ એક વાર યુદ્ધ કરવાની હિમ્મત ધરાવતા હોય તેવા યોદ્ધાઓને જ સાથે લેવાનો મારો વિચાર છે. બોલો, જેની જે ઇચ્છા હોય તે વ્યક્ત કરી દેવાની પ્રત્યેકને સ્વતંત્રતા છે."

"અમો સર્વ મરણના ભય વિનાના થઇને અને આ સાંસારિક સુખોની આશાને ત્યાગીને રણભૂમિમાં લડી કૃતાર્થ થવાને તૈયાર છીએ. વીર ક્ષત્રાણીના દૂધનું પાન કરનારા ખરા વીરો મરણથી કદાપિ ભયભીત થતા જ નથી," સર્વ વીરોએ ગગનભેદક ગર્જના કરીને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"જો એમજ છે, તો મરણ તમારી પાસે પણ આવવાનું નથી. બોલો શ્રી એકલિંગજીનો જય!" હમ્મીરે ઉત્તેજિત વાણીથી કહ્યું.

સર્વ સૈનિકોએ ગગનભેદક ધ્વનિથી શ્રી એકલિંગજીના જયકારનો પ્રતિધ્વનિ કર્યો. હમ્મીર પોતાના કાકા પાસે જઈ નમન કરીને યુદ્ધાર્થે પ્રયાણ કરવાની આજ્ઞા તથા આશીર્વાદ લઇને તરત પાછો આવ્યો અને ત્યાંથી સૈન્યને લઇને પ્રયાણ કરી ગયો.

મુંજ બાલાયચા ગમે તેવો પણ જંગલનો રાજા કહેવાતો હતો અને તેથી પોતાની સુરક્ષણમાટે તે પણ સાવધતા રાખે તો તેમાં નવાઈ જેવું કંઈ ન હતું. તેના કેટલાક જાસૂસો પણ અજયસિંહની છાવણીમાંના ગુપ્ત સમાચારો જાણવા-માટે વેષ બદલીને ચારે તરફ ભટક્યા કરતા હતા. હમ્મીર આજે આવીને પોતાપર હલ્લો કરવાનો છે, એ વાત જાસૂસના મુખથી બાલાયચાના જાણવા-માં આવી ગઈ હતી અને તેથી તે પણ પોતાથી બની શકે તેટલી તૈયારીથી લડવામાટે તૈયાર થઇને જ બેઠો હતો. હમ્મીર જ્યારે પોતાના સૈન્યસહિત ત્યાં આવી લાગ્યો, ત્યારે બાલાયચાએ પોતાના ભિલ્લોને ઉદ્દેશીને કહ્યું કે: "મારા બહાદુર ભિલ્લો! શત્રુઓ આવી લાગ્યા છે, માટે ક્રૂર અને બુભુક્ષિત વાઘની પેઠે તેમના પર તૂટી પડો."

આજ્ઞા મળતાં જ ભિલ્લો ત્યાંથી આગળ વધ્યા અને તેમણે હમ્મીરના સૈન્યપર બાણોની ભયંકર વૃષ્ટિ વર્ષાવવા માંડી. રાજપૂતોએ પણ બાણોનું બાણો-થી જ પ્રત્યુત્તર આપ્યું. કેટલીક વારની ઝપાઝપી પછી ભિલ્લોનું બળ ન્યૂન થવા માંડ્યું અને તેથી બાલાયચાએ ત્યાંથી પલાયન કરવાનું જ વ્યાજબી વિચાર્યું. તે નાસવા જતો હતો એટલામાં હમ્મીર તેના અંગપર ધસી આવ્યો અને સિંહ સમાન ગર્જના કરીને કહેવા લાગ્યો કે: "પાછો વળ, હરામખોર ચાંડાલ; પાછો વળ. રણભૂમિમાંથી આમ શૃગાલ પ્રમાણે પાછાં પગલાં કરીને નાસી ક્યાં જાય છે? આજે તારા પાપી શરીરનો પાત થવાનો છે એની તને ખબર નથી કે શું?"

મુંજ બાલાયચાને હમ્મીર જેવા એક તરુણનાં આવાં કટુ વચનો સાંભળીને ઊભા રહેવું જ પડ્યું. તે પોતાની તલ્વારને મ્યાનમાંથી ખેંચી કાઢીને અભિમાન-પૂર્વક કહેવા લાગ્યો કે, "તારો અને મારો મેળાપ ન થાય, એટલામાટે હું તારા મેળાપને ટાળવાના બહુ પ્રયત્નો કરતો હતો. હજી પણ તું ચાલ્યો જા અને જીવ. હમ્મીર! તું હજી બાળક છે એટલે તારી સાથે લડવામાં હું મારું ગૌરવ માનતો નથી. તારા પરિવારના રક્તનો મને કંટાળો આવ્યો છે એટલા માટે જો તારે પોતાના પ્રિય પ્રાણની રક્ષા કરવી હોય તો એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના અહીંથી ચાલ્યો જા."

"મારે હવે શબ્દોનો વ્યર્થ ઉચ્ચાર તો કરવો જ નથી. જે કાંઈ પણ બોલ-વાનું છે તે મારી આ તલ્વારજ બોલશે. તારાં નીચતામય અને અમાનુષીય

કૃત્યોનું વર્ણન કરી શકે એવા જ શબ્દો મનુષ્યની ભાષામાં નથી. ચાલ; વિના કારણ વિલંબ ન કરતાં લડવાને તૈયાર થા," હમ્મીરે પોતાની તલ્વારને સૂર્યના પ્રકાશનું દર્શન કર્શાવીને નિર્ભયતાથી કહ્યું.

"આજ સુધીમાં અનેક નિર્દોષ મનુષ્યોનો મારા હસ્તે વધ થયો છે અને તેથી મારી ઇચ્છા એવી હતી કે તારા જેવા એક તરુણ બાળકનો વધ ન થાય તો સારું; પણ તારી જ્યારે મરવાની જ ઇચ્છા છે તો હું નિરુપાય છું અને દ્વંદ્વયુદ્ધ કરીને મારવા કે મરવામાટે તૈયાર છું. ચાલ, આગળ આવી જા અને સત્વર મારી તલ્વારનો શિકાર થા," બાલાચચાએ અત્યંત ક્રૂરતા ધારણ કરીને જણાવ્યું.

ઉભયના યુદ્ધનો આરંભ થયો. હમ્મીર જો કે શસ્ત્રવિદ્યામાં અત્યંત નિષ્ણાત હતો, છતાં તેનો પ્રતિસ્પર્ધી પણ તેવો જ હોવાથી કોઇએ કોઇના હાથે હાર ખાધી નહિ અને લડતાં લડતાં અંતે બન્ને થાકીને લોથ થઈ ગયા. હમ્મીરે તો એવી અવસ્થામાં પણ લડવાનું કાર્ય ચાલૂ જ રાખ્યું હતું, પણ બાલાચચાએ વિશ્રાંતિ લેવામાટેની એક યુક્તિ શોધી કાઢી. પોતાની તલ્વારને થોભાવીને તેણે કહ્યું કે: "હમ્મીર! મને મારવામાટેના તારા બધા પરિશ્રમો વ્યર્થ જ જશે અને તને અંતે તારા આ અવિચારમય કૃત્યમાટે પશ્ચાત્તાપ પણ થશે. તલ્વારનો વાયુપર પ્રહાર કરવાથી જેવું પરિણામ આવે તેવું જ મારાપર પ્રહાર કરવાનું પરિણામ તારે ધારી લેવું. યાદ રાખ કે મારાપર તારાં શસ્ત્રોનો પ્રયોગ જરા પણ ચાલવાનો નથી. મને મારી ઇષ્ટદેવી ડાકિનીઓએ વરદાન આપ્યું છે કે સ્ત્રીના ઉદરમાંથી જન્મેલો મનુષ્ય તારું મરણ નિપજાવી શકશે નહિ."

"તારી ડાકિનીઓના એ વરદાનને હવે જળસમાધિ આપી દે અને ડાકિનીઓના ભવિષ્યકથનમાં વિશ્વાસ રાખવાથી કેવી રીતે પ્રાણ ત્યાગવા પડે છે તે સાક્ષાત્ જો," એમ કહેતાંની સાથે જ હમ્મીરે પોતાની તલ્વારનો તેના શરીરપર એવો તો તીક્ષ્ણ પ્રહાર કર્યો કે તેનો ડાબા ખભાથી જમણા પાંસળા સુધીનો ભાગ કપાઈ ગયો અને તરત તે ભૂમિપર પછડાઇ પડ્યો. જીવનની સર્વ આશાઓનો એક પળ માત્રમાં લોપ થવાથી તે પશ્ચાત્તાપ કરતો મંદ સ્વર અને મલિન મુદ્રાથી કહેવા લાગ્યો કે,

"આવીને આ વિશ્વમાં, કર્યાં ન કૈં સત્કર્મ;
જાવું આજે નરકમાં, ત્યાગીને સદ્ધર્મ."

"બાલાચચા! હવે મને તારાપર દયા આવે છે, છતાં હું તે દયાને અમલમાં લાવી શકતો નથી; કારણ કે, તારા બાણથી જખ્મી થયેલા મારા પૂજ્ય કાકાને તારૂં માથું કાપીને તેમનાં ચરણોમાં સમર્પિત કરવામાટેનું મેં વચન આપેલું છે. એક ઉદાર શત્રુ તરીકે હું માત્ર એટલી જ ભાવના ધરાવી શકું છું કે બીજા જન્મમાં પરમાત્મા તને કોઈ યોગ્ય મનુષ્યના ગૃહમાં જન્મ આપીને પુણ્યાત્મા બનાવો," હમ્મીરે પરાજિત થઈ મરણની અણીપર આવી લાગેલા શત્રુને આશ્વાસન આપતાં કહ્યું.

"શૂરવીર હમ્મીર! અત્યાર સુધી મારો એવો જ ભ્રમ હતો કે, આ પૃથ્વીમાં મારા જેવો શૂરવીર અને રણધીર પુરુષ બીજો કોઈ પણ અવતર્યો જ નથી, પરંતુ આજે મરણને જોઈ ગભરાટ થવાથી મારો નિશ્ચય થયો છે કે હું

હિચકારો છું અને શૂરવીરના નામને કલંક લગાડનારો છું. છતાં માત્ર સંતોષનો વિષય એટલો જ છે કે આજે એક શૂરવીરને છાજે તેવી રીતે લડતાં મારા પ્રાણનો અંત થાય છે. આવું વીરોચિત મરણ આપવામાટે હું તારો આભાર માનું છું," બાલાયચાએ દીન વાણીથી એ શબ્દો ઉચ્ચાર્યા. ધીમે ધીમે તેનો શ્વાસ ટૂંકો થવા લાગ્યો, જિહ્વા અટકી પડી, આંખો ફાટી ગઈ અને નાડીની ગતિ બંધ થઈ. તે પોતાનાં સારાં તથા નઠારાં કૃત્યોનો જવાબ આપવામાટે ઈશ્વરની સભામાં ચાલતો થયો.

હમ્મીરે તરત તેનું માથું વાઢી લીધું અને ધડને ભિલ્લોના હાથમાં સોંપી દીધું. તે વિજયનાદ સહિત કેલવાડા તરફ પાછો વળ્યો. થોડાજ સમયમાં કેલવાડાના લોકોએ વિસ્મય, હર્ષ અને કુતૂહલથી જોયું કે હમ્મીર પોતાના ભાલાની અણીપર કોઇનું માથું ઊચકીને તેમના તરફ ચાલ્યો આવે છે.

અજયસિંહના ગૃહના દ્વાર સમક્ષ આવીને હમ્મીરે એક વાર વિકટ સ્વરથી ગર્જના કરી, અને તે સાથે તેના સૈનિકોએ પણ સંમિલિત સ્વરથી જયનાદ કરી કેલવાડાની પાર્વતીય ભૂમિને કંપાયમાન કરી નાખી. એ જયનાદ આકાશમાં પહોંચતાં આકાશમાં પણ કંપના આવિર્ભાવનો આભાસ થવા લાગ્યો.

તરત અજયસિંહ હમ્મીરની સામો આવ્યો. હમ્મીરે બાલાયચાના મસ્તકને તેનાં ચરણોમાં રાખીને કાકાને માનપૂર્વક પ્રણામ કર્યા. અજયસિંહ હર્ષોન્મત્ત બની ગયો. તે પોતાના નૈસર્ગિક આનંદના વેગને રોકી ન શકયો. પોતાના બન્ને હાથ પોહોળા કરીને તેણે ભત્રીજાને બાથમાં લઇને દૃઢ આલિંગન આપ્યું અને તે ક્ષણે જ બાલાયચાના વિચ્છિન્ન મસ્તકમાંથી નીકળતા રુધિરમાં આંગળી બોળીને તે રુધિરનો હમ્મીરના ભાલમાં તિલક કરી દીધો. અજયસિંહે તેના લલાટમાં જે એ ચિહ્ન અંકિત કર્યું હતું, તેને પાછળથી કોઇ પણ મટાડી શકયું નહિ. કાકાના પ્રસાદરૂપ જે એ રુધિરચિહ્ન તે જ પાછળથી રાજતિલકના રૂપમાં ફેરવાઈ ગયું.

"અરિસિંહનો પુત્ર હમ્મીર ચિતોડના સિંહાસનની પ્રતિષ્ઠા જાળવશે." એ પોતાના પિતાના અંતિમ વાકયનું આજે અજયસિંહને અચાનક સ્મરણ થઈ આવ્યું. આજે તેણે પરલોકવાસી રાણા લક્ષ્મણસિંહના ભવિષ્યકથનનો પોતાના જીવનકાળમાં જ સત્ય પરિચય થયેલો જોયો અને એથી તેના ઉદ્વિગ્ન ચિન્તામય ચિત્તને અપૂર્વ શાંતિ મળી. "આજે જ જો લક્ષ્મણસિંહના એક પુત્ર અજયસિંહનો આ સંસારમાં અભાવ થઈ જાય અને તે પરલોકમાં પ્રયાણ કરી જાય; તોપણ તેના સ્થાનનો સંભાળનાર એક વીર પુરુષ તૈયાર છે; પોતાના પૂર્વજોના ગૌરવચિહ્નને જાળવનાર એક વીર નર વર્તમાન છે," એ વિચારનો હૃદયમાં સંચાર થતાં અજયસિંહના હર્ષ અને સંતોષની સીમા જ ન રહી. તે આનંદિત થયો, સંતુષ્ટ થયો, હર્ષિત થયો, પ્રસન્ન થયો અને સર્વ ચિન્તાઓથી મુક્ત થયો. તેણે પ્રસન્ન મુદ્રાથી હમ્મીરને ઉદ્દેશીને કહ્યું કે:-

"વત્સ! ભવિષ્યમાં તારા હાથે જે એક મહા વિજય થવાનો છે તેની આ પૂર્વપીઠિકા છે, એમ જ માનજે. મારો તને આશીર્વાદ છે કે તારા વિજયનો નાદ ભારતવર્ષમાં ગાજશે અને ઇતિહાસમાં તારી નામના અવિચળ રહેશે. એક ક્ષત્રિય વીર નરને એટલો આશીર્વાદ પરિપૂર્ણ છે."

"પૂજ્ય કાકા ! આપના આ આશીર્વાદને હું માથાપર ચઢાવું છું અને કૃતજ્ઞતાપૂર્વક જણાવું છું કે મારો જે વિજય થશે તે માત્ર શ્રી એકલિંગજીની કૃપા અને આપની અનુકંપાનું જ પરિણામ છે, એમ જ હું માનીશ. એમાં નામના મારી નથી, પણ આપનું જ ગૌરવ છે," હમ્મીરે નમ્રતાથી વિનય પ્રદર્શિત કર્યો.

એવી રીતે કેટલોક સમય વીતી ગયો. અજયસિંહ ઇ. સ. ૧૩૦૬ માં સ્વર્ગવાસી થયો. હવે હમ્મીર મેવાડના રાજસિંહાસનનો સ્વતંત્ર સ્વામી થયો એટલે કે એ સમયે તેનો યથાવિધિ રાજ્યાભિષેક થયો. સર્વ મેવાડવાસીઓએ તેને પોતાના શિરચ્છત્ર રાજા તરીકે સ્વીકારીને તેનો હર્ષપૂર્વક જયનાદ કર્યો અને પોતાની રાજભક્તિનો પરિપૂર્ણ પરિચય કરાવી દીધો.



## ચતુર્થ પરિચ્છેદ

## માલનન્દિની

"ક્યા ઈશ્વર પ્રતિકૂલ કાલકા અન્ત ન હોગા ?
ક્યા મંગલસે મેલ મૃત્યુપર્યન્ત ન હોગા ?
ક્યા વૈધવ્યવિરોક કદાપિ દૂર ન હોગા ?
ક્યા દાહક–દુર્દૈવ–કોપ કર્પૂર ન હોગા ?"

**ના. શં શર્મા**

અલાઉદ્દીન ચિતોડશાસનનો ભાર માલદેવના શિરપર નાખી દઇને નિરાશ થઈ ચિતોડમાંથી ચાલ્યો ગયો હતો, એ તો પૂર્વે જણાવેલું જ છે. માલદેવ જો કે જાતિનો ક્ષત્રિય હતો, પરંતુ જે ઉત્તમોત્તમ ગુણ ક્ષત્રિયોમાં સ્વભાવતઃ જ નિવાસ કરી રહેલા હોય છે, તેમાંનો એક પણ ઉત્તમ ગુણ માલદેવના અંગમાં જોવામાં આવતો ન હોતો. અલાઉદ્દીનના દાસત્વનો સ્વીકાર કરીને સ્વદેશ બાંધવો સાથે વૈરભાવ રાખી તેણે ચિતોડશાસનના ભારને પોતાના શિરપર ઉપાડી લીધો હતો. તે જે ઉપાયથી બની શકે તે ઉપાયથી હિન્દુઓને દુઃખ દેવાની જ ચેષ્ટા કર્યા કરતો હતો. હિન્દુઓ બિચારા ક્યાં જઇને પોકાર કરે વારુ? અને પોતાના દુઃખોની કથા કોને કહી સંભળાવે? જ્યારથી જનની જન્મભૂમિ અલાઉદ્દીનના અધિકારમાં જઈ પડી હતી, જ્યારથી માલદેવે મેવાડવાસીઓને પીડવાનો પ્રારંભ કર્યો હતો અને જ્યારથી ચિતોડના વીર પુરુષો વીર ગતિને પામી ગયા હતા, ત્યારથી પ્રજાને પોતાનું પરતંત્ર જીવન સર્વથા ભારરૂપ ભાસવા માંડ્યું હતું. ખરેખર ચિતોડના પ્રજાજનો મહા દુર્ભાગી હતા. પરંતુ શું ચિતોડવાસી જનો સર્વથા હતાશ અને નિરાશ થઈ ગયા હતા કે? નહિ. કેવળ એક આશા-તંતુના આધારે તેમનું જીવન ટકી રહ્યું હતું. જો દૈવની અનુકૂળતા થાય અને જો રાજસ્થાનની રાજલક્ષ્મી પુનઃ પ્રસન્ન થાય તો તેમની એ આશા સફળ થઈ શકે તેમ હતું. ત્યારે તેમની તે એવી તે કઈ આશા હતી વારુ? એવી કઈ આશાને હૃદયમાં ધારણ કરીને તેઓ આજસુધી જીવતા રહી શકયા હતા? ચિતોડવાસી-ઓની તે એક માત્ર આશા, તેમના પ્રાણોના પ્રાણ અને હૃદયના શાંતિદાતા સ્વર્ગવાસી રાણા લક્ષ્મણસિંહનો પૌત્ર રણધીર હમ્મીર જ હતો.

માંલદેવ આર્ય પ્રજાને અનેક પ્રકારની વેદનાઓ આપીને રાજ્યશાસન ચલાવ્યા કરતો હતો. તેના પરિવારમાં એક તેની પત્ની અને બીજી તેની એક માત્ર કન્યા 'કુમારી' એ બે અબળાઓ જ હતી. કુમારી બાલ્યાવસ્થામાં જ વિધવા થઈ ગઈ હતી. જે કોઇએ પણ એ બાળાના મનોહર મુખનું એક વાર અવલોકન કર્યું હતું તે સર્વ તેને જોઇને મોહી ગયા હતા. એના મુખને તેઓ કદાપિ ભૂલતા ન હોતા.

પરન્તુ જ્યારે પણ સહૃદય જનોના મનમાં એ વિચાર આવતો હતો કે, 'સૃષ્ટિનું આવું એક સુન્દર સુમન આ પૃથ્વીરૂપ ઉદ્યાનમાં આવવા છતાં પ્રફુલ્લ થઈ અનાઘ્રાત રહી પુનઃ ત્યાનું ત્યાંજ કરમાઈ જવાનું છે,' ત્યારે તેમના મનમાં બહુજ ખેદ થતો હતો. 'શું એ ભોળી બાળાના હૃદયને આજન્મ દગ્ધ કરવા-માટે જ ઈશ્વરે એને ઘડી છે? કે પછી એના રહસ્યને સમજવાની આપણામાં શક્તિ નથી? ખરી રીતે જોતાં આપણે પોતે જ બુદ્ધિહીન અને વિમૂઢાત્મા છીએ કે જે તે જગત્પિતા જગદીશ્વરના ઉદ્દેશને જરા પણ સમજી શકતા નથી,' એવા ઉદ્‌ગારો પણ કેટલાક લોકોના મુખમાંથી નીકળતા સંભળાતા હતા.

કુમારી જે વેળાએ અબોધ હતી અને તેની અવસ્થા માત્ર પાંચ વર્ષની જ હતી, તે વેળાએ જ તે દુગ્ધપાન કરતી બાલિકાનો વિવાહ થઈ ગયો હતો. તેના લગ્નને હજી તો પૂરૂં એક વર્ષ પણ થયું ન હોતું, એટલામાં તો તેના ભાગ્યમાં વૈધવ્ય પણ આવ્યું. કેવળ એટલું જ નહિ, પણ તેની માતા પણ તે સમયે એટલી બધી માંદી પડી ગઈ કે, તેના જીવનની જરા પણ આશા રહી નહિ. પોતાના અંતઃકાળને સમીપ આવેલો જોઇને બાળવિધવા કુમારીની માતા-એ પોતાનું મસ્તક પતિનાં ચરણોમાં રાખી દીધું અને ત્યાર પછી કુમારીનો હાથ પોતાની સપત્ની(શોક્ય) કમળાવતીના હાથમાં સોંપીને અને નેત્રોમાં નીર લાવીને તે આર્દ્રસ્વરથી કહેવા લાગી કેઃ–

"બહેન! જ્યાં સુધી તમે વર્તમાન છો, ત્યાં સુધી મને કોઈ પણ વાતની ચિન્તા નથી. કુમારીની એક માતા જાય છે, તો બીજી માતા તેની સંભાળ લેવાને વર્તમાન છે. આ બાળાને તમારા હાથમાં સોંપીને હવે હું સદાને માટે ચાલતી થાઉં છું. પણ જોજો મારી આ દુઃખિની અને દુર્ભાગિની દુહિતાને કોઈ પણ પ્રકારનું દુઃખ થવા ન પામે, એનું ધ્યાન રાખજો. તેમ જ........................" મૃત્યુશય્યામાં પડેલી માલદેવની સ્ત્રીએ વધારે બોલવાની ઈચ્છા કરી, પણ તેનાથી એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કરી શકાયો નહિ. તેના મનમાંની એક વાત મનમાંજ રહી ગઈ. સ્વામીનાં ચરણોમાં મસ્તક નમાવીને અને પ્રાણપ્રિય પુત્રીના હાથમાં પોતાનો હાથ આપીને તે ભાગ્યવતી સતી સાધ્વી મૃત લોકમાંથી અમર લોકમાં જવામાટે પ્રયાણ કરી ગઈ.

માલદેવની મહિલા આ અસાર સંસારને ત્યાગીને ચાલતી થઈ, તે વેળાએ પોતાની પતિવ્રતા પત્નીના પરલોકવાસથી માલદેવના મનમાં અત્યંત ખેદ થયો. કુમારી પોતાની માતાના મરણને જોઈ પછાડા ખાઈ ખાઇને વિલાપ કરવા લાગી તેમ જ કમળાવતીના મનમાં પણ અવશ્ય થોડાઘણા શોકનો આઘાત તો થયો જ. પરંતુ કુમારીએ જે ધન સદાને માટે ખોઈ દીધું હતું અને એથી

તેની જેવી હાનિ થઈ હતી, તેવી હાનિ બીજા કોઇની પણ થઈ નહોતી. હવે કમળાવતી પૂર્ણ સ્વતંત્ર હતી અને માલદેવના અંતઃપુરની તે જ સર્વાધિકારિણી સ્વામિની થઈ હતી એટલે કુમારીની માતાના મરણનો શોક તેના મનમાં વધારે વાર ન રહે, એ સ્વાભાવિક જ હતું. માલદેવના મનમાં સ્ત્રીના મૃત્યુનો કાંઇક વધારે શોક હતો; પરંતુ તે પણ એક સ્ત્રીના સ્થાનમાં બીજી સ્ત્રીને જોતાં કાળના વહન સાથે ભૂલાઈ જાય તેવો જ હતો. પણ હાય, જે જીવ કુમારીને એકલી છોડીને ચાલ્યો ગયો હતો તેના જેવો પ્રિય, તેના જેવો મંગલાકાંક્ષી અને તેના જેવો હિતકર્તા જીવ કુમારીને બીજો મળી શકે એમ હતું કે? નહિ, કદાપિ નહિ. ખરેખર કુમારી જેવી હતભાગિની બાળા કોઈ બીજી ભાગ્યે જ મળી શકે. અનેક બાળાઓની માતાઓ પોતાની પુત્રીઓને બાલ્યાવસ્થામાં જ રખડતી મૂકીને પરલોકમાં પ્રયાણ કરી જાય છે; પરંતુ તે બાળાઓને યૌવનાવસ્થામાં પોતાના એક માત્ર આરાધ્ય દેવ એટલે કે પતિના સહવાસમાં રહી તે પતિનાં મિષ્ટ વચનો સાંભળતાં સ્વર્ગીય સુખનો સ્વાદ મળી શકે છે. સ્વામીના સ્નેહને જોઇને તેઓ પોતાનાં બીજાં કષ્ટોને સર્વથા ભૂલી જાય છે. પણ બિચારી કુમારીના ભાગ્યમાં એ સ્વામિસમાગમનું સુખ પણ લખાયલું નહોતું. એ સુખથી તો તે પ્રથમથી જ વંચિતા થયેલી હતી એટલે એથી એમ જ દેખાતું હતું કે એ અભાગિની અબળાનું જીવન આજન્મ દુઃખસાગરમાં ડૂબી રહેવામાટે જ સૃજાયલું હોઇ જોઇએ.

સંસારમાંની કોઈ પણ વસ્તુ સદાસર્વદા એક જ અવસ્થામાં રહેતી નથી; ધન, માન, ઐશ્વર્ય, તાપ અને દુઃખ એમાંની એક પણ વસ્તુ આ સંસારમાં સ્થાયી નથી. જળના પ્રવાહ પ્રમાણે સમય મનુષ્યની સર્વ અવસ્થાઓમાં પરિવર્તન કરી નાખે છે. સંસારમાં શોકને શમાવવાનો જો કોઈ ઉપાય ન હોત અને દુઃખ પછી સુખ તથા સુખ પછી દુઃખનું આગમન ન થતું હોત, તો દુર્બલ માનવપ્રાણીનું અત્યાર સુધી અસ્તિત્વ પણ ન હોત. એટલામાટે જ કહેલું છે કેઃ-

"सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।
चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च" ॥

જે સ્નેહમયી માતા પોતાના પ્રિય પુત્રના કેવળ પરદેશમાં જવાથી ડૂસકાં ભરીભરીને રડતી હોય છે; જે પતિ પોતાની પ્રેમમયી પત્નીના પગમાં એક સાધારણ કાંટો વાગ્યાથી મહા શોકના સાગરમાં પડી જાય છે; જે પતિવ્રતા પ્રમદા પોતાના પ્રાણપ્રિય પતિના શરીરમાં કિંચિત્ પીડા થતાં જ પોતાના પ્રાણ કાઢી નાખે છે અને જે સન્મિત્રના એક ક્ષણ માત્રના વિયોગથી જ મિત્રના હૃદયમાં અનેક વૃશ્ચિકદંશની તીવ્ર વેદના થવા માંડે છે; તે સર્વ એકથી એક અધિક પ્રાણપ્રિય જનોને મરણના હસ્તમાં સોંપી સદાને માટે ખોઈ બેસવા છતાં પણ સમયના ગમન સાથે માતા, પતિ, પત્ની અને મિત્ર નાના પ્રકારના આનંદનો આસ્વાદ લેતાં જોવામાં આવે છે, એ સંસારનો કેવો વિચિત્ર અને ચમત્કારિક સ્વભાવ! હાય રે સંસાર!!

માલદેવ પોતાની સ્ત્રીના સ્વર્ગવાસની વાર્તાને સર્વથા ભૂલી ગયો હતો. ભૂલેચૂકે પણ કોઈ વાર તેને કુમારીની સ્વર્ગવાસિની માતાનું સ્મરણ થતું ન

હોતું. મૃત્યુશય્યામાં પડેલી કુમારીની માતાએ નેત્રોમાં અશ્રુ લાવીને જે કમળાવતીના હાથમાં કુમારીનો હાથ સોંપ્યો હતો તે પણ પોતાની જવાબદારીને સર્વથા ભૂલી ગઈ હતી. મૃત માનવી જો શત્રુ હોય, તોપણ તેની મૃત્યુસમયની વાત યાદ રહે છે અને રહેવી જ જોઇએ; પરંતુ ન્યાય, ધર્મ અને કર્તવ્યના મસ્તકપર પદપ્રહાર કરીને ઉન્મત્ત કમળાવતી એ સર્વ ઘટનાઓને ભૂલી બેઠી હતી. પ્રિય પાઠક તથા પાઠિકાઓ! જો આપનામાંથી કોઇને અકૃતજ્ઞતા અને અધર્મની સાક્ષાત્ પ્રતિમાનું અવલોકન કરવાની ઇચ્છા હોય, તો માલદેવના અંતઃપુરમાં પ્રવેશ કરો એટલે કમળાવતીના અંતઃકરણમાં અવશ્ય એ બે વસ્તુઓ આપને મળી આવશે. ત્યારે શું કૃતજ્ઞતાનો આ સંસારમાંથી સર્વથા લોપ જ થઈ ગયો છે કે? હા, તે જ માલદેવ કે જે એક સમયમાં પોતાની પ્રિય પત્નીને, પ્રથમ પત્નીને પ્રાણથી પણ અધિક પ્રિય માનતો હતો અને અમૃત દૃષ્ટિથી નિહાળતો હતો તથા તેને જોઇને સદા આનંદમાં નિમગ્ન રહેતો હતો; તે જ માલદેવ પૂર્વની સર્વ વાર્તાઓને વિસારીને પોતાની પુત્રીની આવી દુર્દશાને દેખવા છતાં પણ મૌન ધારી બેસી રહ્યો હતો. હતભાગિની કુમારીની માતાના જીવનકાળમાં જે માલદેવ પુત્રીને પુત્ર કરતાં પણ વધારે ગણતો હતો, તે જ માલદેવ અત્યારે દુષ્ટ કમળાવતીના ભયથી બિચારી માતૃહીના બાળવિધવા દુહિતાને અનેક પ્રકારની પીડામાં પડેલી નજરોનજર જોવા છતાં પણ વાણીવિહીન બની બેઠો હતો. હતભાગિની કુમારીના નિર્દોષ મુખમંડળને ચિન્તાતુર જોઇને બીજાઓના મનમાં પણ દયાનો આવિર્ભાવ થતો હતો; પરન્તુ તેનો જન્મદાતા પિતા તેનો લેશ માત્ર પણ આદર કિંવા સત્કાર કરતો નહોતો. દુર્ભાગિની બાળા બાલ્યકાળમાં જ પતિવિહીના અને માતૃવિહીના થયેલી હોવાથી એ દુઃખ હવે તેનાથી સહન કરી શકાતું નહોતું. જ્યારે પણ તે પ્રેમને મેળવવાની આશાથી પિતા પાસે જતી હતી, ત્યારે તેને જોતાં જ તેનો પિતા મૂક બની જતો હતો અને ઓરમાન માતા તો દૂરથી જ તેને દેખતાં નાક, મોઢું ચઢાવવાની ચેષ્ટા કરતી હતી. જાણે કે, કુમારી જોડે તેમનો કશો સંબંધ જ ન હોય; એવાં જ આચરણો તે દમ્પતીએ દેખાડવા માંડ્યાં હતાં.

ધીમે ધીમે દિવસો વીતવા લાગ્યા; પણ પળે પળે અને ક્ષણે ક્ષણે કુમારીના દુઃખમાં તો ઘટાડાને બદલે વધારો જ થતો ગયો. માતાના જીવનકાળમાં જે કુમારીનો અતિશય આદર સત્કાર થતો હતો તે જ કુમારી આજે ટકાના ત્રણ શેરના હિસાબે વેચાતી હતી! હાય, આ સ્વાર્થપરાયણ સંસારમાં સ્નેહ, દયા અને મમતા આદિ કોઇ પણ વસ્તુનો યોગ્ય બદલો મળતો જ નથી. વિશ્વમાં કૃતજ્ઞતાનો જે થોડો ઘણો આભાસ પણ જોવામાં આવે છે અને મિત્રતાની ક્ષણિક પ્રભા દેખાય છે, તેમાં પણ જાણે સ્વાર્થ ભરેલો હોયની એવો જ ભાસ થાય છે. કોટિ વાર ધિક્કાર હો આવા સ્વાર્થસાધુ સંસારને અને તેના સ્વાર્થરૂપ વ્યાપારને!!!

એક પુત્રી ગમે તેવી પિતૃભક્તા અને આજ્ઞાધારિણી હોય, છતાં જ્યારે તેનાપર અસહ્ય અત્યાચારો થવા માંડે અને સ્ત્રીના જીવનરૂપ મનાતો સ્નેહ ક્યાંય પણ તેના જોવામાં ન આવે, ત્યારે તે સાહસ કરવાને તૈયાર થાય છે, એ

એક બનવા જેવી વસ્તુ છે; કારણ કે, પુત્રી અને જાતિથી સ્ત્રી હોય એટલે તે યૌવનકાળમાં સ્ત્રીજાતિના સ્વભાવને અનુસરે એ સ્વાભાવિક જ છે. માતા-પિતાના અયોગ્ય અને વાત્સલ્યહીન વર્તનથી કુમારીના હૃદયનો ભંગ તો થયો જ હતો તથા તેના મનમાં તેમનો કંટાળો પણ આવી ગયો હતો, એવામાં અચાનક કેલવાડામાં હમ્મીરનો રાજ્યાભિષેક થયાના સમાચાર તેના સાંભળવામાં આવ્યા અને તે સાથે દાસીઓના મુખથી તેણે તે વીર તરુણના પરાક્રમોની પ્રશંસા પણ સાંભળી. એથી તે બાળાના હૃદયમાં એક નવીન વિચાર કિંવા સત્ય કહીએ તો એક નવીન વિકારનો સંચાર થયો. તેણે પોતાના એકાંતવાસમાં જઇને હમ્મીર-પર એક પત્ર લખ્યું અને તે એક વિશ્વાસપાત્ર દાસીદ્વારા કેલવાડા તરફ રવાના કર્યું. ઈનામની લાલચથી દાસીએ એ કાર્યનો ભાર પોતાના શિરપર ઉપાડી લઇને ઉતાવળથી કેલવાડા તરફ પ્રયાણ કર્યું.



## પંચમ પરિચ્છેદ

## "ટીકા ડૅાર"

સિંહાસનારૂઢ થયા પછી હમ્મીર 'ટીકા ડૅાર' માટેની મહાભારત તૈયારી કરવા લાગ્યો. હમ્મીરના પૂર્વજોના પણ પૂર્વજોના સમયથી 'ટીકા ડૅાર'નો પરિપાઠ પ્રચલિત હતો. રાજસ્થાનમાં જ્યારે કોઇ પણ નવીન રાજા સિંહાસનારૂઢ થતાંની સાથે જ કોઇ શત્રુના રાજ્યપર આક્રમણ કરે, ત્યારે તે આક્રમણને 'ટીકા ડૅાર' (Teeka dowr) ના નામથી ઓળખવામાં આવે છે. માત્ર તેર–ચૌદ વર્ષના વયમાં જ જે હમ્મીરે ભિલ્લરાજ બાલાચચાનું મસ્તક કાપી લાવીને પોતાના કાકાનાં ચરણોમાં અર્પણ કર્યું હતું, તે બાલાચચાના રાજ્યપર જ તે આજે હલ્લો કરવા નીકળ્યો હતો.

બાલાચચાનો વધ થયા પછી તેને બદલે એક બીજા પુરુષે તેના આસન-નો સ્વીકાર કરીને નાયકત્વ સ્વીકાર્યું હતું. પહાડી ભિલ્લોએ હાલમાં ધીમે ધીમે આગળ કરતાં વિશેષ બળનો સંચય કર્યો હતો. હમ્મીરે સત્વર જ "પોસ્સાલિયો" ('Possalio) નામક ભિલ્લદુર્ગપર આક્રમણ કર્યું. એ સમયે હમ્મીર સાથે લગભગ એક હજાર શૂરવીર સૈનિકો હતા. એટલે કે, ભિલ્લો સાથે સરખાવતાં હમ્મીરના સૈનિકોની સંખ્યા બહુ જ ઓછી હતી અને અધૂરામાં પૂરું તેણે હલ્લો પણ જાહેર રીતે કર્યો હતો. એથી અલ્પ સમયમાં જ સર્વ ભિલ્લોએ જાણી લીધું કે, હમ્મીર દુર્ગપર ચઢી આવ્યો છે. એ વાત જાણવામાં આવતાં જ સર્વ ભિલ્લો લઢવાને તૈયાર થઈ ગયા અને બહુ જ ઉત્સુકતાથી હમ્મીરના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા.

હમ્મીર "પોસ્સાલિયો" દુર્ગ પાસે આવી પહોંચ્યો. ત્યાં જતાં ચારે તરફ પર્વતમાળાથી ઘેરાયલો એક બહુ જ સંકુચિત માર્ગ આવે છે અને તે માર્ગમાં થઇને જ આગળ વધવું પડે છે એટલે હમ્મીરને હંફાવવામાટે ભિલ્લો એ સ્થાન-માં જ આવી માર્ગ રોકીને ઉભા રહ્યા. એ પહાડી પ્રદેશ નિઃસ્તબ્ધ હતો અને

દૂર દૂર પર્યન્ત મનુષ્યનો શબ્દ ક્યાંય પણ સાંભળવામાં આવતો નહોતો. એ સ્થાને આવીને હમ્મીર એકાએક કાંઇક ગહન વિચારમાં પડી ગયો; કારણ કે, આજે સૈન્યનો નેતા સેનાપતિ તે પોતે જ હતો. ભિલ્લ લોકો દુર્ગમાં છે કે નહિ, એ જાણવામાટે તેણે અને તેના સૈનિકોએ એક ભયંકર ગર્જના કરી. ગર્જનાનો ધ્વનિ પ્રકૃતિની ગંભીર નિઃસ્તબ્ધતાનું ભેદન કરીને દૂર દૂરના પ્રદેશમાં પ્રસરી ગયો. પોસ્સાલિયો–દુર્ગવાસી ભિલ્લોએ એથી હમ્મીરના આગમનની કલ્પના કરી લીધી, પરંતુ કાંઈ પણ હીલચાલ કરી નહિ. હમ્મીરનો સંદેહ દૂર થયો નહિ અને તેથી તેણે તે ક્ષણે જ પોતાના ગોલંદાજોને પથ્થરના ગોળા છોડવાની આજ્ઞા આપી દીધી. તત્કાળ તેની તોપોના ગોળા પહાડી ઝાડોને કંપાયમાન કરતા અને અસંખ્ય જીવજંતુઓને ભયભીત કરતા પોસ્સાલિયો દુર્ગના મૂળમાં જઇને અથડાવા લાગ્યા. તોપના ગોળાના ભયાનક અવાજો થતાંની સાથે જ ભિલ્લોના હૃદયમાં ભય અને કંપનો આવિર્ભાવ થયો; પરંતુ તેમનો એ ગભરાટ વધારે વાર કાયમ રહ્યો નહિ; કારણ કે, તેઓ પણ વીર નર જ હતા. હમ્મીરે તોપના ગોળાનો એકસરખો મારો ચલાવ્યા છતાં તેમણે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. ચતુર હમ્મીર ભિલ્લોની એ ચતુરતાને તત્કાળ જાણી ગયો. તે મનમાં જ કહેવા લાગ્યો કેઃ—

"પહાડોની આડમાં છુપાઇ રહેલા એ ભિલ્લો કદાચિત્ એમ ધારતા હશે કે, પોતાની તોપોના ગોળાનો જવાબ ન મળવાથી મેવાડની સેના નિશ્ચિન્ત થઇને આગળ વધશે અને તે વેળાએ ચારે તરફથી આપણે તેનાપર તૂટી પડીશું; પણ ખરેખર તેમની એ ધારણા વ્યર્થ છે." એમ ધારીને તે પાછો વિચારમાં પડી ગયો. તે મનમાં તો ક્યારનોય સમજી ગયો હતો કે, સામેના પહાડની ગુફાઓમાં ભિલ્લ લોકો છુપાઇને રાજપૂતોના આવવાની વાટ જોતા બેસી રહ્યા હતા. પણ પોતાના એ સંદેહને વિશેષ દૃઢ કરવામાટે તેણે પોતાના કેટલાક ઘોડેસ્વારોને આગળ વધવાની આજ્ઞા આપી. ઘણા જ વેગથી કેટલાક ઘોડેસ્વારો આજ્ઞાનુસાર આગળ વધવા લાગ્યા. છ ઘોડેસ્વારો ગયા હતા, તેમાંના ચાર થોડા વખતમાં પાછા આવી લાગ્યા અને બાકીના બે સદાને માટે ત્યાં જ રહી ગયા; કારણ કે, આગળના ભાગમાં ચાલતા તે બે અશ્વારોહીઓને ભિલ્લોએ પોતાના તીક્ષ્ણ બાણ ચલાવીને ત્યાંના ત્યાં જ ઠાર કરી નાખ્યા હતા. ધૂર્ત ભિલ્લોના એ ચાતુર્યને જોઇને હમ્મીરે તેમના કરતાં પણ વિશેષ ધૂર્તતા બતાવવાનો પ્રબંધ કર્યો. તે ક્ષણે જ તેણે કેટલાક સૈનિકોને પર્વતપર ચઢી જવાની આજ્ઞા આપી અને આજ્ઞા મળતાં જ બબ્બે ચારચાર સૈનિકો મળીને તે પહાડપર ચઢવા લાગ્યા. ત્યાર પછી એકની સહાયતાથી બીજો અને બીજાના આધારથી ત્રીજો એવી રીતે સર્વ સૈનિકો પર્વતના શિખરપર ચઢી ગયા. થોડી જ વારમાં હમ્મીરની સેનાના સુશિક્ષિત સૈનિકોમાંના લગભગ આઠસો સૈનિકો પર્વતના શિખરપર જઇને ઊભા રહ્યા. એનો જરા પણ શબ્દ થયો નહિ; કારણ કે, કોઈ જરા પણ બોલતું ચાલતું નહોતું. એ પર્વત–આરોહણનું કાર્ય આદિથી અંત પર્યન્ત બહુ જ સાવધાનતા અને શાંતિથી સમાપ્ત થયું. પર્વતની તળેટીમાં માત્ર બસેં સૈનિકો જ બાકી રહ્યા હતા. તે સૈનિકોને કેટલીક સૂચનાઓ આપીને

પર્વતપરના સૈનિકોએ ફેંકેલા દોરડાનો આધાર લઈ હમ્મીર પોતે પણ પર્વતના શિખરપર ચઢી ગયો. ત્યાં ચઢીને તેણે પોસ્સાલિયો દુર્ગ પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને જોયું કે કિલ્લાના ઊંચા કંગુરા આકાશ સાથે વાતો કરતા દેખાતા હતા કિલ્લાની દીવાલોપર અને આમતેમ ભિલ્લ સૈનિકોની નાની નાની ટુકડીઓ તેના જોવામાં આવી અને એથી તેણે જાણી લીધું કે કિલ્લાના બચાવમાટે બહુ જ થોડા ભિલ્લોને ત્યાં રાખવામાં આવ્યા હતા. હવે નીચે પહાડની આડમાં છુપાયલા કેટલાક હજાર ભિલ્લો પણ ધીમે ધીમે તેની નજરે પડવા લાગ્યા. એ બધું જોઈ તપાસી લીધા પછી પોતાના નીચે ઊભેલા સૈનિકોને હમ્મીરે કાંઈક સંકેત કર્યો એટલે તરત જ તેમણે વિકટ સ્વરથી એક ગગનભેદક ગર્જના કરી અને પોતે ઈષ્ટ દેવનું સ્મરણ કરીને હમ્મીર ઉપરના માર્ગથી પોસ્સાલિયો દુર્ગ તરફ વધવા લાગ્યો. પહાડોની આડમાં છુપાયલા ભિલ્લો તો એમ જ ધારતા હતા કે, હમ્મીર આ માર્ગમાં થઇને જ આગળ વધશે. પણ જ્યારે હમ્મીર ભિલ્લના દુર્ગની બહુજ પાસે પહોંચી ગયો ત્યારે અચાનક છેલ્લી ઘડીયે ભિલ્લોએ તેને જોયો અને તેથી તેઓ તીડોના દલ પ્રમાણે પહાડોના કોતરમાંથી નીકળી નીકળીને તેનાપર તૂટી પડવા માટે દોડવા મંડી પડ્યા.

એ કટાકટીના પ્રસંગને જોઇને ચાણુક્ય હમ્મીરે પોતાનાં મનમાં વિચાર કર્યો કે: "શત્રુસૈન્યની અપેક્ષાએ મારા સૈનિકોની સંખ્યા બહુ જ ઓછી છે, માટે શું થશે ને શું નહિ તે કાંઈ સમજી શકાતું નથી." પરંતુ તત્કાળ પોતાના પૂર્વજોની વીરતાનું સ્મરણ થતાં તેના મનમાં પાછો ઉત્સાહનો સંચાર થયો અને તે પોતાના સૈન્ય સહિત બમણા બળથી અને વેગથી આગળ વધવા લાગ્યો. અંતે બરાબર પોસ્સાલિયો દુર્ગના સમીપસ્થ ક્ષેત્રમાં જ ભિલ્લો અને રાજપૂતોના યુદ્ધોનો આરંભ થયો. ઉભય પક્ષના યોદ્ધાઓ ક્ષુધાતુર સિંહ સમાન ક્રૂરતાથી પોતપોતાના શત્રુના શરીરપર શસ્ત્રપ્રહાર કરવા લાગ્યા. એ સમયે જે બસેં સૈનિકોને હમ્મીર પર્વતની તળેટીમાં છોડી આવ્યો હતો તેઓ પણ ત્યાં આવી પહોંચ્યા અને અચાનક આવીને ભિલ્લોપર તૂટી પડ્યા. બન્ને તરફથી રાજપૂતોનો માર પડવા લાગ્યો અને ભિલ્લો વચમાં સપડાઈ ગયા. હમ્મીરના સૈનિકોએ તેમને ચારે તરફથી ઘેરી લઇને તેમનાપર અસિપ્રહારરૂપ અગ્નિનો વર્ષાદ વર્ષાવવા માંડ્યો. એક એક મેવાડવાસી રાજપૂતે દશ દશ ભિલ્લોને રણભૂમિમાં સદાની નિદ્રામાં સુવાડી દીધા. ભિલ્લોનો ઉત્સાહ લુપ્ત થયો અને તેથી જે જીવતા બચ્યા હતા તેમણે પલાયનનો આશ્રય લીધો. અલ્પ પ્રયાસથી અલ્પ સૈન્ય હોવા છતાં પણ રણધીર હમ્મીરનો પૂર્ણ વિજય થયો.

હમ્મીરે દુર્ગનાં દ્વારોને તોડી નાખીને તે ક્ષણેજ પોસ્સાલિયો દુર્ગમાં પ્રવેશ કર્યો અને તે સમયથી જ એ દુર્જય દુર્ગના શિખરે અજેય મેવાડાધીશની રાજપતાકાનું સર્વને દર્શન થવા લાગ્યું અને "ટીકાડોર"ની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ.

તે રાત્રિ વિશ્રાંતિમાં વીતાડીને બીજે દિવસે પ્રભાતમાં જ દુર્ગમાં હમ્મીરે એક સભા ભરી અને પોતાના સામંતોને ઉદ્દેશીને તે વીરતાથી કહેવા લાગ્યો કે:—

"મારા શૂરવીર અને રણધીર સામંતો! આજે આપણો આ બીજો વિજય છે. આટલા અલ્પ સમયમાં અને અલ્પ પ્રયાસે આપણે વિજય મેળવો

શકીશું એવી મને સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી; છતાં તેમ બન્યું છે અને એ બતાવી આપે છે કે, આપણા ભાગ્યની રેખા પ્રબળ છે અને તેથી અવશ્ય આપણે "ભસ્મીભૂત ચિતોડ"નો પુનરુદ્ધાર કરી શકીશું. એકલિંગજી આપણો સહાયક છે, તો શત્રુઓનો પરાજય થવો જ જોઇએ. કોઈ વાર પણ ઉત્સાહનો ત્યાગ કરશો નહિ અને શત્રુની મોટી સંખ્યાથી ડરશો નહિ. મેવાડ મેવાડીઓ-માટે જ છે, વિદેશી મુસલ્માનોમાટે નથી અને તેટલામાટે આપણે ચિતોડનો પુનરુદ્ધાર કરવો જ જોઇએ. જે ચિતોડમાં આપણા પૂજ્ય પૂર્વજોનો અધિકાર હતો, જે ચિતોડની રક્ષામાટે આપણા પૂર્વજોએ પોતાના જીવનના અંતિમ દિવસ અને અંતિમ ક્ષણ પર્યન્ત પોતાના શરીરમાંનું પવિત્ર રક્ત વહેવડાવ્યું હતું અને જે ચિતોડ રાજપૂતોની પવિત્ર ગૌરવભૂમિના નામથી ઓળખાતું હતું તે ચિતોડને આજે મુસલ્માનોના અધિકારમાં ગયેલું જોઇને અને ચિતોડની પ્રજાને તેમના અત્યાચારથી પીડાતી જોઇને મારૂં હૃદય દુઃખ તથા શોકથી વિદીર્ણ થઈ જાય છે. એક ક્ષણ માત્ર પણ હું ચિતોડને ભૂલી શકતો નથી. જ્યાં સુધી ચિતોડનો પુનરુદ્ધાર નહિ થાય, વિદેશી ખીલજી મુસલ્માનોના અધિકારમાંથી ચિતોડ છૂટે નહિ, ત્યાં સુધી એક પળ માત્ર પણ મારૂં ચિત્ત શાંત થવાનું નથી. ચિતોડના પુનરુદ્ધારની ચિન્તા દિવસ અને રાત મારા મનને વ્યાકુળ કર્યા કરે છે."

એ ભાષણ કરતાં વીર હમ્મીરનાં નેત્રોમાંથી નીરની ધારા વહેવા લાગી, તેનું હૃદય ભરાઈ આવ્યું અને કંઠ રુંધાઈ ગયો. છતાં પોતાના મનને દૃઢ કરીને તે પુનઃ ઉત્સાહવર્ધક વાણીથી કહેવા લાગ્યો કેઃ—

"વીર પુરુષો ! એ તો તમે જાણો જ છો કે, દુષ્ટ ખીલજી અલાઉદ્દીને ચિતોડ-નો રાજ્યાધિકાર ક્ષત્રિયકુલકલંક માલદેવને આપેલો છે, છતાં ગુપ્ત રીતે માલ-દેવમાં તેનો પૂરો વિશ્વાસ ન હોવાથી તેણે મેવાડમાં કેટલુંક મુસલ્માન સૈન્ય પણ રાખેલું છે અને તે મુસલ્માન સૈનિકો પર્વતપ્રદેશમાં હમેશાં ભટકયા કરે છે. અત્યારે જ હજી આપણે ખુલ્લી રીતે માલદેવપર અથવા તો મુસલ્માન સૈન્યપર હલ્લો કરી શકીએ એટલા શક્તિમાન્ થયા નથી; પણ મારો એવો વિચાર છે કે, આપણે પણ જંગલોમાં ભટકતા રહેવું અને નાનાવિધ છળપ્રપંચના જાળમાં ફસાવીને છિન્નવિચ્છિન્ન યુદ્ધપદ્ધતિથી એ મુસલ્માનોનો નાશ કર્યા કરવો. સુલ્તાન દિલ્લીમાં છે અને આપણે અહીં છીએ એટલે આ રીતિ અને આ નીતિનું અવલંબન કરવાથી આપણે મુસલ્માનોને બળહીન બનાવી શકીશું અને સાથે સાથે સૈન્યની સંખ્યામાં પણ વધારો કરીને છેલ્લે જાહેર લડાઈ કરી માતૃભૂમિનો ઉદ્ધાર કરીશું. તમો સર્વનો આ વિષયમાં શો અભિપ્રાય છે ?"

"જે મહારાણાજીની આજ્ઞા અને ઇચ્છા તેજ અમારો અભિપ્રાય. ચિતોડ-ના ઉદ્ધારમાટે અમે અમારા પ્રાણ અર્પવાને પણ તૈયાર છીએ." સર્વ સામંતોએ ભીષણ ગર્જના કરીને પોતાનો ઉત્સાહ વ્યક્ત કર્યો.

એ જ સમયે એક સૈનિકે આવીને એવા સમાચાર આપ્યા કેઃ "મહા-રાણાજી ! ચિતોડથી માલદેવના અંતઃપુરની એક દાસી પત્ર લઇને આવી છે અને તે આપને ગુપ્ત રીતે મળવા માગે છે."

"વારૂ તેને પાછળના ખાનગી ઓરડામાં લાવો. હું ત્યાં જાઉં છું," એમ

કહીને હમ્મીર સભાગૃહમાંથી ઊઠીને પાછળના ઓરડામાં જઈ બેઠો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે: "મારા અને મારા વંશના પરમ શત્રુ માલદેવના અંતઃપુરની દાસી પત્ર લઇને મારી પાસે શા કાર્ય માટે આવી હશે, એની કલ્પના કરી શકાય તેમ નથી જ. માલદેવે એને પ્રપંચ જાળનો વિસ્તાર કરવા અને મને તેમાં ફસાવવામાટે તો નહિ મોકલી હોય? એમ પણ બની શકે ખરું; પરંતુ જો એમ જ હશે તો હું તેના પ્રપંચ જાળને છેદી નાખીશ. રાજનીતિને અનુસરીને એ દાસીની મુલાકાત તો લેવી જ જોઇએ અને એના આવવાના ઉદ્દેશને પણ જાણી લેવો જોઇએ."

હમ્મીર એ પ્રમાણે વિચારમાં નિમગ્ન થયેલો હતો એટલામાં તે પત્ર લાવનારી દાસી ત્યાં આવી અને તેને નમન કરીને દૂર ઊભી રહી. હમ્મીરે તેને પૂછ્યું કે: "બાઇ! તમને અહીં મોકલનાર કોણ છે, તેણે તમને શા કામમાટે મોકલ્યાં છે અને મારામાટે શો સંદેશો કહાવ્યો છે, તે ટુંકામાં જણાવો."

"હું માલદેવની પુત્રી કુમારીબાની દાસી છું, અને તેમણે જ આ પત્ર આપને આપવામાટે મને અહીં મોકલી છે. હું આપના નિવાસસ્થાનમાં ગઈ હતી, પણ ત્યાં આપના અહીં આવ્યાની વાત સાંભળીને અહીં આવી છું. આપના વિજયમાટે હું અંતઃકરણપૂર્વક આપને ધન્યવાદ આપું છું અને પરમેશ્વર પાસેથી એ જ માગું છું કે, આપનો એવી જ રીતે સર્વત્ર વિજય થતો રહો," દાસીએ યથાવિધિ અભિનંદન કરીને કુમારીનું પત્ર હમ્મીરના હાથમાં આપતાં કહ્યું.

હમ્મીર માલનન્દિનીનું નામ સાંભળીને તો વળી વધારે આશ્ચર્યમાં પડી ગયો. પ્રપંચવિશેની તેની શંકા કાંઇક વધારે દૃઢ થઈ. તેણે પત્ર ખોલીને વાંચ્યું. તેમાં નીચે પ્રમાણેની વિગત હતી:-

"મેવાડરાજતિલક હમ્મીરસિંહની ચરણસેવામાં,

હું આપના શત્રુની પુત્રી છું, પણ દેશની મૈત્રિણી છું. જો આપનો મારામાં અથવા પવિત્ર આર્ય અબળાજાતિમાં કાંઈ પણ વિશ્વાસ બંધાતો હોય, તો ચિતોડની બહારના મારા ઉદ્યાનમાં મને મળો. કેટલીક વાતો મારે આપને કહેવાની છે. વિશેષ રૂબરૂમાં.

શુભાકાંક્ષિણી કુમારીના પ્રણામ."

પત્ર વાંચીને તે વિચારમાં પડી ગયો. અંતે હિંમત ધારીને તેણે દાસીને કહ્યું કે: "બાઇ! તમારાં સ્વામિનીને કહેજો કે, હું ચાર કે પાંચ દિવસ પછી આપને અવશ્ય મળીશ."

"ખમ્મા!" એટલા શબ્દનો ઉચ્ચાર કરીને દાસી ત્યાંથી જવા લાગી, પણ હમ્મીરે તેને રોકીને ખાનપાનની વ્યવસ્થા કરી આપી અને સંધ્યા સમયે સંભાળમાટે સાથે માણસ આપીને તેને તેના સ્થાન તરફ મોકલી દીધી.

એ પછી પોસ્સાલિયો દુર્ગને એક સારા નગરનું રૂપ આપવાની વ્યવસ્થાનો તેણે આરંભ કર્યો અને ચાર દિવસ પછી તે સર્વ કાર્ય પોતાના સામંતોને સોંપીને તે પોતે ચિતોડ તરફ જવાને ત્યાંથી રવાના થયો; કારણ કે, તેણે ત્યાં જવાનું વચન આપ્યું હતું અને તેથી ત્યાં જવા વિના તેનો છૂટકો જ નહોતો. માત્ર ત્રીસ

ચાળીસ શૂરવીર રાજપૂતોને તેણે અંગરક્ષક તરીકે સાથે રાખ્યા અને તેણે પોતે તથા તેના અંગરક્ષકોએ તેમને કોઈ તત્કાળ ઓળખી ન શકે એટલામાટે આલાઉદ્દીનના મુસલ્માન સૈનિકો જેવો પોષાક ધારણ કરી લીધો.

હમ્મીર આજે પોતાના શત્રુના પ્રદેશમાં સાહસ કરીને જતો હતો એટલે બચવાનો સોળેસોળ આના સંભવ હોવાથી આપણે પણ તેની સાથે જ અદૃશ્ય સ્વરૂપથી ગમન કરવું જ જોઇએ.



## ષષ્ઠ પરિચ્છેદ

## આત્મહત્યાનો યત્ન અને બળાત્કાર !

આપણી વાર્ત્તાના સમયમાં મેવાડ દેશની એવી તો શોચનીય અવસ્થા થયેલી હતી કે, આજે પણ તેનું વર્ણન કરતાં હૃદયમાં શોકનો આઘાત થાય છે અને લેખિનીની ગતિ અટકી જાય છે. પૂર્વના શૂરવીર ક્ષત્રિય ભૂપાલોની પરાક્રમશીલતારૂપ પતાકાઓનો સર્વથા લોપ થયો છે કે શું. એવો જ સર્વત્ર ભાસ થતો હતો. જે મેવાડમાં પૂર્વે સંપત્તિ, સુખ અને ઐશ્વર્ય આદિ વિહરતાં હતાં, તે જ મેવાડમાં હવે દુઃખ, દારિદ્રય, ચિન્તા અને અત્યાચાર ઇત્યાદિના અધિકારનો જ વિસ્તાર જોવામાં આવતો હતો. જ્યાં પૂર્વે સર્વત્ર સ્વતંત્રતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું, તે જ મેવાડ અત્યારે કાળચક્રના દુર્ધર ફેરામાં ફસાઇને પરતંત્રતાની શૃંખલામાં બંધાયલો હતો. ત્યાંની પ્રજાની પીડાની સીમા જ નહોતી. આજનો દિવસ આનન્દમાં ગયો એ પ્રભુનો ઉપકાર, કાલે કોણ જાણે શું થશે, એવી જ ચિન્તામાં પ્રજાના દિવસો વીતતા હતા. એ સમયે અલાઉદ્દીનના મુસલ્માન સૈનિકોએ સમસ્ત મેવાડ પ્રાંતમાં અનર્થ અને અનર્થ પ્રસરાવી દીધો હતો. તેમનો અસહ્ય ત્રાસ સહન ન કરી શકવાથી બિચારા રાજપૂતો પોતાના પૂર્વના સુખમય દિવસોને સ્મરીને શોક કર્યા કરતા હતા. મેવાડની મુખ્ય રાજધાની ચિતોડમાં તો મુસલ્માનોએ પ્રલયકાળનો જ ભાસ કરાવવા માંડ્યો હતો. જ્યાં રાજરાજેશ્વર બાપ્પા રાવળ અને લક્ષ્મણસિંહ જેવા નરકેસરીઓએ જગતને પોતાનાં અતુલ પરાક્રમોનો પરિચય કરાવીને ચિતોડની ભાગ્યલક્ષ્મીના સૌભાગ્યની રક્ષા કરી હતી, તે જ ચિતોડમાં એ વેળાએ તે વીરોના નામનો ઉચ્ચાર પણ કોઇનાથી કરી શકાતો નહોતો; કારણ કે, એવા વીરોના નામનો ઉચ્ચાર કરનારને રાજદ્રોહી ગણીને રાજદ્રોહના અપરાધમાટે ભયંકર શિક્ષા આપવામાં આવતી હતી. જ્યાં જુઓ ત્યાં ખાન સાહેબ, બેગ સાહેબ, મીયાં સાહેબ, હજરત અને હુજૂર ઇત્યાદિનો જ સુકાળ દેખાતો હતો. ઝાલોરનો રાજા માલદેવ જ જો કે ચિતોડનો રાજ્યચાલક બાદશાહી પ્રતિનિધિ હતો છતાં દિલ્હીથી આવેલા નાયબ સૂબેદાર બહરુદ્દીનખાનની ચિતોડમાં જેટલી સત્તા ચાલતી હતી તેટલી સત્તા તેની ચાલી શકતી નહોતી. બહરુદ્દીનખાન એક તરુણ મુસલ્માન સરદાર હતો અને જગત્‌માં જેટલાં આચરણો દુર્ગુણના નામથી ઓળખાય છે તે સર્વ દુર્ગુણોનો જાણે તે એક ભંડાર જ હતો, એમ કહેવામાં કોઈ પણ પ્રકારની અતિશયોક્તિ થવાનો સંભવ નથી. ચિતોડમાં 'બળિયાના બે ભાગ' અને 'સત્તા

આગળ શાણપણ ચાલી શકતું નથી’ એ કહેવતોની સાર્થકતા સ્પષ્ટ દેખાઈ આવતી હતી. ચિતોડની સ્ત્રીઓએ તો ઘરમાંથી બહાર નીકળવાનું છોડી જ દીધું હતું. કારણ કે, જો કોઇ વાર કોઈ સ્ત્રી અમુક કાર્ય પ્રસંગે ઘરમાંથી બહાર નીકળતી, તો પુનઃ પવિત્રતાથી જ ઘેર આવવાની તે આશા રાખી શકતી નહોતી. પરધર્મી સૈનિકોએ સ્ત્રીને જોઈ કે, પોતાના કામાગ્નિને તેનું બળિદાન આપવામાટે તેઓ બેધડક તૈયાર થઈ જતા હતા. એ અને એવા જ બીજા પણ અનેક અત્યાચારો હિન્દુઓને મૂક મુખે સહન કરવા પડતા હતા. એ અત્યાચારમાટે જો કોઈ પોકાર કરે, તો સૂબેદાર માલદેવ તે પોકારને કદાપિ સાંભળતો જ નહોતો, અને સાંભળે તોપણ પરધર્મી સૈનિકોને શિક્ષા કરવાને અશક્ત હતો, એટલે પછી પ્રજાને ન્યાય મળવાની આશા જ ક્યાંથી હોય વારુ? જ્યાં રાજા પોતે જ આંખમીંચામણી કરતો હોય, ત્યાં બીજો તે કોણ ન્યાય આપે વારુ? હિન્દુઓની મુસલ્માનો વિરુદ્ધ જેટલી પણ ફરિયાદો આવતી હતી તેમના ઇન્સાફનું કામ માલદેવ બદરુદ્દીનને જ સોંપી દેતો હતો, એટલે પછી પૂછવું જ શું? વાંદરાના હાથમાં કોહાડી આવ્યા પ્રમાણે બદરુદ્દીનખાનના હાથમાં ન્યાયની સત્તા આવતાં મુસલ્માનોએ ગમે તેવા અને ગમે તેટલા ભયંકર અપરાધ કર્યા હોય તોપણ તેમને નિરપરાધી ઠરાવીને છોડી દેતો હતો અને ફરિયાદ લાવનારા હિન્દુઓને જ ભયંકર શિક્ષા આપતો હતો. માલદેવ, આજકાલ મુસલ્માન બાદશાહ સત્તાધીશ હોવાથી જો આપણે મુસલ્માનોને શિક્ષા કરીશું તો કોઈ સમયે આપણને એનું કઠિન પરિણામ ભોગવવું પડશે, એવા ભયથી મુસલ્માનોને માયાથી જ વર્તાવતો હતો. એવા સ્વાર્થસાધુ સત્તાધીશના હાથે દીન રાજપૂતોની પ્રતિષ્ઠાનું રક્ષણ કેમ કરીને થઈ શકે વારુ? અર્થાત્ તેમને અન્યાય મળે એ સ્વાભાવિક જ હતું. મુસલ્માનોના અત્યાચારોનું બળ દિન પ્રતિદિન વધતું જોયાથી કેટલાક રાજપૂતો પોતાના પરિવારને સાથે લઇને ચિતોડનો ત્યાગ કરી ગયા હતા, કેટલાકોએ આત્મહત્યા કરી હતી, અનેક અબળાઓએ પાતિવ્રત્યને જાળવવામાટે અગ્નિદેવને પોતાનાં શરીરોનું બળિદાન આપી દીધું હતું અને બાકી રહેલી થોડીઘણી સ્ત્રીઓએ ઘરથી બહાર પગ ન મૂકવાની પ્રતિજ્ઞા કરી હતી. ચિતોડમાં જ્યાં જઇને જુઓ ત્યાં પ્રજાનો કરુણ સ્વર સંભળાતો હતો. એ પ્રમાણે મેવાડમાં અને તેમાં પણ વિશેષતઃ ચિતોડમાં પ્રજાનાં દુઃખોનો અવધિ જ રહ્યો નહોતો.

ચિતોડની એવી ભયંકર દુર્દશાના સમયમાં એક દિવસે રાત્રિના દ્વિતીય પ્રહરના અર્ધભાગની સમાપ્તિ થયા પછી ચિતોડમાં એક વિલક્ષણ ઘટના બની, અને આપણે અત્યારે તેનું જ અવલોકન કરવાનું છે. સર્વત્ર ચન્દ્રિકાનો પ્રકાશ વિસ્તરી ગયો હતો, શાંતિ અને નિઃસ્તબ્ધતાનો વિસ્તાર થયેલો હતો અને બહુધા સર્વ જનો ગાઢ નિદ્રાને વશ થઈ અર્ધમૃત થયા હતા. વચ્ચે ગ્રામ્યસિંહ (શ્વાન)ના ભસવાનો અવાજ અને એક પ્રકારના કીડાઓનો ધ્વનિ સાંભળવામાં આવતો હતો. એવા સમયે રાજા માલદેવના મહાલયના પાછલા ભાગમાંના એક દ્વારને ઉઘાડી એક તરુણ સુંદરી બહાર નીકળી આવી! તેણે માર્ગમાં આવીને આસપાસ નજર ફેરવી અને ત્યાં આસપાસમાં કોઈ પણ મનુષ્યની આકૃતિ ન દેખાયાથી તેના મનમાં સમાધાન થયું હોય, એવી છટા તેના મુખ-

મંડળમાં દેખાવા લાગી. તે ઉતાવળાં પગલાં ભરતી માર્ગ કાપવા લાગી. કેટલોક માર્ગ કાપી આવ્યા પછી તે માર્ગને છોડીને તેણે એક આડા રસ્તામાં ચાલવા માંડ્યું. લગભગ અર્ધપ્રહરના પ્રવાસ પછી તે નિર્જન પ્રદેશમાંના એક નાના દેવાલય પાસે આવી પહોંચી. તે દેવાલયની સામે જ એક તળાવ હતું, તે તળાવમાં તેણે નગ્ન થઇને સ્નાન કર્યું અને સ્નાનવિધિ થઈ રહ્યા પછી પુનઃ તીરપર આવીને પોતાનાં વસ્ત્રો ધારણ કરી લીધાં. શુચિર્ભૂત શરીર અને શુચિર્ભૂત મનવડે તેણે દેવાલયમાં સંચાર કર્યો કિંવા પ્રવેશ કર્યો.

અહાહા ! તે તરુણીનું કેવું અનુપમ સૌન્દર્ય ! કૃશ શરીરયષ્ટિ, ગુલાબી ગાલ, કમલ સમાન મનોહર મુખમંડળ, સિંહ સમાન સૂક્ષ્મ કટિપ્રદેશ, ધનુષ્યાકૃતિ ભ્રકુટી અને હરિણ સમાન ચંચલ નેત્ર ઇત્યાદિ સૌન્દર્યવડે વિભૂષિત તે સુહાસ્યવદના સુંદરીએ આદિમાતા ભવાનીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને હસ્તદ્વય જોડી દીનવાણીથી પ્રાર્થના કરતાં કહ્યું કેઃ—

"હે જગદમ્બે ! આદિજનની ! મને હવે કૃપાદૃષ્ટિથી જો. આ હતભાગિની દીન બાળા નિરંતર, જન્મથી અત્યાર સુધી, દુઃખ અને દુઃખમાં જ સળગ્યા કરે છે. મને હવે આ ભવસમુદ્રમાંથી તરી જવામાટેનો ઉપાય અથવા માર્ગ બતાવવાને તારા વિના બીજું કોઈ પણ સમર્થ નથી. મારો બાલ્યાવસ્થામાં જ વિવાહ સંબંધ થયો હતો, પરંતુ મને મારી અજ્ઞાનદશામાં જ છોડીને મારા પતિ સ્વર્ગમાં ચાલ્યા ગયા, મારા સુખ સર્વસ્વનો નાશ થયો અને કઠિન કાળ મારા સૌભાગ્યના ભંડારને લૂટી ગયો ! હે દેવિ ! અદ્યાપિ તેં મને હતભાગ્યાને જીવતી શામાટે રહેવા દીધી છે વારુ ? આ સંસારમાં સ્ત્રીનો સૌખ્યભંડાર, સત્ય આનન્દ અને અમૂલ્ય શૃંગાર માત્ર સ્વામી જ છે. માત્ર પતિ જ સ્ત્રીનું દૈવત છે. એટલે જો પતિનો અભાવ હોય તો સ્ત્રીને સુખ ક્યાંથી મળી શકે વારુ ? જે સ્ત્રીનો પતિ પરલોકવાસી થાય છે, તે સ્ત્રીના ભાગ્યમાં વૈધવ્ય દુઃખ તો આવે જ છે, પરન્તુ એ દુઃખ ઉપરાંત તેને જે અપમાન, અનાદર અને અપશબ્દશ્રવણ આદિ અન્ય અનેક દુઃખો સહન કરવાં પડે છે તેમનું સ્મરણ થતાં હૃદયના કકડેકકડા થઈ જાય છે. વિધવાના વદનનું દર્શન કરવું, એને લોકો અપશુકન માને છે ! માર્ગમાં વિધવા સામી મળી હોય તો અપશુકન મનાય છે ! એટલું જ નહિ પણ વિધવાના નામનો ઉચ્ચાર પણ અપશુકનમાં ગણાય છે ! ! ત્યારે આવી રીતે દાઝ્યાપર ડહામ સહન કરીને અપમાનમાં જીવવા કરતાં મરી જવું વધારે સારું નથી કે ? પરંતુ મારા જેવી અભાગિનીઓને મરણ પણ ક્યાં પ્રાપ્ત થાય છે ? દેવિ ! મેં એવાં તે શાં પાપ કર્યાં હતાં કે, જેના યોગે મને અજ્ઞાનાવસ્થામાં જ આ વૈધવ્ય પ્રાપ્ત થયું ? સતી થવાની ઇચ્છા કરું છું, તો મેં પતિની પ્રતિમાનું દર્શન સુદ્ધાં પણ કર્યું નથી, તો પછી હૃદયમાં ધ્યાન કોનું ધરું ? એ બીજો વિચાર તત્કાળ આવીને મનમાં ઉભો રહે છે. હાય રે દૈવ ! મેં દુઃખો સહન કરવામાં ન્યૂનતા રાખી નથી, પણ હવે મારાથી આ દુઃખો સહન કરી શકાતાં નથી. માતા ભવાની ! આજે તને મારા શરીરનું બલિદાન આપીને સદાને માટે દુઃખમુક્ત થવાની ઇચ્છાથી જ હું અહીં આવી છું !"

એ પ્રમાણેના કરુણોદ્ગાર કાઢીને તે સુંદરીએ પોતાના પાલવ તળે ઢંકાયલા

કટિભાગમાંથી એક કટાર બહાર કાઢી, અને તેને પોતાની છાતી તરફ તાકી રાખીને પુનઃ દેવીને ઉદ્દેશીને કહ્યું કેઃ—"દેવી ભવાનિ! મારાં પાપ અને પુણ્યની સાક્ષીભૂતા તું જ છે. હું આત્મહત્યા કરતી નથી, કિન્તુ સતી થાઉં છું, માટે મને તારા અંકમાં સ્થાન આપજે."

તેણે હૃદયમાં કટાર મારવાનો પ્રયત્ન કર્યો, પણ કટારની અણી તેની છાતી સુધી આવતાં અચાનક તેનો હાથ અટકી ગયો અને તેના આત્મામાંથી તેને એવો સ્વસંવેદ્ય નાદ સંભળાયો કેઃ—"કુમારી! તું આજે આમ ઉન્માદિની થઇને આત્મહત્યા શામાટે કરે છે? તું સતી થતી નથી, પણ આત્મઘાતિની જ થાય છે; કારણ કે, જે સ્ત્રીએ પતિના મુખનું દર્શન પણ ન કર્યું હોય અને જેને પતિના સ્વરૂપનું સ્મરણ પણ ન હોય તેનું લગ્ન થયું હોય તોપણ તે ન થયા જેવું જ છે અને તેથી તે સ્ત્રીને સતી થવાનો અધિકાર નથી. તું અદ્યાપિ કુમારિકા જ છે. ભવિષ્યમાં તું એક મહાપુરુષની અર્ધાંગના થવાની છે, અને કદાચિત્ આજે જ તારા તે ભાવિ ભર્તાના મુખાવલોકનનો લાભ તને મળશે."

આ નાદ તે તરુણીના હૃદયમાંથી જ ઉદ્ભવ્યો હતો, છતાં એ દેવીની જ વાણી હોવી જોઇએ, એવો તે સુંદરીને ભાસ અથવા ભ્રમ થયો. સુંદરી સાનન્દાશ્ચર્યથી ચકિત થઈ ગઈ. તેણે દેવીને પુનઃ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો અને કટારને પાછી કમરમાં રાખી દીધી. એ પછી તે દેવીના દેવાલયમાંથી બહાર નીકળીને ઘેર જવામાટે ઝડપથી ચાલવા લાગી. તે એ દેવાલયથી લગભગ ત્રણસેં કદમ દૂર ગઈ હશે એટલામાં અકસ્માત્ એક મુસલ્માને આવીને તેનું કાંડું પકડી લીધું. વ્યાઘ્રને જોતાં જેવી રીતે હરિણી ભયભીત થઈ જાય છે તેવી જ રીતે એ યવનને જોઇને તે સુંદરી ભયભીત બની ગઈ. તેણે એક ભયંકર ચીત્કાર કર્યો અને પાપી યવનના હાથમાંથી પોતાના હાથને છોડવવાનો પ્રયત્ન કર્યો. કસાઇના હાથમાં સપડાતાં જેવી ગાયની સ્થિતિ થાય છે, તેવી જ એ યવનના હાથમાં સપડાતાં તે તરુણીની અવસ્થા થઈ હતી. તે મુસલ્માન તેના કાંડાને વધારે બળથી પકડી રાખીને આર્જવતાથી કહેવા લાગ્યો કે,

"અય પરીપયકર નાજનીન્! આમ ખેંચતાણ શામાટે કરે છે? હું કાંઈ તારો જીવ લેતો નથી."

"જો તું જીવ લેવાનો હોત, તો તે આપવાને આનંદથી હું તૈયાર થઈ હોત," સુંદરીએ પુનઃ છૂટવાનો યત્ન કરીને ઉત્તર આપ્યું.

"નહિ, નહિ. આવા ગુલાબના ફૂલની પાંખડીઓને તોડી નાખવાનું પાપ કોઈ પણ મર્દ કરી શકે તેમ નથી. પ્યારી—"

"ચાલ, દૂર થા, નિર્લજ્જ પાપી!" સુંદરીએ તેને વચમાં જ બોલતો અટકાવીને નિર્ભર્ત્સના કરી.

"મારી પરી! આમ ગુસ્સામાં ન આવ. જો તું મારી એક જ ઇચ્છા પૂરી કરીશ, તો હું તને બીબી સાહેબ બનાવીશ. તને જે વસ્તુની આકાંક્ષા હશે તે વસ્તુ લાવી આપીશ. બસ, તારી ખુબસૂરતીને જોઇને હું પાગલ બની ગયો છું. મારા શરીરના ભાનને પણ ભૂલી ગયો છું. તારા રૂપ સાથે સરખાવતાં જન્નતની હૂરો પણ મને તુચ્છ લાગે છે," અત્યાચારી યવને નિર્લજ્જતાથી એ વાક્યો ઉચ્ચાર્યો.

"દુષ્ટ શયતાન બંધ કર તારી જબાન. તારી આ પિશાચ સમાન ઇચ્છા કદાપિ પૂરી થવાની નથી અને તારી આશા નિષ્ફળ છે; કારણ કે, હું રાજપૂતની પુત્રી છું," તે સુંદરીએ ત્વેષમાં આવીને કહ્યું.

"ખરેખર સુંદરી! મારા બોલવામાં તને દગાબાજીનો શક આવ્યો હોય એમ જ લાગે છે. તેં મને ઓળખ્યો નથી, એમ જ તારા જવાબને સાંભળતાં અનુમાન કરી શકાય છે. એટલામાટે હું કોણ છું એ જ્યારે તારા જાણવામાં આવશે, ત્યારે તારા હૃદયમાં આવા સંશયો પોતાની મેળે જ આવતા અટકી જશે," યવને મૂછોના આંકડા ચઢાવીને કહ્યું.

"દુષ્ટ! તારા જેવા શયતાનને કોણ નહિ ઓળખતું હોય? તારા જેવો પાપી ચાંડાલ આ મેવાડમાં તો શું પણ સમસ્ત ભારતવર્ષમાં પણ મળવો દુર્લભ છે. હું તને સારી રીતે ઓળખું છું," સુંદરીએ તિરસ્કારપૂર્વક તેનું અપમાન કરીને કહ્યું.

"જો મારા જેવો મનુષ્ય હિન્દુસ્તાનમાં મળવો મુશ્કેલ હોય, તો તો હું તારા સ્વીકારને વિશેષ પાત્ર છું; કારણ કે, જે વસ્તુ દુર્લભ હોય છે તેનું મૂલ્ય વધારે આપવું પડે છે અને લોકો તે વસ્તુને મુખ્ય શૃંગાર માને છે. જેમકે પીતળ કરતાં ચાંદી વધારે દુર્લભ હોવાથી મોંઘી વેચાય છે, ચાંદી કરતાં સોનાની કીંમત વધારે થાય છે, અને હીરામાણિક્ય આદિ તો બહુ જ વિશેષ કીંમતથી વેચવામાં આવે છે, લોકો એ વસ્તુઓને લઇ પોતાના હૃદયને હર્ષાવે છે. એવી જ રીતે હું જ્યારે દુર્લભ છું તો મારો સ્વીકાર તું શામાટે નથી કરતી? સુંદરી! તું મારાપર આટલી બધી કોપાતુર ન થા. મારો તારામાં એટલો બધો પ્રેમ બંધાયો છે કે, જો તારા આલિંગનનો આસ્વાદ મને નહિ મળે, તો અવશ્ય હું મરી જઇશ," મુસલ્માને નફટાઇની હદને ઓળંગીને કહ્યું.

"ઈશ્વર કરે ને તું આ ક્ષણે જ મરી જાય તો કેટલાં બધાં સ્ત્રી અને પુરુષો સુખી થાય, એની કલ્પના થવી પણ અશક્ય છે. અધમાધમ! જો તું મરીશ તો માત્ર મને જ નહિ, પરંતુ મેવાડની સમસ્ત પ્રજાને અગાધ આનંદનો ઉપભોગ મળશે," સુંદરીએ ધિક્કાર વર્ષાવીને જણાવ્યું.

"અહાહા—મનોરમણી! તારાં આ મિષ્ટ વચનો સાંભળીને મારા મનમાંનો આનંદ ઉભરાઈ જાય છે. તારા સુંદર મુખકમળને જોઇને હું કામજ્વરે સર્વથા શુદ્ધિહીન અને બુદ્ધિહીન બની ગયો છું. હવે મારાથી ધૈર્ય ધારી શકાતું નથી. માટે મને સત્વર આલિંગન આપીને મારા કામાગ્નિને શાંત કર," મુસલ્માને પુનઃ નીચ યાચના કરી.

"ચાંડાલ! પાપિષ્ટ! પોતાના મુખમાંથી આવાં નીચ વાક્યો ઉચ્ચારીને પોતાના પૂર્વજોને નરકના અધિકારી શામાટે બનાવે છે?" સુંદરીએ ધર્મની સૂચના આપીને કહ્યું.

"તેઓ સ્વર્ગમાં રહે કે નરકમાં નિવાસ કરે, એનો મારે વિચાર કરવાનો નથી, મને એની જરા પણ દરકાર નથી. જો તારું આલિંગન મને મળતું હોય, તો મારા પૂર્વજોને નરક કરતાં પણ વધારે કઠિન શાસન મળે તો તેની મને ચિન્તા નથી. હે સુંદરી! હવે વિલંબ ન કર અને સત્વર મને પોતાના હૃદય સાથે ચાંપીને સુખી બનાવ," એમ કહીને તે અત્યાચારી યવને તેને આલિંગન આપવાનો પ્રયત્ન કર્યો.

"ઓ રાક્ષસ! તારી આ પાપમય વચનોચ્ચારનારી જિવ્હા તૂટી પડો. તું ગમે તે ઉપાય કરીશ, તોપણ હું તારી નીચ ઇચ્છાને વશ થવાની નથી. મને છોડી દે, ઓ ચાંડાલ! સીધી રીતે મારું કાંડું મૂકી દે," સુંદરીએ વળી એક વાર પોતાના હાથને છોડવવાનો યત્ન કરીને કહ્યું.

"શું હું હાથમાં આવેલા શિકારને છટકી જવા દઉં? તને છોડીને હું સદાને માટે કામના ભયંકર અગ્નિમાં દિનરાત બળ્યા કરું? હું એટલો બધો બેવકૂફ છું, એમ જ તું ધારે છે કે શું? નહિ, નહિ; હવે તો હું તને પ્રાણ જતાં પણ છોડવાનો નથી. હું મૂર્ખ નથી. જો તું સરળ માર્ગથી મારી ઇચ્છાને વશ નહિ થાય, તો હું બળાત્કારે પણ મારી મનોવાંચ્છનાને પૂર્ણ તો કરવાનો જ, પછી જેવી તારી ઇચ્છા," શાંતિથી પોતાના પ્રયોગની સિદ્ધિ ન થતી જોઇને મુસલ્માને ભય બતાવવાનો પ્રારંભ કર્યો.

"અધમ નરપશુ! હું જીવતી છું ત્યાં સુધી તો તું મારા પાતિવ્રત્ય દુર્ગને ભેદી શકવાનો નથી જ. મુઆ પછી મારા શરીરની ગમે તે અવસ્થા થાય એની મને દરકાર નથી," સુંદરીએ કહ્યું.

"એમ કે? હવે હું જોઉં છું કે, તારી આ ધમકીઓ કેટલી વાર ટકી શકે છે તે," એમ કહીને તે મુસલ્માને આંખ્યો ફેરવી નીચે પ્રમાણેનાં વચનો ઉચ્ચાર્યાં;–

"નિકલેગા કામ કુછ ન તેરે વાસ્તે ફન્દસે,
લાચાર હું મયઁ ઇસ દિલે ઇશ્રત પસન્દસે;
હર્ગિજ તેરી રિહાઈ ન હોગી ગજન્દસે,
જબ તક ન બન્દ બન્દ મિલે બન્દ બન્દસે;
ભાતી હયઁ સબ અદાયેં મુઝે જાનેજાં તેરી,
મેરી નજરમેં નાજ હય યે ધમકિયાં તેરી!"

તે આ પ્રમાણે બોલતો હતો એટલામાં પ્રસંગાવધાન કરીને તે સુંદરીએ એક આંચકા સાથે તેના હાથમાંથી પોતાનો હાથ છોડવી લઇને હરિણી પ્રમાણે ચપળતાથી પલાયન કરવા માંડયું. પરંતુ તરત જ તેની પાછળ દોડીને તે મુસલ્માને તેના વિખરાયલા વાળોને પકડી લીધા. દીન અબળા પોકાર કરીને કહેવા લાગી કે:—"ઓ કોઈ દોડો, રે દોડો, આ દીન અબળાને આ ક્રૂરતમ રાક્ષસના પંજામાંથી બચાવો, આવો."

"અહીં કોણ, તારો બાપ આવવાનો હતો? મારા હાથમાંથી હવે તને ખુદા પોતે પણ છોડાવી શકે તેમ નથી," નાસ્તિક મુસલ્માને તેને પૃથ્વીપર પછાડીને કહ્યું.

"નીચ ચાંડાલ! તું કોનું અપમાન કરે છે?" એકાએક કોઈ અદૃશ્ય ધ્વનિએ પ્રશ્ન કર્યો.

"ચિતોડના સૂબેદાર માલદેવનું," મુસલ્માને બેપરવાઇથી કહ્યું.

એટલામાં મુસલ્માનને ધડાક દેતો કે જમીનપર પછાડીને એક પુરુષ તેની છાતીપર ચઢી બેઠો અને ત્યાર પછી તેણે એક પ્રકારની સીટીનો અવાજ કર્યો. એક ક્ષણ માત્રમાં તે સ્થળે લગભગ ત્રીસ પાંત્રીસ રાજપૂત ઘોડેસ્વારો આવીને હાજર થયા. તે પુરુષ એક ઘોડેસ્વારને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે,—"કૃષ્ણતનયજી!

તમે પોતા સાથે પાંચ-દશ માણસોને લઇને જાઓ અને આ બાળાને તેને ઘેર સુરક્ષિતતાથી પહોંચાડી આવો.”

“મહારાજાની આજ્ઞા શિરસાવંદ્ય,” એમ કહીને કૃષ્ણતનયજીએ તે તરુણીને નમ્રતાથી પૂછ્યું કે,—“બાઈ! આપનું નિવાસસ્થાન ક્યાં છે?”

સુંદરીએ એનું કાંઈ પણ ઉત્તર ન આપતાં મુસલ્માનની છાતીપર ચઢી બેઠેલા પુરુષ પાસે જઈ તેને પ્રણામ કરીને કહ્યું કે,—“મહારાજ! આપના આ ઉપકારનો બદલો જન્મ જન્માંતરમાં પણ મારાથી વાળી શકાય તેમ નથી, આપને આજે દીન ગાયને કસાઇના હાથમાંથી છોડવવાનું પુણ્ય પ્રાપ્ત થયું છે. મારો એ જ આશીર્વાદ છે કે, ઈશ્વર આપનું કલ્યાણ કરો અને આપના હાથે મારા જેવી અનાથ અબળાઓની પ્રતિષ્ઠાનું રક્ષણ થતું રહો.”

એ પ્રમાણે બોલી તે પુરુષના ઉત્તરની માર્ગપ્રતીક્ષા ન કરતાં તે સુંદરી કૃષ્ણતનયજી સાથે પોતાના ઘર તરફ જવામાટે ત્યાંથી ચાલતી થઈ. તેઓ લગભગ અર્ધ માર્ગ કાપી ગયાં, તે વેળાએ દેવીના મંદિરમાં તેના હૃદયમાંથી જે ‘ભવિષ્યમાં તું એક મહાપુરુષની અર્ધાંગના થવાની છે અને કદાચિત્ આજે જ તારા તે ભાવિ ભર્તાના મુખાવલોકનનો લાભ તને મળશે’ એવો નાદ થયો હતો, તે વાક્યોનું અચાનક તેને સ્મરણ થઈ આવ્યું. એ વાત આટલી વાર સુધી તેના ધ્યાનમાં આવી જ નહોતી. પોતાની સાથેના ઘોડેસ્વારોમાંના એકને તે નમ્રતાથી પૂછવા લાગી કે, “અત્યાચારી મુસલ્માનના પંજામાંથી મને છોડવનાર તે મહા પુરુષ કોણ હતા વારુ?”

“દુષ્ટોને દંડ આપી દીનોનો ઉદ્ધાર કરનાર અને પ્રબળ પ્રતાપી મેવાડદેશના સત્ય અધિકારી અમારા મહારાજા,” સ્વારે જવાબ દીધો.

એ ઉત્તર સાંભળીને તે સુંદરીના મનની કેવી વિલક્ષણ સ્થિતિ થઈ હશે, તેના મનમાં કેટલા આશ્ચર્ય અને કેટલા આનંદનો સંચાર થયો હશે, એની વાચકો સહજમાં કલ્પના કરી શકે એમ હોવાથી વિશેષ વિસ્તાર કરવાની અગત્ય નથી.

તરુણીએ મનમાં વિચાર કરીને આત્મગત કહ્યું કે, “મારું પત્ર એમને મળ્યું છે અને તેથી એ કદાચિત્ મને મળવામાટે જ આ તરફ આવ્યા હશે, પણ દાસી અદ્યાપિ ન આવેલી હોવાથી અધીરી થઈ હું આત્મહત્યા કરવાને નીકળી પડી એ મારી ભૂલ જ થઈ. હશે, અંતે ભૂલનું પરિણામ પણ સારું જ આવ્યું છે, પણ એમની જોડે વાત કરવાનો પ્રસંગ ન મળ્યો એ દુર્ભાગ્ય જ કહેવાય. હવે કોણ જાણે ઇશ્વર ક્યારે એમનાં દર્શનનો લાભ આપીને મારાં નેત્રોને કૃતાર્થ કરશે?”

એ પ્રમાણે વિચારમાં ને વિચારમાં જ પંથ ક્યાં કપાઇ ગયો એની તેને ખબર પડી નહિ. તે પોતાના મહાલય પાસે આવી લાગી અને તેને ત્યાં મૂકીને કૃષ્ણતનયજી પોતાના માણસોને લઇને પાછો ચાલ્યો ગયો.



## સપ્તમ પરિચ્છેદ
## બદમાશ બદરુદ્દીન

કુમારીપર અત્યાચાર અને બળાત્કાર કરવાને તૈયાર થયેલો એ મુસલ્માન બીજો કોઈ નહિ પણ ચિતોડનો નાયબ સૂબેદાર બદરુદ્દીન જ હતો. દૈ દિવસે રાત્રે તે મદાંધ થઇને આમતેમ ભટકવામાટે બહાર નીકળ્યો હતો. ફરતો ફરતો અકસ્માત્ તે ભવાનીના મન્દિર પાસે આવી લાગ્યો, અને તે જ સમયે કુમારી મન્દિરમાંથી બહાર નીકળતી તેના જોવામાં આવી. પ્રથમથી જ તે કામાગ્નિથી અંધ તો થયેલો જ હતો, એવામાં અચાનક અપ્સરાને પણ લજાવે તેવી સુંદર કુમારીને તેણે જોઈ એટલે પછી અનર્થનો ઉદ્ભવ થાય એમાં પૂછવાનું જ શું હોય વારુ? તેણે દોડીને કુમારીનું કાંડું પકડી લીધું. જો કુમારીના સદ્ભાગ્યયોગે મહારાણો હમ્મીર ત્યાં આવી ન પહોંચ્યો હોત તો કુમારીનું કૌમાર્ય નિષ્કલંક રહ્યું હોત કે નહિ એનો નિર્ણય થવો કઠિન છે.

હમ્મીર એ પ્રદેશમાં કુમારીને તેના ઉદ્યાનમાં મળવામાટે જ આવ્યો હતો, પરંતુ રાત્રિના સમયે અકસ્માત્ આવી લાગવાનું કારણ એ હતું કે, રાતો રાત આસપાસ તપાસ કરી શકાય અને જો કાંઈ દગાફટકા જેવું હોય તો તરત જાણી શકાય અને શત્રુના પ્રપંચ જાળને છેદી શકાય. તે પણ એ સમયે એટલામાં જ પોતાના સાથીઓ સાથે ફરતો હતો અને તેણે બદરુદ્દીનખાનને ક્યારનોય જોયો હતો. જો બદરુદ્દીન શુદ્ધિમાં હોત તો હમ્મીર અને તેના સાથીઓ અવશ્ય તેના જોવામાં આવ્યા હોત; પરંતુ તેનાં નેત્રો મદિરા અને કામના મદથી ઘેરાયલાં હોવાથી તે કોઇને પણ જોઈ શકયો નહિ. હમ્મીરે તે બાળા અને એ બદમાશને જોયાં હતાં અને તે સ્ત્રી કોણ હોવી જોઇએ, એ વિશે વિચાર કરતો કરતો તે તેમની પાછળ પાછળ ચાલ્યા કરતો હતો. એટલામાં તે બાળા દોડવા લાગી અને બદરુદ્દીને તેનો ચોટલો પકડી લીધો. બાળાએ ચીત્કાર કર્યો અને બદમાશની ક્રિયા નજરે પડતાં જ કોપવડે સંતપ્ત થઇને હમ્મીર ત્યાં દોડી ગયો. તેણે ત્યાં ત્યાર પછી શું કર્યું એનો વૃત્તાંત તો આવી જ ગયેલો છે એટલે હવે આપણે આપણી વાર્તાના અનુસંધાનમાં આગળ વધીશું.

કુમારીને કૃષ્ણગુતનયજી સાથે ત્યાંથી મોકલી દીધા પછી હમ્મીર બદરુદ્દીનની છાતીપરથી ઊઠીને ઊભો થયો અને કોપથી લાલ નેત્રો કરીને તેના તરફ એક ધ્યાનથી જોવા લાગ્યો. મુક્ત થયેલો ખાન કદાપિ ચપળતા વાપરીને નાસી જશે, એ કલ્પનાનો તેના હૃદયને સ્પર્શ પણ થયો નહિ. બદરુદ્દીનખાન નાસી જવાના હેતુથી ધીમે ધીમે ઊઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અને તેના એ પ્રયત્નને જોતાં જ હમ્મીરે એક લાત મારીને પાછો તેને જમીનપર પછાડી નાખ્યો. તેણે કહ્યું કે, "બદમાશ! ખબરદાર, જો ઉઠવાનો યત્ન કર્યો તો મુઓ જ સમજજે."

બદરુદ્દીનખાન કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના જેમનો તેમ જ પડી રહ્યો. હમ્મીર પોતાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢીને પુનઃ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "બદમાશ બાયલા! અબળાને શૌર્ય બતાવવામાં જ તારો પુરુષાર્થ સમાયલો છે કે? તારામાં જે શૌર્ય હોય તેનો મને પરિચય કરાવ.—ઉઠ અને લડવાને તૈયાર થા."

"મેહરબાન ! દયા કરો, હું આપનો શરણાગત છું," બદરુદ્દીને દીનતા દર્શાવીને ક્ષમાની યાચના કરી.

"ચાંડાલ ! દયા માગતાં તને શર્મ નથી આવતી ? એ દીન બાળાના છળનો વ્યાપાર શામાટે ચલાવ્યો હતો ?" હમ્મીરે પૂછ્યું.

"મહારાજ ! મારા અપરાધની ક્ષમા કરો. હવે પછી હું કદાપિ પરસ્ત્રીપર બળાત્કાર કરવાના નીચ કર્મમાં પ્રવૃત્ત થવાનો નથી, અને એ માટેનું આપને હું વચન આપું છું," ખાને પુનઃ નમ્રતા દર્શાવી.

"કુરાને શરીફની કસમ ખા," હમ્મીરે કહ્યું.

"મને કુરાને શરીફની કસમ છે," ખાને શપથ લીધા.

"તું કોણ છે અને તારું નામ શું ?" હમ્મીરે પૂછ્યું.

"મહારાજ ! હું એક ગરીબ મુસલ્માન છું અને મેહનતમજૂરી કરીને મારો નિર્વાહ ચલાવું છું. ઘરમાં મારી બીબી અને પાંચ બાળકો છે અને તે સર્વના ભરણપોષણનો આધાર મારાપર જ છે." ખાને હમ્મીરની દયાને જાગ્રત કરવામાટે એક સાફ ખોટી ગપ સંભળાવી દીધી.

હમ્મીરને તેનાં વચનો સત્ય લાગવાથી દયા આવી અને તેથી તેને તેણે તેના વર્તનને સુધારવામાટેનો કેટલોક ઉપદેશ આપીને છોડી દીધો. બદરુદ્દીનખાનનો મદ બરાબર ઉતરી ગયો હતો. પાંજરામાંથી છૂટેલા વ્યાઘ્ર કિંવા ચગદેલા કૃષ્ણ સર્પ સમાન તેની અવસ્થા થઈ પડી. તે જતાં જતાં પોતાના મનમાં કહેવા લાગ્યો કે, "જેણે આજે મારા શિકારને મારા હાથમાંથી છોડવી દીધો છે અને જેણે મારી આવી દુર્દશા કરી છે, તેને મારી નાખ્યા વિના જીવવું તે મરવા બરાબર છે. બસ, કીનો લેવો જ, એ નિશ્ચય !"

બદરુદ્દીનખાન ઊતાવળથી ચાલતો ચિતોડમાંના પોતાના ભવન પાસે આવી પહોંચ્યો, પણ ત્યાં તેણે શું જોયું ? તેનાં કેટલાંક માણસો ઘાયલ થઈ પડ્યાં હતાં, કેટલાકોના પ્રાણ નીકળી ગયા હતા અને કેટલાકો ત્યાં હતા જ નહિ. એ ભયંકર દેખાવ જોઇને તે ગર્ભગળિત થઈ ગયો. આમ બનવાનું કારણ શું હોવું જોઇએ, એની તે લેશ માત્ર પણ કલ્પના કરી શક્યો નહિ. તેની ગૃહમાં પ્રવેશ કરવાની હિમ્મત થઈ નહિ એટલે તે બહાર ઊભો રહીને જ અંદરના દેખાવને ચકિત દૃષ્ટિથી જોવા લાગ્યો. એટલામાં એક મુસલ્માન સૈનિક તેની પાસે આવીને બૂમ મારતો કહેવા લાગ્યો કે, "ખુદાવંદ ! મહા અનર્થ થયો છે, જુલમ થયો છે."

"શું થયું છે તે જલ્દી કહી સંભળાવ," બદરુદ્દીને કહ્યું. એ સમયે કંપથી તે ઊભો પણ રહી શકતો નહોતો.

"સરકાર ! દગલબાજ કાફિરોએ એકાએક આપણા મહેલ પર હલ્લો કરીને અંદરની એકેએક વસ્તુ લૂટી લીધી છે, અને લૂટ કરીને તેઓ ચાલ્યા ગયા છે," મુસલ્માન સૈનિકે સ્નાનના સમાચાર સંભળાવ્યા.

"હરામખોરો ! તમો અહીં જીવતા બેઠેલા હોવા છતાં કાફિરો મહેલમાં પેશી જ કેમ શકે, એ હું સમજી શકતો નથી. આના જવાબદાર તમે જ છો," બદરુદ્દીને સામો તેને જ દબાવ્યો.

"હજરત સલામત ! તે કાફિરોએ પહેલાં બધા પહેરેગીરોને તલવારની

ધારના શિકાર બનાવીને પછી બેધડક મહેલમાં પ્રવેશ કર્યો હતો. આજે મારો શહેરમાં ગસ્ત કરવાનો વારો હોવાથી કાફિરો આવ્યા તે વેળાએ હું અહીં હાજર નહોતો. મને તો અહીં આવ્યાને એક ઘડીનો સમય પણ થયો નથી. જો હું પોતે તે વેળાએ આ સ્થળે હાજર હોત તો હુજૂરની સેવા બજાવતાં મેં મારા પ્રાણનું પણ બલિદાન આપી દીધું હોત," પહેરેગીરે પોતાનો બચાવ કર્યો.

"કેટલા પહેરેગીરો માર્યા ગયા છે અને કેટલા જખ્મી થયા છે? તેમ જ મહેલમાંની કેટલી દોલત કાફિરો લૂટી ગયા છે, એની કાંઈ ખબર છે ખરી કે?" બદરૂદ્દીને કાંઇક વિચાર કરીને પૂછયું.

"હુજૂરેવાલા! દશ પહેરેગીરો ઠાર થયા છે અને પંદર જખ્મી થયેલા છે. મહેલમાંનો રોકડ, જવાહિર અને દાગીના વગેરે બધો માલ કાફિરો લૂટી ગયા છે. લગભગ બધી પેટીઓ તેમણે તોડી નાખી છે અને કાંઇ પણ બાકી રહેવા દીધું નથી," પહેરેગીરે જવાબ આપ્યો.

ખાનસાહેબની મુખમુદ્રા એ વાર્તા સાંભળીને અભ્રાચ્છાદિત મેઘ સમાન કૃષ્ણવર્ણ બની ગઈ. પોતાના હાથમાંનો શિકાર છટકી જવાથી દાંત હોઠ ચાવતા આવેલા ખાનસાહેબની તબીયત પહેરેગીરના એ ભાષણને સાંભળીને બહુ જ જોશમાં આવી ગઈ અને તે મનમાં જ કહેવા લાગ્યો કે, "જેણે મારા ભવનમાં લૂટ ચલાવી છે તેણે જ મારા શિકારને પણ છટકાવેલો હોવો જોઇએ." તેણે પુનઃ તે પહેરેગીરને પૂછયું કે, "કાફિરોમાંનો કોઇ પણ માણસ મહેલમાં મરીને અથવા જખ્મી થઇને પડેલો છે ખરો કે?

"જી નહિ, ગરીબ પરવર! મેં આખા મહેલના ખૂણેખૂણામાં શોધ કર્યો, પણ કયાંય કોઈ કાફિર જખ્મી થઇને પડેલો કે મરેલો મારા જોવામાં નથી આવ્યો," પહેરેગીરે નમ્રતાથી જવાબ આપ્યો.

એ જવાબ સાંભળીને બદરૂદ્દીનખાનના શરીરમાં પગથી તે માથા સુધી કોપનો અગ્નિ વ્યાપી ગયો અને તે દાંત હોઠ ચાવી કપાળ કૂટતો કહેવા લાગ્યો કે, "બસ, તે જ અથવા તેનાં માણસો. તેમના વિના મારા મહેલમાં લૂટ કરવાની બીજા કોઇની પણ હિમ્મત ચાલી શકે તેમ છે જ નહિ. હરામખોરો! મને તમે બન્ને તરફથી લૂટયો છે, એટલામાટે અત્યારે તો તમારા મનમાં અત્યંત આનંદ થતો હશે; પણ જો આ અપરાધની યોગ્ય શિક્ષા તમને સત્વર જ ન આપું તો મારું નામ બદરૂદ્દીન નહિ. જેણે મને લાત મારીને જમીન પર પછાડ્યો હતો, તે મગરૂર કાફિરને પકડીને તેને હું ચામડાના ચાબૂકનો માર ન મરાવું તો પછી મારો પ્રભાવ શો? બસ, અત્યારે ને અત્યારે જ એ કાફિરોનો પત્તો મેળવવો જોઇએ." એવી રીતે મનમાં નિશ્ચય કરીને તેણે તે પહેરેગીરને ઉદ્દેશીને કહ્યું કે, "અત્યારે જ તું દોડતો જા અને સૂબેદાર સાહેબને જઇને આ સર્વ હકીકત કહી સંભળાવ. તેમ જ એ લૂટારાઓને પકડવામાટે આ ક્ષણે જ બદરૂદ્દીનખાને એકસો સૈનિકોની સહાયતા માગેલી છે, એમ પણ જણાવજે."

"જેવો હુજૂરનો હુકમ," એમ કહી પહેરેગીર પોતાના ઘોડાપર સ્વાર થઇને માલદેવ પાસે જવાને ચાલતો થયો. સંતાપથી વિવેકભ્રષ્ટ થયેલા બદરૂદ્દીને પોતાના લૂટાયલા ભવનમાં ભગ્ન હૃદયથી પ્રવેશ કર્યો.

બહરુદ્દીનખાનના મકાનને લૂટી જનાર કૃષ્ણતનય અને તેના છ સાત સાથીઓ જ હતા. જ્યારે તેઓ હમ્મીર પાસે આવ્યા અને લુટનો માલ તેનાં ચરણોમાં મૂકી બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો, ત્યારે હમ્મીરે કદાચિત્ તેઓ કેલવાડા પર હલ્લો કરશે એવી ધારણાથી પોતાના સ્થાનના સંરક્ષણમાટે કેલવાડા તરફ જવાનું ઉચિત વિચાર્યું. તે પોતાના સાથીઓને અને લૂટના માલને લઇને કેલવાડા તરફ પ્રયાણ કરી ગયો.

## અષ્ટમ પરિચ્છેદ

## મુસલ્માનો અને રાજપુતો

રાત્રિનો લગભગ દોઢ પ્રહર જેટલો સમય વીતી ગયો હતો. તે રાત્રિ કૃષ્ણ પક્ષની હોવાથી સર્વત્ર ભયંકરતા મૂર્તમતી દેખાતી હતી. ધીમે ધીમે અંધકાર પોતાના ભીષણ સ્વરૂપને વધારે અને વધારે વ્યક્ત કરવા લાગ્યો. પહાડી રસ્તો હતો અને ચારે તરફ પર્વતમાળાપર ઘોર અરણ્ય વિસ્તરેલું હતું. હમ્મીર મહા સાવધતાથી મુસલ્માન સૈનિકોના આગમનની માર્ગપ્રતીક્ષા કરતો ઊભો હતો. તરત જ કેટલેક દૂરથી ઘોડાનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવ્યો. હમ્મીર જ્યારે પણ એ પહાડી પ્રદેશમાં આવતો હતો, ત્યારે તે રાજાને યોગ્ય વસ્ત્ર પરિધાન કરતો નહોતો; કિન્તુ એક સામાન્ય સૈનિકના વેષમાં જ તે આમતેમ અરણ્યમાં નિર્ભયતાથી ફર્યા કરતો હતો. ઘોડાનાં પગલાંનો અવાજ સાંભળતાં જ તેણે એક ઝાડની આડમાં જઇને પોતાનો વેશ બદલી નાખ્યો અને મેલાં તથા ફાટેલાં વસ્ત્રો પહેરીને તે રાજમાર્ગની એક બાજૂએ બેસી ગયો. પણ જે સમયે ઘોડાનાં ટાપાંનો અવાજ સાંભળીને હમ્મીર ઝાડીમાં ચાલ્યો ગયો હતો, તે વેળાએ દૂરથી પોતાના હાથમાંની મશાલોના પ્રકાશની સહાયતાથી મુસલ્માનોએ તેને જોઇ લીધો હતો. પણ વૃક્ષની નીચે નીચે ચાલી ઘન અરણ્યમાં પ્રવેશ કરીને એક મુહૂર્ત જેટલા સમયમાં જ તેણે પોતાનાં વસ્ત્રો બદલી નાખ્યાં હતાં. એક પલકારામાં જ હમ્મીરે એવી કાયાપલટ કરી નાખી કે, તેને હવે કોઇ ભાગ્યે જ ઓળખી શકે. તે પુનઃ આવીને માર્ગમાં બેસી રહ્યો.

અશ્વારોહી યવન સૈનિકો થોડી વારમાં જ તે અરણ્યના મધ્ય પ્રદેશમાં આવી પહોંચ્યા. પોતાની સામે પર્વતની અવિભંગ શ્રેણિ દેખાતી હોવાથી આગળ વધવાનો માર્ગ તેમના જોવામાં આવી શકતો નહોતો. અધૂરામાં પૂરું ભયંકર ક્રૂર વનપશુઓના ભીષણ નાદો સંભળાયા કરતા હતા. મુસલ્માનો મનમાં તો હિમ્મત હારી ગયા. એટલામાં મોટી મોટી ગર્જના કરતા બે ચાર વ્યાઘ્ર અરણ્યમાં ફરતા તેમના જોવામાં આવ્યા અને તેથી તો વળી તેમના ગભરાટમાં વધારો જ થતો ગયો. તેઓ હમ્મીરની યુદ્ધકળાને સારી રીતે જાણતા હોવાથી તે ક્યારે અને ક્યાંથી અચાનક હલ્લો કરશે, એના મહા વિચારમાં પડી ગયા. જો વાઘને ગોળી મારે તો તેના અવાજથી કદાચિત્ કોઇ રાજપૂત જાસૂસ તેમના આવવાની કલ્પના કરીને પોતાના સૈનિકોને સાવધાન કરી દે, એવો ભય હોવાથી વાઘને તેઓ ગોળીવડે મારી શકતા નહોતા.

વ્યાઘ્રોના ચીત્કારો ચાલુ જ હતા. તેમના ધ્વનિનાં પ્રતિધ્વનિથી સમસ્ત અરણ્ય કંપાયમાન થતું દેખાવા લાગ્યું. તે હિંસક પશુઓ આમતેમ પોતાના નિર્જન રાજ્યમાં ફર્યા કરતા હતા. કોઇ વાર ઉત્તરમાં, કોઈ વાર પશ્ચિમમાં તો કોઇ વાર દક્ષિણમાં તેમનું દોડવું થયા કરતું હતું, પરંતુ એ સ્થાનને છોડીને તે પશુઓ દૂર નીકળી જતા નહોતા. તેમની દોડાદોડીનો વ્યાપાર માત્ર બે માઇલ જેટલી જગ્યામાં જ ચાલતો હોવાથી મુસલ્માન ઘોડેસ્વારોના અવસાનનો સર્વથા લોપ થઇ ગયો. તેઓ પોતાનાં શસ્ત્રાસ્ત્રોને સજ્જ કરીને જો વ્યાઘ્ર તેમનાપર ચઢી આવે તો તેમને ઠાર કરવામાટે તૈયાર થઇને ઊભા હતા, પરંતુ અંધકારમાં દૂરની વસ્તુ દેખાવી અશક્ય હોવાથી તેમના ભયની સીમા જ રહી નહોતી. એ સ્વારો પૂર્વ દિશામાં હતા અને તેથી તે વનપશુઓ તે દિશામાં આવતા નહોતા; કારણ કે, કાળા માથાના માનવીથી તેઓ પણ ડરતા હતા. અંતે કેટલીક વાર પછી તે વ્યાઘ્ર સમુદાય દૂર ચાલ્યો ગયો અને તેથી હિંમત ધારીને યવન સૈનિકો આગળ વધવા લાગ્યા. થોડેક દૂરે ગયા પછી એક ભિક્ષુક જેવો મનુષ્ય સામેથી આવતો તેમની નજરે પડયો. તેને એક સાધારણ પ્રવાસી, વટેમાર્ગુ ધારીને તે ટુકડીના અગ્રેસરે પૂછ્યું કે, "ઊભો રહે અને હું જે સવાલ પૂછું તેનો બરાબર જવાબ આપ. તેં અહીંથી હમણા કોઇ સિપાહીને જતો જોયો છે કે?"

"જી હા. એક સૈનિકને હમણા જ મેં જોયો છે અને મારા ધારવા પ્રમાણે તે આ જંગલમાં જ કયાંક છુપાઇ ગયો છે," તે પ્રવાસીએ કાંઇક ભયનો ભાવ દર્શાવીને ઉત્તર આપ્યું.

"જે જગ્યાએ તે સિપાહી છુપાયલો હોય, તે જગ્યા તું અમને બતાવી શકીશ ખરો કે?" મુસલ્માન સૈન્યના નાયકે બીજો સવાલ પૂછયો.

"પણ સરકાર સાહેબ! જો મને તે ઓળખી લેશે તો ત્યાં ને ત્યાં જ તે મારું માથું વાઢી નાખશે, અને એમ થશે તો મારાં ગરીબનાં બાયડી છોકરાં રઝળી મરશે. માટે એ કામ તો આપણાથી બની શકે એવું નથી. દીવો લઇને કૂવામાં તે કોણ ભૂસકો મારે વારુ?" તે ભિક્ષુક જેવા દેખાતા પ્રવાસીએ નકારમાં જવાબ વાળીને કહ્યું.

"અમારી આ વીજળી જેવી ચમકતી તલવારને જોતાં જ તેની હિંમત હણાઇ જશે, માટે તારે એ વિશે જરા પણ ચિંતા કરવી નહિ. તારા જીવને જોખમ થાય તેના જવાબદાર અમે છીએ; એટલું જ નહિ પણ તને આ કામ માટે સારું ઇનામ પણ આપવામાં આવશે," તે મુસલ્માન સરદારે તેને આશ્વાસન આપીને કહ્યું.

"વારુ ત્યારે તો હું તમને તે જગ્યા બતાવીશ. પણ મારી તમને એવી સલાહ છે કે, ઘોડાઓને અહીં ઝાડના થડ સાથે બાંધી જો તમે પગે પાળા જ મારી સાથે ચાલો તો વધારે સારું. કારણ કે, એથી અવાજ નહિ થાય, અંધારામાં તે આપણને જોઈ પણ નહિ શકે અને તેથી તરત આપણા હાથમાં સપડાઈ જશે," તે પ્રવાસીએ યુક્તિ બતાવીને તેની માગણીનો સ્વીકાર કર્યો.

પ્રવાસીની એ યુક્તિને સાંભળીને તે મુસલ્માન સરદાર કાંઇક વિચારમાં

પડી ગયો અને ત્યાર પછી તે વેષધારી વટેમાર્ગુ અથવા બીજા શબ્દોમાં કહીએ તો છદ્મવેષધારી હમ્મીરની ઇચ્છાનો સ્વીકાર કરતાં તેણે ગંભીરતાથી કહ્યું કે, "જો અમે તારી ઇચ્છા પ્રમાણે પગે પાળા જ ત્યાં ચાલીએ છીએં, પરંતુ કાંઈ જગોફટકો કર્યો છે તો અમારું તો જે થવાનું હશે તે થશે, પણ તારું માથું તો ધડથી જુદું થઇ જ જશે."

"મારા સરદાર! ખુદા ખુદા કરો. હું પણ મુસલ્માન છું અને મુસલ્માનો સાથે દગો કરું એ બને જ કેવી રીતે? છતાં જો તમારો મારામાં વિશ્વાસ ન જ બંધાતો હોય તો હું મારા માર્ગે અને તમે તમારા માર્ગે," હમ્મીરે બેપરવાઈ-ભરેલો અને વિશ્વાસ બંધાવે એવો જવાબ આપ્યો.

મુસલ્માનોના મનમાં હવે તેના વિશે કાંઈ પણ શંકા રહી નહિ. તે સર્વ ઘોડાઓપરથી નીચે ઉતરી પડ્યા, અને ઘોડાઓને ઝાડો સાથે બાંધીને તેઓ ગુપચુપ અને બહુ જ સાવધતાથી હમ્મીરની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ધીમે ધીમે તેમણે એક અત્યંત નિર્જન અને ઘન અરણ્યમાં પ્રવેશ કર્યો ચારે તરફ ઊંચી ઊંચી પર્વતમાળાઓ વિસ્તરેલી હતી અને તેમની વચ્ચે એક સંકીર્ણ અને અંધકારમય માર્ગ આવેલો હતો. એ અંધકારાવૃત્ત માર્ગને જોતાં જ એક ઉર્દુ કવિની લખેલી નીચેની બે પંક્તિઓનું અચાનક સ્મરણ થઈ આવતું હતું:

"ગજબકી હય શબે તારીક યે જંગલ હય શેરોંકા;
યહાં દહશતસે જહરા આબ હોતા હય દિલેરોંકા!"

અસ્તુ. જ્યારે મુસલ્માન સૈનિકો એક બહુ જ ઘાટા અને ભયાનક અરણ્યના મધ્યમાં આવી લાગ્યા, ત્યારે પાછો તેમના મનમાં કાંઇક સંશય ઉદ્ભવવા લાગ્યો. એટલે તે યવન સેનાનાયકે સર્વથી અગ્ર ભાગમાં ચાલતા તે માર્ગદર્શક પ્રવાસી-(હમ્મીર)ને શંકાશીલ મુદ્રાથી પૂછ્યું કે, "કેમ, ભાઈ! હજી અમને કેટલા અને ક્યાં સુધી ચલાવીશ? તે સિપાહી ક્યાં છે તે બતાવીશ કે આમને આમ રખડાવીશ? આ જંગલના માર્ગોથી અમે અજાણ્યા છીએ અને તેથી અમારા મનમાં ભય અને સંશય થયા કરે છે."

એ સવાલનો તેને કાંઈ પણ જવાબ મળ્યો નહિ. હવે મુસલ્માનોના સંદેહ-માં ધીમે ધીમે વધારો થવા લાગ્યો; પણ હવે તે અંધકારમય પર્વતમાર્ગમાંથી નીકળીને પલાયન કરવાનું કાર્ય કાંઈ સહજ નહોતું. જેવો તે મુસલ્માન સૈન્યાધિપે હમ્મીરને ઉપરનો સવાલ પૂછ્યો કે, તરત જ ચારે તરફ તલવારોનો ખણખણાટ થયો, પ્રવાસી અદૃશ્ય થઈ ગયો, અને ઘણા લોકો એકાએક નીકળી આવીને મુ-સલ્માનોપર તૂટી પડ્યા. છેક છેલ્લી ઘડીયે હમ્મીરના ચાતુર્યને જાણીને મુસલ્માન સૈનિકો દાંત કચકચાવવા લાગ્યા, પણ જોતજોતાંમાં એક ક્ષણ માત્રમાં જ તે અંધકારમય પર્વતમાર્ગમાં સર્વ મુસલ્માન અસિધારાને વશ થયા, એક પણ મુ-સલ્માન ત્યાંથી જીવતો પાછો ફરી શક્યો નહિ. એ પ્રમાણે જ હમ્મીર પર્વતની કન્દરાઓમાં રહીને પોતાના શત્રુઓના વિનાશમાટેની નવી નવી યુક્તિઓ અજમાવ્યા કરતો હતો.

× × × ×

બદરુદ્દીનના સૈનિકોનો ઉપર જણાવ્યા પ્રમાણે સંહાર કરીને હમ્મીર કેલ-વાડામાંના પોતાના નિવાસસ્થાનમાં વિશ્રાંતિ લેવામાટે પાછો ફરતો હતો એવામાં

એક ગુપ્ત ચરે આવીને સમાચાર આપ્યા કે, "મહારાણાજી! ચાળીસ પચાસ પઠાણો-ની એક ટોળી આ માર્ગમાંથી હમણાં જ પસાર થશે. એ પઠાણો એક ગાડામાં ખજાનો લઇને ચિતોડ તરફ જાય છે, એવી વાત મારા જાણવામાં આવી છે."

"ચાલો, ત્યારે વિજયનો આ બીજો રંગ જામશે," એમ કહીને હમ્મીરે પોતાના સૈનિકોને આજ્ઞા આપી કે, "મારા શૂરવીર સામંતો! આપણે અત્યારે ઘેર જઇને વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો હતો, પરંતુ પરમેશ્વરની આપણને ઉદ્યોગમાં જ નિમગ્ન રાખવાની ઇચ્છા હોય એમ જ જણાય છે. યવનો કેટલોક ખજાનો લઇને ચિતોડ જાય છે અને તેઓ આ માર્ગમાંથી જ પસાર થવાના છે. એટલા-માટે આપણે હવે આટલામાં જ ક્યાંક છુપાઈ તેમની વાટ જોતાં બેસી રહેવું જોઇએ. આપણી તલવારો પણ શત્રુના રુધિરનું યથેચ્છ પાન કરીને તૃપ્ત થશે અને વિશેષતઃ શત્રુની લક્ષ્મી આપણા ભંડારમાં પધારશે. આપણને અત્યારે સૈનિક બળને વધારવામાટે ધનની ઘણી જ આવશ્યકતા છે, અને તે આવશ્ય-કતાને જાણીને પરમેશ્વરે જ એ ભંડાર આપણા તરફ મોકલી આપ્યો હોય એવો જ મને ભાસ થાય છે."

"મહારાણાની આજ્ઞા પ્રમાણે વર્તવાને અમો તૈયાર છીએ. વિશ્રાંતિની અત્યારે કશી પણ આવશ્યકતા નથી. પ્રથમ રાતદિવસ ઉદ્યોગ અને પરિશ્રમ કર્યા પછી જ સતત શાંતિનો ઉપભોગ કરી શકાય છે એટલે વિશ્રાંતિના સમય-માં જ વિશ્રાંતિ લઇશું," સર્વ સૈનિકોએ ઉત્સાહથી જણાવ્યું.

હમ્મીર પોતાના સૈનિકો સહિત પર્વતની કંદરાઓમાં છુપાઈ રહ્યો. ધીમે ધીમે સમય વીતવા લાગ્યો. ઉષ:કાળ થયો. અદ્યાપિ પ્રકાશનો જોઇએ તેવો વિસ્તાર થયો નહોતો. માત્ર ઉષ:કાલિન અંશુક પ્રકાશની છટા જ વિસ્તરી હતી; પરંતુ ધુમ્મસ હોવાથી લગભગ અંધકાર જેવો જ ભાસ થતો હતો. એ સમયે ગાડાનાં પૈડાંનો અને ઘોડાનાં ટાપાંનો અવાજ અચાનક સાંભળવામાં આવ્યો. યવન સૈનિકો પર્વતની વચ્ચેના અરણ્ય માર્ગના મધ્યમાં આવી પહોંચ્યા. કેટ-લાક સ્વારો આગળ ચાલતા હતા અને કેટલાક સ્વારો પાછળના ભાગમાં ચાલ્યા જતા હતા; તેમના મધ્યમાં એક બેલગાડી ચાલતી જોવામાં આવતી હતી. સર્વના અગ્રભાગે ચાલનારના હાથમાં સળગતી મશાલોવાળા સ્વારો બીજાઓને માર્ગ બતાવતા હતા. સ્વારોનો પોષાક સફેદ રંગનો હતો, તેમની સંખ્યા વીસ બાવીસની હતી અને તેમણે માથાપર કુલાહ તથા ફેંટા અને શસ્ત્રાસ્ત્રો પૂરતા પ્રમાણમાં ધારણ કર્યાં હતાં.

અચાનક હવામાંથી બે બાણ આવ્યા અને તેમણે મશાલોવાળા બે યવન અશ્વારોહીઓને ગતપ્રાણ કરીને પૃથ્વીપર પછાડી નાખ્યા. પઠાણો ગભરાયા અને ત્યાંથી પલાયન કરવાનો વિચાર કરવા લાગ્યા, પરંતુ સાથે બેલગાડી હોવાથી અને તેમાં ખજાનો હોવાથી તેમનાથી તેને છોડીને પ્રાણ બચાવવામાટે નાસી શકાય તેમ નહોતું; કારણ કે, જો તેઓ ખજાનો ખોઇને પ્રાણ બચાવે, તો બદરૂદ્દીનખાન તેમને ચિતોડમાં પ્રાણાન્તદંડની શિક્ષા આપ્યા વિના રહે જ નહિ, એ વિશે તેમનો નિશ્ચય હતો, અને તેથી એક બાયલાના મોતે મરવા કરતાં બહાદુરીથી લડીને મરવું એ જ વધારે સારું છે, એવો તેમણે વિચાર કર્યો.

ધુમ્મસનો પ્રભાવ કાંઈક ઓછો થયો અને વિશેષ સ્વચ્છ પ્રકાશ વિસ્તરવા લાગ્યો. તેમણે જોયું તો તેમની સામા ચાળીસ પચાસ રાજપૂત સૈનિકો લડવા-માટે તૈયાર થઈ ઊભેલા તેમના જોવામાં આવ્યા. "યા અલ્લાહ! કાફિર, શયતાન, દુશ્મને ઈમાન! તલવારે નિકાલો, ગનીમોંકો માર ડાલો," મુસલ્માન સૈન્યના સરદારે પોતાના સૈનિકોને આજ્ઞા આપી દીધી. તે ક્ષણે જ "બિસ્મિલ્લાહ" શબ્દનો ઉચ્ચાર કરીને તેઓ રાજપૂતોપર તૂટી પડ્યા. હમ્મીર આ વખતે સૈનિકના વેષમાં જ આવ્યો હતો, તેણે મુસલ્માનોની આવી સ્ફૂર્તિને જોઇને પોતાના સૈનિકોને સંકેત કરી દીધો એટલે તેઓ પણ સામા મુસલ્માનોના અંગપર ધસી ગયા અને ભયંકર મારો ચલાવીને તેમણે તેમને પાછા હટાવી દીધા. લગભગ પ્રભાત થતાં સુધી તે અરણ્યમાં મારો, કાપો, લૂંટો, કાફિર, મ્લેચ્છ, દીન દીન અને પ્રતિશોધ ઇત્યાદિ શબ્દોનો પ્રતિઘોષ થયા કરતો હતો. મુસલ્માનો અને રાજપૂતોનું કેટલીક વાર સુધી અવિચ્છિન્ન યુદ્ધ ચાલ્યું. યવનોની સંખ્યા રાજપૂત સૈનિકો કરતાં ઓછી હોયાથી અંતે યવનો ફાવી શકયા નહિ, અને ન ફાવવાનું એક બીજું કારણ એ પણ હતું કે, તેઓ એ પર્વત પ્રદેશથી અજ્ઞાત હતા અને તેથી રાજપૂતો જેટલી સાવધતા અને સમયસૂચકતાથી લઢી શકતા નહોતા. તેમનાં શિરો એક પછી એક અનુક્રમે રાજપૂતોની તલવારોનાં બળિદાન બનતાં ગયાં. અલ્પ સમયમાં જ રાજપૂતોએ તે સર્વ સૈનિકોને યવન યમાલયનો માર્ગ બતાવીને ખજાનાવાળી બેલગાડીને પોતાના તાબામાં લઈ લીધી.

અલાઉદ્દીન બાદશાહની કારકીર્દી થયા પછી અને તે સમ્રાટ્ થયા પછી રાજસ્થાનમાંના એક રણથંભોરના હમ્મીર ચહુઆણ વિના બીજા બધા રાજાઓ, રાવળો અને ઠાકોરો ઇત્યાદિ યવન સમ્રાટ્ સમક્ષ પોતાનાં મસ્તકોને નમ્ર કરીને તેને પ્રતિવર્ષ ખંડણી આપતા હતા. પણ એ ખંડણી વસૂલ કરવામાટે એક મુસલ્માન અધિકારીને બધાં રાજ્યોની વર્ષમાં એક વાર મુલાકાત લેવી પડતી હતી. એ નિયમ પ્રમાણે એક અકબરખાન નામનો દિલ્લીના બાદશાહનો માલદેવના હાથ નીચે કામ કરતો અધિકારી આ વર્ષે ખંડણી લેવામાટે નીકળ્યો હતો. બીકાનેર, કોટા અને સિરોહી ઇત્યાદિ નાના નાના રાજાઓએ કોઈ પણ જાતની આનાકાની કર્યા વગર ખંડણીની રકમ ચૂકવી આપી અને તેની રકમ બધી મળીને વીસ લાખ મોહોરોની થઈ હતી. લક્ષાવધિ સુવર્ણ મુદ્રાને સાથે લઇને ફરવું એ જોખમભરેલું હોયાથી અકબરખાને તે સર્વ મોહોરો બારદાનમાં ભરીને અને તે ગુણોને એક બેલગાડીમાં લાદીને તે ગાડી પોતાના વીસ સૈનિકોના રક્ષણમાં સોંપી ખંડણીની રકમ ચિતોડ તરફ રવાને કરી હતી. ચિતોડમાંથી એ બધા પૈસા દિલ્લી મોકલવામાં આવતા હતા.

એ વાર્તા જ્યારે હમ્મીરના જાણવામાં આવી અને તે ગૂણોમાંથી હિસાબનાં કાગળિયાં નીકળ્યાં તે તેના વાંચવામાં આવ્યાં ત્યારે તેના હર્ષનો અવધિ થયો. તે પોતાના સામંતોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "મારા કીર્તિના હેતુ શૂરવીર યોદ્ધાઓ! આજે આ પહેલી જ લૂટમાં રાજાઓ પાસેથી મેળવેલી ખંડણીની રકમ આપણા હાથમાં આવી છે, એને હું એક શુભ શકુન માનું છું. આ શકુન એ જ દર્શાવે છે કે, ચિતોડનો સમ્રાટ્ બાપ્પારાવળનો વંશજ થશે

અને ખંડણીની રકમ તેના રાજભંડારમાં જ આવશે. આ ધનના બળથી આપણે દુર્ગ અને સૈનિક બળની વૃદ્ધિ કરવાના કાર્યમાં બહુ જ શીઘ્રતાથી ગમન કરી શકીશું."

અજયસિંહના મૃત્યુ પછી શત્રુ સાથે રણક્ષેત્રમાં યથાન્યાય યુદ્ધ કરીને પોતાના ગત વૈભવને પાછો મેળવી શકાય એટલું સૈન્યબળ પોતા પાસે ન હોવાથી હમ્મીરે શત્રુઓની નાની નાની ટોળીઓપર હલ્લાઓ કરી તેમને લૂટવાનો અને તે લુટમાં મળેલા માલથી પોતાના સૈન્યબળને વધારવાનો સંકલ્પ કર્યો હતો, અને તેના તે સંકલ્પ અનુસાર આજે તેને વીસ લાખ સુવર્ણ મુદ્રાનો અલક્ષ્ય અને અકલ્પનીય લાભ થયો હતો.

પોસ્સાલિયો નામક ભિલ્લ દુર્ગના શિખરે હવે મહારાણાની રાજપતાકા વાયુ સાથે યથેચ્છ વિહાર કરવા લાગી. સર્વ પહાડી લોકો હમ્મીરને રાજા થયેલો જોઇને બહુ જ પ્રસન્ન થયા, અને તેને 'કર' આપીને ત્યાં આવી આનંદપૂર્વક વસવા લાગ્યા. જે કેલવાડા પ્રદેશની એક સામાન્ય વાટિકામાં અજયસિંહ ગુપ્ત રીતે નિવાસ કરી રહ્યો હતો, તે જ કેલવાડા દેશ રણધીર હમ્મીરની કુશળતાથી અને ભાગ્યશાળિતાથી એક સૌન્દર્યમય નગરનાં સ્વરૂપમાં ફેરવાઈ ગયો. જે કેલવાડાની પહાડી કંદરાઓમાં અસંખ્ય જંગલી લોકો અથવા તો નરહિંસક પશુ માત્ર જ નિવાસ કરતા હતા, તે જ સ્થાન હવે અસંખ્ય નાગરિક નરનારીઓવડે ઉભરાઈ જતું દેખાવા લાગ્યું અને વ્યાપારઉદ્યોગનો પણ ત્યાં આરંભ થયો.

રાજસત્તાનો એક એવો પ્રભાવ છે કે, એક વાર રાજસત્તા દૃઢ થઈ ગઈ તો પછી જે લોકો પ્રથમના રાજાના પક્ષમાં રહી તેની સામા શત્રુ તરીકે લઢેલા હોય છે, તેઓ પણ ગત વૈરભાવને ત્યાગીને નવીન રાજાના પક્ષમાં આવી મળે છે. મુંજ બાલાયચાનો વધ થયો હતો અને ત્યાર પછીનો તેનો અનુયાયિ ભિલ સરદાર પણ હમ્મીર સાથેના યુદ્ધમાં ઘાયલ થઇને પછીથી સ્વર્ગવાસી થયો હતો. ત્યાર પછી હમ્મીરનો જ કેલવાડામાં અધિકાર થયાથી ભિલ્લોના બળની દિવસે દિવસે ન્યૂનતા થવા લાગી હતી. અન્તે ચિતોડની આસપાસનાં અરણ્યોમાં ભટકતા પઠાણોએ ભિલ્લોને પણ ત્રાસ આપવા માંડ્યો, અને તેથી અંતે ભિલ્લોએ પોતાના પૂર્વ વૈરને ભૂલીને હમ્મીરના પક્ષમાં જઈ મળવાનો નિશ્ચય કર્યો. તેઓ હમ્મીર પાસે ગયા અને પોતાને આશ્રય આપવાની પ્રાર્થના કરી. ભિલ્લોની એકનિષ્ઠા અને વચનશીલતા આદિ ગુણોને હમ્મીર સારી રીતે જાણતો હોવાથી તેણે ઉદારતાથી તેમને આશ્રય આપ્યો અને તેમનો યોગ્ય સત્કાર કર્યો. એ દિવસથી હમ્મીરની સેનામાં દિવસે દિવસે વધારો થતો ગયો અને એક વારના પોતાના શત્રુ ભિલ્લોના સૈનિક બળવડે જ તે પોતાના ગત વૈભવને પુનઃ પ્રાપ્ત કરવાની કડેકાટ તૈયારીઓ ચલાવવા લાગ્યો. હમ્મીરના ભાગ્યસૂર્યનો દિનપ્રતિદિન વિશેષ અને વિશેષ ઉદય થતો જતો હતો.

મુસલ્માનોને મેવાડમાં હમ્મીરનો એટલો બધો ત્રાસ થવા લાગ્યો કે, તેઓ હમ્મીરનું નામ સાંભળતાં જ થરથર કંપી જતા હતા. મેવાડમાં તેમના જાનમાલની બિલ્કુલ સલામતી નહોતી. બદરૂદ્દીનખાને એ પ્રસંગનો લાભ લઈ માલદેવ વિરુદ્ધ એક કારસ્થાન રચીને કુમારીને મેળવવાનો પ્રયત્ન કર્યો. તેણે અલાઉદ્દીનને મેવાડનો બધો વૃત્તાંત લખી જણાવ્યો અને એ બધી અંધાધુંધીનું કારણ સૂબેદાર માલદેવની બેદરકારી જ છે એમ પણ જણાવ્યું. એનું જે પરિણામ આવ્યું તેથી બદરૂદ્દીન માલદેવપર ગાલિબ થઇ શકયો કે જે આપણે હવે પછી જોઇ શકીશું.

# દ્વિતીય ખણ્ડ, ઉષા

## પ્રથમ પરિચ્છેદ

## અલ્લાઉદ્દીનની આજ્ઞા

સુલ્તાન અલાઉદ્દીનના દિલ્હીમાંના ભવ્ય રાજમહાલયમાંના વિસ્તૃત અને સુશોભિત સભાસદનમાં એટલે કે જે દીવાનખાનામાં દરબાર ભરવામાં આવતો હતો તે દીવાનખાનામાં આજે પ્રભાત સમયે અનુચરો કામકાજની ધમાલમાં પડેલા જોવામાં આવતા હતા. દરબારનો સમય થવા આવેલો હોવાથી કેટલાકો જમીનને વાળીને સાફ કરવાના કામમાં રોકાયા હતા, કેટલાકો ગાલીચા ખંખેરતા હતા, કેટલાકો અમીર ઉમરાવનાં અવ્યવસ્થિત આસનોને વ્યવસ્થાપૂર્વક ગોઠવતા હતા, અને કેટલાકો સભાગૃહને શૃંગારવાનો વ્યવસાય લઈ બેઠા હતા. કેટલીક વાર પછી એ કાર્યની સમાપ્તિ થતાં ધીમે ધીમે એક પછી એક અનુક્રમથી સરદારો, કામદારો અને સભ્ય ગૃહસ્થ નાગરિકો ત્યાં એકત્ર થવા લાગ્યા અને પોતાના અધિકાર પ્રમાણેનાં આસનોપર વિરાજમાન થવા લાગ્યા. અલ્પ સમયમાં જ સભાસદન સભાજનોવડે ઉભરાઈ જતું દેખાવા લાગ્યું. એ પછી થોડી વારે પ્રતિહારીનો ધ્વનિ કર્ણગોચર થયો: "શાહનશાહ આલમપનાહ આલમગીર બાદશાહ સલામત તશરીફ લાતે હયે, મુજરેકે લિયે તૈયાર રહો," એ શબ્દો સંભળાયા અને તરત જ બાદશાહ અલાઉદ્દીન સભાગૃહમાં આવીને સિંહાસને વિરાજ્યો. સર્વ સરદારોએ તેને ઉઠીને માન આપ્યું અને જમીન સુધી નમીને મુજરો કર્યો. સિપાહીઓએ તલવારની સલામી આપી અને તેના અંગરક્ષકો સિંહાસનની આસપાસ ખુલ્લી તલવાર રાખીને ઉભા રહ્યા.

અલાઉદ્દીન બાદશાહની અવસ્થાએ જો કે વાર્ધક્યમાં સંચાર કર્યો હતો, છતાં તેના શરીરનો દેખાવ એવો મજબૂત અને ડોળદાર હતો કે, ભાગ્યે જ કોઈ તેની અવસ્થાની ખરી કલ્પના કરી શકે. તેની આંખો પાણીદાર અને નાક સરળ હતું. સાધારણત: દેખાવમાં તો તે જો કે સુંદર હતો, પરંતુ તેના એ બાહ્ય રૂપ જેવો તેના સ્વભાવ સુંદર નહોતો. તે ક્રૂર, હઠવાદી અને વિષયાસક્ત હતો. અત્યારે તેણે પોતાનો હમ્મેશનો બાદશાહી પોષાક ધારણ કર્યો હતો. તેના મસ્તકપર અમૂલ્ય રત્નખચિત રાજમુકુટ શોભી રહ્યો હતો અને શરીરમાં લીલા રંગનો મખમલી જરીદાર પોષાક હતો. તેના હાથમાં હીરાની મૂઠવાળી સુવર્ણની છડી હતી; ગળામાં હીરા અને મોતીની માળાઓ ચમકતી હતી અને તેના અપરિમેય વૈભવને વ્યક્ત કરતી હતી. સભામાં પ્રથમ નૃત્ય, વાદન અને સંગીતનો વ્યાપાર ચાલ્યો અને ત્યાર પછી કેટલાક રાજકીય વિષયોની ચર્ચા ચલાવવામાં આવી. એ ચર્ચા ચાલતી હતી એટલામાં દ્વારપાલે આવીને પ્રાર્થના કરી કે, "બાદશાહ સલામત! ચિતોડના નાયબ સુબેદાર બદરુદ્દીનખાનનું પત્ર લઇને એક કાસિદ આવેલો છે, જો આજ્ઞા હોય તો અહીં હાજર થાય."

"જા અને તેને અહીં મોકલ," બાદશાહે હુકમ આપ્યો.

દ્વારપાલ ગયો અને થોડી વારમાં જ કાસિદ દરબારમાં આવીને હાજર થયો. બાદશાહને મસ્તક નમાવી પોતાના હાથમાંનું પત્ર તેણે વજીરના હાથમાં આપ્યું. વજીર તે પત્ર બાદશાહના હાથમાં આપવા જતો હતો એટલામાં બાદશાહે તેને હુકમ ફર્માવ્યો કે, "વજીરે આજમ ! એ પત્ર ખોલીને તમે જ વાંચો અને મેવાડનાં શાં વર્તમાન છે, તે સર્વે સરદારોને પણ સંભળાવો."

"જેવી આજ્ઞા, આલમપનાહ !" વજીરે એ પ્રમાણે કહીને તે પત્ર નીચે પ્રમાણે વાંચવા માંડ્યું:—

"શહનશાહ આલમપનાહ વાલિયે મુલ્કોદીનો ઇમામ ! આજે મહા કષ્ટપૂર્વક મારે જણાવવું પડે છે કે, મેવાડની રાજસત્તા હવે વધારે દિવસ આપણા હાથમાં રહેશે કે નહિ, એનો મારા મનમાં તો સંશય થયા કરે છે; કારણ કે, મેવાડના રાણા લક્ષ્મણસિંહના પુત્ર અરિસિંહનો પુત્ર હમ્મીર આજકાલ ઘણો જ પ્રબળ થઈ પડ્યો છે અને પોતાના પૂર્વજોનું રાજ્ય પાછું મેળવવામાટેના પ્રયત્નો કરી રહ્યો છે. મેવાડના જંગલોમાં મુસલ્માન સૈનિકોપર તેણે અસહ્ય ત્રાસ વર્તાવવા માંડ્યો છે. અરે એટલું જ નહિ પણ હવે તો ચિતોડમાં પ્રવેશ કરીને ત્યાં પણ લૂટફાટ કરવાના સાહસ સુધી તે આવી પહોંચ્યો છે. હું એક વાર બહારના પ્રદેશમાં ફરવા ગયો હતો, તે મારી ગેરહાજરીનો લાભ લઈ મારા ઘરમાં લૂટ ચલાવી તે પોતાની ધારણાને સફળ કરવામાં ફાવી ગયો છે અને ત્યાર પછી ખંડણીની વસુલાતની જે તિજોરી ચિતોડ તરફ આવતી હતી તેને પણ જંગલમાં લૂટીને તેણે મુસલ્માન સૈનિકોને મારી નાખ્યા છે. પહાડી પ્રદેશોમાં દિવસે દિવસે તેની સત્તા વધતી જાય છે અને તેની સત્તાના વધવા સાથે આપણી સત્તાના અસ્તનો સમય મને બહુ જ પાસે આવતો દેખાય છે. પરંતુ હવે એક સવાલ થાય છે તે એ છે કે, જે સુલ્તાને સુલ્તાન અલાઉદ્દીનનું નામ સાંભળતાં જ ગર્ભવતીઓના ગર્ભનો પાત થાય છે અને રડતાં છોકરાં પણ છાનાં રહી જાય છે, તે સુલ્તાનની સત્તા મેવાડમાં હોવા છતાં હમ્મીર જેવો એક બાળક રાજપૂત મેવાડમાં આટલો બધો ત્રાસ વર્તાવે છે, એનું મૂળ કારણ શું હોવું જોઇએ ? મારી અલ્પ મતિ તો મને એમજ કહે છે કે, મેવાડનો અધિકાર એક રાજપૂત રાજાના હાથમાં સોંપવામાં શહનશાહની ભૂલ થઈ છે. રાજપૂત પોતાના જાતભાઈ રાજપૂતનો પક્ષ સ્વીકારે એ સ્વાભાવિક છે. અત્યારે મેવાડનો સુબેદાર માલદેવ છે અને મને સંશય છે કે, તેની સહાયતા અને અનુમતિથી જ હમ્મીર મેવાડમાં આટલો બધો ફાટયો ફાટયો ત્રાસ વર્તાવતો ફર્યા કરે છે. હું નાયબ સુબેદાર હોવાથી મારી સત્તાથી હું કાંઈ પણ બંદોબસ્ત કરી શકતો નથી, અને માલદેવ જાણી જોઇને હમ્મીરના અપરાધો તરફ આંખમિચામણી કરતો જાય છે. આ સર્વ કારણોથી બાદશાહ સલામતનાં ચરણોમાં મારી એવી નમ્ર પ્રાર્થના છે કે, માલદેવને મેવાડમાં વ્યવસ્થા કરવાની તાકીદ કરો, અથવા તો કોઈ મુસલ્માન સરદારને સુબેદાર બનાવીને મોકલો. જો મને એ સત્તા આપવામાં આવશે, તો હું ચુટકી વગાડતામાં જ એ હમ્મીરને દાબી દઇશ. કોઇ પણ રીતે આ બાબતનો જલ્દીથી બંદોબસ્ત થવો જોઇએ; નહિ તો મેવાડમાં મુસલ્માનોના જાનમાલની કોઇ પણ રીતે સલામતી નથી. ખરી વાત ખુદા-

વંદને જણાવવી, એ મારો ધર્મ છે, અને તે પ્રમાણેની વ્યવસ્થા કરવી કે ન કરવી એ હુજૂરેવાલાની ઇચ્છાને આધીન છે.

નમકખાર ખાદિમ બદરુદ્દીનખાન

નાયબ સૂબેદાર, મેવાડ."

એ પત્ર સાંભળતાં જ અલાઉદ્દીનના સંશયી મનમાં અચાનક માલદેવ વિશેના સંશયનો આવિર્ભાવ થયો અને તેનાપર કોપ પણ ઉપજ્યો. એ કોપની છટા તેના મુખમંડળમાં પ્રત્યક્ષ દેખાવા લાગી. તે દાંત હોઠ ચાવીને હાથપગ પછાડતો કહેવા લાગ્યો કે, "જે હમ્મીરે આપણા મુસલ્માન સિપાહીઓને અકસ્માત્ જંગલમાં પકડી પાડીને ઠાર કરી નાખ્યા છે, બદરુદ્દીનખાનના ઘરને લૂટી લીધું છે અને છેવટે સરકારી ખજાનાને લૂટી શહનશાહના અપમાનનો ઘોરતમ અપરાધ કર્યો છે, આપણા મેવાડ પ્રદેશમાં ત્રાસ વર્તાવ્યો છે, તે હમ્મીરને પાયમાલ કરીને એ અપરાધની શિક્ષા તેને આપવી જ જોઇએ. આ બધી ખબર આપણને માલદેવે ન આપી એથી સાફ જણાય છે કે, તે પણ અંતે કાફિર બની દુશ્મન સાથે મળી ગયો છે અને આપણા પક્ષમાંથી નીકળી ગયો છે. વજીરે આજમ અને સર્વ સરદારો આપનો આ વિષયમાં શો અભિપ્રાય છે? આપણે અહીંથી ત્યાંના બંદોબસ્તમાટે મોટું લશ્કર મોકલીએ અને સૂબેદારની પદવી બદરુદ્દીનખાનને આપીએ તો કેમ?"

બાદશાહનો આ સવાલ સાંભળીને સર્વ સભાજનો વિચારમાં પડી ગયા અને કોઇએ કશો પણ અભિપ્રાય આપ્યો નહિ. અંતે વૃદ્ધ વજીરે હાથ જોડી નમ્રતાથી કહ્યું કે, "શહેરીયાર વાલાતબાર! આજકાલ આ દિલ્હીમાં જે મામલો ચાલી રહ્યો છે, તે મામલાને જોતાં મેવાડની વ્યવસ્થામાટે અહીંથી નવું લશ્કર મોકલવાનું મને તો ઠીક દેખાતું નથી. જ્યાં આખા મહલ્લામાં આગ લાગી હોય, ત્યાં દરેકે પ્રથમ પોતાના ઘરનો બચાવ કરીને પછી જ બીજા માલને સંભાળવાનો યત્ન કરવો જોઇએ એવી નીતિ છે. મારો તો એ જ ઉપદેશ છે કે, માલદેવને તાકીદ કરો અને બહારથી તેને બીવડાવવામાટે બદરુદ્દીનની સત્તાને સ્વતંત્ર કરી નાખો. એટલે બદરુદ્દીન અત્યારે માલદેવની આજ્ઞાને આધીન છે તે સત્તામાં સ્વતંત્ર થશે તો વધારે સારો બંદોબસ્ત કરી શકશે. માલદેવને એમ પણ લખવું કે, જો અમુક દિવસમાં યોગ્ય વ્યવસ્થા નહિ થાય તો તમને તમારા પદપરથી દૂર કરીને તમારી જગ્યા બદરુદ્દીનખાનને આપવામાં આવશે. મારો નિશ્ચય છે કે, આમ કરવાથી આપણને વધારે તકલીફ વેઠવી નહિ પડે અને ત્યાં વ્યવસ્થા પણ થઈ જશે, સર્પ પણ મરશે અને લાઠી પણ નહિ ટૂટે."

"મારો પણ એ જ અભિપ્રાય છે," એક બીજા સરદારે કહ્યું.

"હું પણ એ મતને જ અનુમત છું," ત્રીજાએ જણાવ્યું.

"હું ધારું છું કે, તમો સર્વનો એ જ અભિપ્રાય હોવો જોઇએ. કેમ ખરું કે નહિ?" અલાઉદ્દીને કટાક્ષથી પૂછ્યું.

"જી, અમારો સર્વનો એ જ અભિપ્રાય છે," સર્વ સભાજનોએ ગગનભેદક ધ્વનિ કરીને કહ્યું.

અલાઉદ્દીનની પોતાની ઇચ્છા જો કે એ પ્રમાણે નહોતી, પરંતુ દિલ્હીમાં

ચાલતી રાજકીય ખટપટોથી તે જાણીતો હતો અને બધા સરદારો એ બાબતમાં એકમત થયા એટલે પોતાની ઇચ્છાને મનમાં રાખીને સરદારોની ઇચ્છાને આધીન થયા વિના તેનો છૂટકો જ નહોતો. તે સૌમ્યમુદ્રા કરી શાંત અને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે, "વારૂ ત્યારે જે સર્વની ઇચ્છા તે જ મારી ઇચ્છા. આ પ્રમાણેનું પત્ર લખીને સહીસિક્કાસાથે માલદેવપર મોકલી આપો, અને બદરૂદ્દીનને ખાનગી રીતે એમ લખી જણાવો કે, જો માલદેવનું વર્તન સંશયયુક્ત દેખાય તો આ પરવાનાની રૂએ તેને પદભ્રષ્ટ કરીને મેવાડના સુબેદારનું પદ તમે ધારણ કરજો; પણ આ બીના છેક છેલ્લી ઘડી સુધી કોઇના પણ જાણવા કે સાંભળવામાં ન આવે એની બરાબર સંભાળ રાખજો."

બાદશાહની એ ઇચ્છામાટે કોઇએ વાંધો લીધો નહિ. તરત વજીરે માલદેવપર એક બાદશાહી ફર્માન લખી કાઢયું અને બીજું ફર્માન બદરૂદ્દીનના નામનું લખ્યું. બન્ને પત્રોપર બાદશાહના હસ્તાક્ષરો અને મોહોરસિક્કો થયા પછી કાસિદને તે પત્રો આપવામાં આવ્યાં. કાસિદ ત્યાંથી ઊતાવળે પગલે ચાલ્યો ગયો અને ઘોડાપર બેસી મેવાડ તરફ જવાને રવાનો થયો. બાદશાહનું મન બહુ જ ઉદાસીન થયાથી તે સિંહાસનપરથી ઊઠીને પોતાના ગુપ્ત આવાસમાં ચાલ્યો ગયો, અને એથી સભાના કાર્યનું પણ વિસર્જન કરવામાં આવ્યું.

અલાઉદ્દીને પોતાના ગુપ્ત આવાસમાં આવ્યા પછી દ્વાર અંદરથી વાસી લીધાં અને ત્યાર પછી મસ્તકપર હસ્તાઘાત કરી ક્રૂર સિંહ પ્રમાણે ગર્જના કરીને તે આત્મગત કહેવા લાગ્યો કે, "જે અલાઉદ્દીન કાકાનું ખૂન કરીને દિલ્લીના તાજોતખ્તનો માલિક થયો હતો, જે અલાઉદ્દીને ગુજરાતના રાજાને પદભ્રષ્ટ કરી તેની રાણીને પોતાની બેગમ બનાવી હતી, જે અલાઉદ્દીને દેવગઢના રાજાનો પરાભવ કર્યો હતો, જે અલાઉદ્દીને ચીતોડને ભસ્મીભૂત કર્યું હતું અને જે અલાઉદ્દીને રણથંભોરના રાજાને અસહ્ય ત્રાસ આપ્યો હતો તે અલાઉદ્દીન હું પોતે જ છું, કે કોઇ બીજો હતો? નહિ નહિ; હું પોતે જ તે અલાઉદ્દીન છું, પણ કાળ બદલાઈ ગયો છે. એક વખત જે સમય અલાઉદ્દીનને આધીન હતો તે સમય હવે બીજાઓને આધીન થતો જાય છે. સુલ્તાન અલાઉદ્દીનના ભાગ્યમાં છિદ્ર પડેલાં દેખાય છે.

"હમારા બખ્ત સોયા બખ્ત હય બેદાર ગયરોંકા;
હમારા વક્ત થા વો વક્ત હુવા હય યાર ગયરોંકા!"

તે એવી રીતે ઉદ્ગાર કાઢતો શય્યામાં ફસડાઇ પડ્યો, તેના કંઠનો અવરોધ થયો અને તે એક બાળક પ્રમાણે ડૂસકાં ભરી ભરીને રડવા લાગ્યો. તેના શોકનો અવધિ થયો હતો. સુલ્તાન હોવા છતાં પણ આજે તે મહા દુ:ખી હતો. શું ત્યારે બાદશાહ પણ દુ:ખી હોય છે? હા, જો રાજા કે બાદશાહની કાર્યકીર્તિ અને ચરિત્રો સારાં ન હોય, તો એક કંગાલમાં કંગાલ મનુષ્ય કરતાં પણ સાર્વભૌમ રાજા મહા દુ:ખી અને શોકાતુર હોય છે, એ પરાપૂર્વનો એક સત્ય સિદ્ધાંત છે. અલાઉદ્દીન પોતે જ પોતાના દુ:ખ અને સંકટનો મૂળ હેતુ હતો તે કેવી રીતે? ચાલો, ત્યારે આપણે એ જ વિષયનો ઊહાપોહ કરીએ.



## દ્વિતીય પરિચ્છેદ
## તત્કાલિન દિલ્લી
## અને
## અલાઉદ્દીનની દુરવસ્થા

પ્રત્યેક પદાર્થનો અસ્ત અને ઉદય થયા જ કરે છે અને તે થવો જ જોઇએ, એવો આ જગતનો અબાધિત અને સર્વમાન્ય નિયમ છે. અલાઉદ્દીન એ નિયમનો અપવાદ નહોતો અને તેથી એક વાર મહાન્ ઉદયના સમયને જોઈ ભોગવી ચૂકેલો અલાઉદ્દીન આજે અસ્તના સમયમાં વિહરતો કિંવા સંચરતો હતો. એ સમયે અવનતિ અથવા વિનિપાતનાં અનેક કારણો તેના ભાગ્યમાં આવીને એકત્ર થયાં હતાં. અલાઉદ્દીને પોતાની પૂર્વ અવસ્થામાં કરેલા અનેક અત્યાચારોને લીધે લોકો તેને ધિક્કારતા હતા, અને અત્યારે તેની વૃદ્ધાવસ્થા અને નિર્બળતાને જોઇને મનમાં છુપાવી રાખેલા તિરસ્કારને લોકો શબ્દદ્વારા વ્યક્ત કરી બતાવતા હતા. અનેક વાર યુદ્ધ કર્યાથી તેના સૈનિક બળની હાનિ થઈ ગઈ હતી, અને તેમાં વળી સરદારો રાજ્યલોભને વશ થઈ નાના પ્રકારનાં કારસ્થાનો ચલાવતા હોવાથી જે સૈન્ય હતું તે પણ સુલ્તાનની આજ્ઞામાં નહોતું. મહારાષ્ટ્ર, ગુજરાત અને તેલંગણ આદિ દેશોના રાજાઓ વારંવાર બળવો જગાવતા હતા અને તેથી અલાઉદ્દીન એટલો બધો કંટાળી ગયો હતો કે, આ જગતમાં તેનો કોઇનામાં પણ વિશ્વાસ રહ્યો નહોતો.

અલાઉદ્દીનનો સ્વભાવ પ્રથમથી જ સંશયી તો હતો જ અને વળી મલેક કાફુરે પોતાના સ્વાર્થને સાધવામાટે આવી અવળી વાતો સમજાવીને બધા વિશે તેના મનમાં એવો તો સંશય ઠસાવી દીધો હતો કે, એ સંશય પિશાચના જાળમાં સપડાઇને અલાઉદ્દીને પોતાના મોટા પુત્રો અને પોતાની બેગમને તેઓ બાદશાહ વિરુદ્ધ કાવત્રાં કરે છે, એવી શંકાથી કારાગૃહમાં નખાવ્યાં હતાં, અને તે સુલ્તાન મલેક કાફૂરનો એ બદામનો બંદો ગુલામ બની ગયો હતો. મલેક કાફૂર કહે તે જ અલાઉદ્દીનની પૂર્વ દિશા હતી. મનમાં સંશયની અતિશય સબળતા થયાથી તે સર્વને પોતાના કાળસ્વરૂપ જોતો હતો અને કોઇ પણ સ્થાનમાં તેને શાંતિ કે સુખનો આસ્વાદ મળી શકતો નહોતો. તે મનમાં તો બહુ જ બળ્યા કરતો હતો, પણ હવે પોતાના હાથમાં એ દુ:ખને ટાળવાનો એક પણ ઉપાય ન રહેલો હોવાથી તેનાથી ઇચ્છા પ્રમાણેની એક પણ કૃતિ કરી શકાતી નહોતી.

જે દિલ્લીમાં એક વાર એક જ અલાઉદ્દીનની નિરંકુશ સત્તાનું વૈભવશાલિ સામ્રાજ્ય વિસ્તરેલું હતું, તે દિલ્લીમાં આપણી નવલકથાના સમયમાં જુદા જુદા સરદારો અને મુખ્યતઃ મલેક કાફૂરનાં કારસ્થાનોનું સામ્રાજ્ય પ્રસરેલું જોવામાં આવતું હતું. આ બધા દુ:ખોનો અગ્નિ તો પ્રથમથી જ સળગેલો હતો એવામાં મેવાડમાં હમ્મીરે મચાવેલી ધામધૂમના સમાચાર આવતાં તે અગ્નિમાં ઘૃત હોમાયા જેવું થયું, અને અલાઉદ્દીન એ દુ:ખના આઘાતથી ગાંડા જેવો બની ગયો અને પોતાના દેહભાનને પણ ભૂલી ગયો. આવી વસ્તુસ્થિતિ થયાથી અલાઉદ્દીન કોઈ

નવીન યુદ્ધ કરી શકે અથવા તો મેવાડમાં સારી વ્યવસ્થા કરી શકે, એ સર્વથા અશક્ય અને અસંભવિત જ હતું. અલાઉદ્દીન હવે પોતાનાં પૂર્વ કુકૃત્યોનું સ્મરણ કરીને પશ્ચાત્તાપના પાવકમાં બળ્યા કરતો હતો, પણ કોઈ કોઈ વાર પુનઃ તેના મનમાં કોપનો આવિર્ભાવ થતો હતો અને તે યુદ્ધ કરવાને ઇચ્છાવાન્ થતો હતો; પરન્તુ પરિસ્થિતિને જોતાં નિરાશ થતો હતો, હતાશ બની જતો હતો.*

---

* હમ્મીરના સમયમાં દિલ્લીના તખ્તપર અલાઉદ્દીન બાદશાહ હતો કે બીજો કોઈ શહનશાહ વિરાજતો હતો, એ વિશે ઇતિહાસોમાં પરસ્પર કેટલીક વિરુદ્ધતા જોવામાં આવે છે. 'રાજસ્થાન' નામક મેવાડના ઇતિહાસનો પ્રખ્યાત લેખક કર્નલ્ ટૉડ્ એમ લખે છે કે:

"...........and Maldeo himself carried the account of his loss to the Khilji King Mahmood, who had succeeded Alla."

એટલે કે, "માલદેવ પોતાને થયેલી હાનિના સમાચાર લઈને પોતે જ બાદશાહ મહમૂદ ખિલજી પાસે ગયો કે જે અલાઉદ્દીનના મરણ પછી તેના તખ્ત અને તાજનો માલેક થયો હતો."

પરંતુ મુસલ્માનોના રચેલા અને અંગ્રેજોએ લખેલા મુસલ્માની સત્તાના બીજા ઇતિહાસો આપણે વાંચીએ છીએ, ત્યારે આપણે એમ જોઇએ છીએ કે, ખીલજી વંશમાં મહમૂદ ખિલજી નામનો કોઈ દિલ્લીનો બાદશાહ થયો જ નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ટૉડ્ સાહેબને એ નામ કોણ જાણે કયાંથી મળી આવ્યું હશે, એની કલ્પના કરી શકાતી નથી. હવે ટૉડ્ સાહેબની તો ભૂલ નક્કી છે, પણ ત્યાર પછી એ હમ્મીરના વિષયમાં અન્ય લેખકોએ પણ 'રાજસ્થાન' ના આધારથી જે ગ્રંથો અત્યાર સુધીમાં લખ્યા છે, તે સર્વમાં પણ એ ભૂલ જેમની તેમ જ કાયમ રહેલી જોવામાં આવે છે અને તેથી આપણા લેખકો ઐતિહાસિક વિષયમાં વિશેષ શોધ કરતા નથી, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. હમ્મીરે અલાઉદ્દીનના જીવનકાળમાં જ ચિતોડની સત્તા પોતાના હાથમાં લઈ લીધી હતી એમ કેટલાક ઇતિહાસોથી સિદ્ધ છે અને તેથી અમે હમ્મીરની આ નવલકથામાં તેના સમકાલિન દિલ્લીપતિ તરીકે સુલ્તાન અલાઉદ્દીનનો જ સ્વીકાર કરેલો છે. જે. ટી. વ્હીલર સાહેબ પોતાના ઇતિહાસમાં એક સ્થળે લખે છે કે,

"The latter years of Alai-ud-din were disturbed by revolts and losses. Maharashtra, Guzerat, and Telingana were in frequent rebellion. The Rajpoots recovered Chitor. The Sultan grew sour and sucpicious of all around him, excepting Malik Kafur. He did whatever Malik Kafur told him. He imprisoned his queen and elder sons lest they should plot against him. He died in 1316. He is said to have been poisoned by Malik Kafur."

J. Talboys Wheeler's "The History of India under Mussulman Rule." P. 64.

જ્યારે પરમાત્મા અનુકૂલ હોય છે ત્યારે તે મનુષ્યને સર્વ વસ્તુઓની સ્વાભાવિક રીતે જ અનુકૂળતા થઈ પડે છે; એ લોકોક્તિ પ્રમાણે હમ્મીરને અલાઉદ્દીનની એ અવનતિની વેળા પણ બહુ જ અનુકૂળ થઈ પડી. દિલ્હીથી જો નવીન સૈન્ય ન આવે, તો માલદેવ કે બહરુદ્દીનખાનથી હમ્મીરના બળને દાબી શકાય એમ નહોતું. હમ્મીરનું બળ દિવસે દિવસે વધતું જતું હતું અને દિલ્હીમાં અલાઉદ્દીનનું તથા ચિતોડમાં માલદેવનું બળ દિવસે દિવસે ઘટતું જતું હતું. એથી હમ્મીરના ભાગ્યરૂપ આકાશમાં ઉન્નતિરૂપ રવિના ઉદયનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં.

જ્યારે અલાઉદ્દીનનું ખાનગી ફર્માન બહરુદ્દીનને મળ્યું ત્યારે તેના આનંદનો અવધિ થયો અને એ શાહી ફર્માનને પોતાનું એક હથિયાર બનાવીને તેણે

---

એનો ભાવાર્થ એવો થાય છે કે:—"અલાઉદ્દીનની અવસ્થાનાં અંતિમ વર્ષો હાનિઓ અને બળવાઓના કારણથી બહુ જ કષ્ટમાં વીત્યાં હતાં. મહારાષ્ટ્ર, ગુજરાત અને તેલંગણમાં વારંવાર બળવો થયા કરતો હતો. રાજપૂતોએ ચિતોડ પાછું પોતાના તાબામાં કરી લીધું હતું. સુલ્તાન એક મલેક કાફૂર વિના બીજા બધા માટે શંકાશીલ બની ગયો હતો. મલેક કાફૂર તેને જે કાંઈ પણ કહેતો હતો તે પ્રમાણે જ તે વર્તતો હતો. પોતાની બેગમ અને બે મોટા છોકરાને તેણે કેદ કર્યા હતા; કારણ કે, તેમ ન કર્યાથી તેઓ તેના વિરુદ્ધ કાવત્રાં કરે, એવો તેને સંશય હતો. તે ઇ. સ. ૧૩૧૬ માં સ્વર્ગવાસી થયો. તેને મલેક કાફૂરે વિષપ્રયોગથી માર્યો હતો, એમ કહેવામાં આવે છે."

એ તો બધા ઇતિહાસકારો કહે છે કે, ચિતોડમાં પદ્મિનીના કારણથી જોહાર થયો તે વેળાએ એટલે કે ઇ. સ. ૧૩૦૩ માં હમ્મીરની અવસ્થા બાર કે તેર વર્ષની હતી, અને અલાઉદ્દીનનું મરણ ઇ. સ. ૧૩૧૬માં થયું, તે પહેલાં હમ્મીરે ચિતોડ પાછું લીધું હતું. તો ચિતોડ પાછું લેતી વેળાએ હમ્મીરનું વય ત્રેવીસ ચોવીસ વર્ષનું તો હોવું જ જોઇએ. એ કારણથી અલાઉદ્દીન પછી હમ્મીરના સમયમાં બીજો બાદશાહ કલ્પવાની અગત્ય રહેતી નથી. વળી અલાઉદ્દીનના મરણ પછી ખિલજી વંશમાં એવી તો મારામારી ને કાપાકાપી ચાલી હતી કે કોઈ પણ બાદશાહે એક વર્ષ પણ બાદશાહી ભોગવી નહોતી અને એવી જ રીતે ખિલજી વંશનો અંત આવી ગયો હતો. હમ્મીરના સમયમાં અલાઉદ્દીનને જ બાદશાહ તરીકે કાયમ રાખ્યાથી બીજી પણ એક સારી વાત જાણવાનો પ્રસંગ મળે છે: જે અલાઉદ્દીને અત્યંત અત્યાચાર કરી જૂદા જૂદા દેશો મેળવ્યા હતા, તે દેશોના પુરાતન સ્વામીઓએ તેને નિર્બળ થયેલો જોઈ તેના સમયમાં જ પોતાના દેશોને પોતાના તાબામાં લઈ લીધા. એથી 'બળાત્કારનું બળ અઢી દિવસ જ ટકી શકે છે,' એનો અલાઉદ્દીનને પ્રત્યક્ષ અનુભવ મળ્યો, અને તે પશ્ચાત્તાપ કરતો દુર્દશામાં જ મરી ગયો; એ ચિત્ર વાચકોના મનમાં જે એક અલૌકિક ભાવના ઉત્પન્ન કરી શકે છે, તે ટૉડનો કાલ્પનિક મહમૂદ ખિલજી કરી શકતો નથી. તેમ જ એથી ઇતિહાસના સત્યનો પણ વિપર્યાસ થાય છે. ટૉડની બીજી પણ કેટલીક ભૂલો આ નવલકથામાં સુધારવામાં આવી છે અને તે વાચકોના જોવામાં આવશે જ એટલે વિશેષ લખવું ઉચિત નથી.

પોતાનાં એક સ્વાર્થને સિદ્ધ કરવાનો મનમાં નિર્ધાર કર્યો. તે માલદેવ પાસે જવાનો વિચાર કરવા લાગ્યો.



## તૃતીય પરિચ્છેદ

## સ્નેહસંગીત

ચિતોડના રાજમહાલયના અંતઃપુર સાથે મળેલું એક રમણીય ઉદ્યાન હતું કુમારીએ પોતાનાં માતાપિતાને આગ્રહ કરીને એ ઉદ્યાનની રચના કરાવી હતી. એ ઉદ્યાનની સંભાળ કુમારીની માતા પોતાના હાથેજ કરતી હતી, અને કુમારી તે સમયે અલ્પવયસ્કા બાલિકા હોવાથી માતાની આંગળી ઝાલીને ઉદ્યાનમાં આમતેમ ફરવામાંજ પરમ આનંદ માનતી હતી. એ ઉદ્યાન તે કુમારીના બાલ્યકાળનું ખેલવાનું સ્થાન હતું. તે પોતાની સમવયસ્ક સખીઓ સંગે એ ઉદ્યાનમાં રમ્યા કરતી હતી. એ બાલ્યાવસ્થાની ઘટનાને ઘણો કાળ વીતી ગયો હતો અને સાથે સાથે કુમારીના સુખના દિવસો પણ વીતી ગયા હતા. અત્યારે તેની તે સ્નેહમયી માતા આ સંસારમાં નહોતી અને તે સાથે રમવાવાળી બાળાઓ પણ પરણીને ભિન્ન ભિન્ન સ્થાને પોતાના પતિને ત્યાં જતી રહી હતી. હવે કુમારી પાસે બાલ્યાવસ્થાનું સુખ અને શાંતિથી ભરેલું નિર્વિકાર હૃદય પણ નહોતું. માતાની આંગળી ઝાલીને બાલ્યાવસ્થામાં જે સમયે કુમારી અડધા ખીલેલા ગુલાબના ફૂલ પ્રમાણે બગીચામાં આમતેમ નાચતી ને કૂદતી ફર્યા કરતી હતી, તે સમયે એ આનન્દમયી બાલિકાની આવી દુર્દશા થઈ જશે, અને એને સંસારસુખનો સ્વાદ જરા પણ નહિ મળે, એવી કોઇને સ્વપ્નમાં પણ કલ્પના થઇ હશે ખરી કે? બાલિકા કુમારી પોતાની સખીઓ સાથે જે સમયે સુમનોદ્યાનમાં લપાઈ છુપાઇને ખેલ કરતી હતી તે સમયે એ રૂપસુંદરી બાલિકા કોઈ રાજમહાલયની શોભાને વધારવાને બદલે બાલ્યાવસ્થામાંજ વિવાહિતા થઇને બાલવિધવા થશે અને ઓરમાન માતાના અસહ્ય ત્રાસનું બલિદાન થઈ પડશે; એવો કોઇને જરા પણ ભાસ હશે ખરો કે? ક્યાંથી હોય? છતાં પણ પરિણામ એવું વિપરીત આવ્યું હતું. એ જ આ સંસારની વિલક્ષણતા અને ઈશ્વર કૃતિની અગમ્યતા!

હતભાગિની બાળા પિતાના અંતઃપુરમાંની અનેક આપદાઓને અવનત મસ્તકે સહન કરીને પોતાની માતાના સ્મરણચિન્હ સ્વરૂપ તે ઉદ્યાનમાંના કુણ્ડના સોપાનપર માધવી લતાની શીતળ છાયામાં એકલી બેસીને પોતાના ગત સુખોનું વારંવાર સ્મરણ કર્યા કરતી હતી. આજે એ યુવતી કુમારી બહુ વાર સુધી ગુપચુપ તે માધવી લતાની શીતળ છાયામાં કુણ્ડના સોપાનપર બેસી રહી હતી, અને નેત્રોમાંથી નીર વર્ષાવીને પોતાના હૃદયમાંના બળતા અગ્નિને બુઝાવવાનો પ્રયત્ન કરી રહી હતી. સૂર્ય તો પશ્ચિમ દિશામાં અસ્ત થઈ ચૂકયો હતો. ધીમે ધીમે અન્ધકાર અને તેની સાથે સાથે ભયંકર નિઃસ્તબ્ધતાનો વિશ્વમાં વિસ્તાર વધતો જતો હતો; પરન્તુ કુમારીના પ્રાણ આ પૃથ્વીને ત્યાગીને અન્ય અનેક રાજ્યોમાં ભમ્યા કરતા હતા. ભગવાન્ ભાસ્કરનો અસ્ત

થયો હતો, એની એ યુવતીને જરા પણ શુદ્ધિ રહી નહોતી. મહા ગંભીર અને ગહન ચિન્તામાં નિમગ્ન થયાથી અલ્પ સમયને માટે એ પોતાની સાવકી માતાની કોપ અને તિરસ્કારભરેલી દૃષ્ટિને પણ ભૂલી ગઈ હતી. આજે તે પોતાની સ્વર્ગવાસિની માતાના સ્મરણને બદલે અન્ય કોઈ વિશેષ આદરણીય વ્યક્તિના સ્મરણમાં જ નિમગ્ન થયેલી હતી. હમ્મીરની સ્મૃતિ તે રમણીના હૃદયમાંથી એક પળને માટે પણ દૂર થતી નહોતી.

કુમારીને અંતઃપુરમાંથી નીકળ્યાને ઘણો વખત થઈ ગયો હતો. રાત વધારે વીતેલી જોઇને લક્ષ્મી કુમારીકાને શોધવા નીકળી. લક્ષ્મી કાંઇક દૂરના સંબંધથી રાજા માલદેવની ભત્રીજી થતી હતી. લક્ષ્મીનાં માતાપિતાનો તેની બાલ્યાવસ્થામાં જ પરલોકવાસ થયેલો હોવાથી માલદેવે અનુગ્રહપૂર્વક તેને પોતાના ગૃહમાં રાખી લીધી હતી. લક્ષ્મી રૂપ અને ગુણમાં ઉત્તમ હતી અને માલદેવે તેનો વિવાહ પણ કરી આપ્યો હતો. ભગિનીસમાન અથવા સખીસમાન માલદેવના અંતઃપુરમાં, જો કોઈ પણ દુઃખિની કુમારીને ધૈર્ય અને શાંતિ આપનાર મનુષ્યપ્રાણી હોય તો તે એક માત્ર લક્ષ્મી જ હતી. ઘણીક વાર કુમારી પોતાના મનની બધી વાતો લક્ષ્મીને કહી દેતી હતી અને એથી તેના હૃદયનો કેટલોક ભાર ઓછો થયાથી તેને શાંતિનો અનુભવ થતો હતો. એ જ કારણથી આજે લક્ષ્મી ઘણી વાર વાટ જોવા છતાં પોતાની પ્રિય સખીને અંતઃપુરમાં ન જોયાથી તેને શોધતી શોધતી બગીચામાં આવી પહોંચી હતી. લક્ષ્મીએ ત્યાં આવીને જોયું તો કુમારી રોતી રોતી એક ગાયન ગાવામાં નિમગ્ન થઈ ગઈ હતી. તે કરુણામય સ્નેહસંગીત સાંભળીને લક્ષ્મીના હૃદયમાં એક પ્રકારનો અગમ્ય આઘાત થયો અને બહુ જ ધીમા પગલાંથી તે કુમારીની પીઠ પાછળ આવીને ઊભી રહી. કુમારીને લક્ષ્મીના આગમનનું જરા પણ ભાન નહોતું. તે દુઃખિની અને ઉન્માદિની સમાન ભાવથી પોતાના સંગીતને લલકારીને ગાવા લાગી. લક્ષ્મી પોતાનાં નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતી મૂક મુખે તે સંગીત સાંભળવા લાગી. તે સંગીત નીચે પ્રમાણે હતુંઃ—

**ગજલ**

"મહબ્બત ઉસ સનમકી મુદ્દતોંસે દિલમેં બસ્તી હય,
ખુદાકી શાન કાબેમેં અજાયબ બુતપરસ્તી હય;
હુઆ હય જબસે સોદા ઉસ અદૂએ કૂએ જાનાકા,
દિલે ચયદાકો મેરે ઝુલ્ફ નાગન બનકે ડસ્તી હય;
દુરંગી આઇના દિખલા રહી હય દેખો અય આકિલ,
ઉધર નકશા અદમકા હય ઇધર તસ્વીરે હસ્તી હય;
રેહા કરદે અરે સૈયાદ ગુલ્શનમેં બહાર આઈ,
કફસમેં દીદે ગુલ્કે વાસ્તે બુલબુલ તરસ્તી હય;
મુલયમાં નેકોબદકા હાલ ઇસ જાઆકે ખુલતા હય,
યે દુનિયા એક કસોટી હય ખરે ખોટેકો કસ્તી હય."

અહીં કદાચિત્ કેટલાંક પાઠકો તથા પાઠિકાઓ સંશય કરશે કે, કુમારી એક રાજપૂત રમણી હોવા છતાં તેના મુખમાં આ ઉર્દૂ સંગીત ક્યાંથી ? તો એ સંશયનું

નિવારણ કરવામાટે અમારે જણાવવું જોઇએ કે, માલદેવ અલાઉદ્દીનનો દાસ હોવાથી જે કેટલાક મુસલ્માન અધિકારીઓ પણ ચિતોડમાં આવી વસેલા હતા. તેમની સ્ત્રીઓ વારંવાર માલદેવના અંત:પુરમાં આવતી હોવાથી અને તેમનામાં સંગીત કળાની વિશેષ પ્રિયતા હોવાથી કુમારીએ પોતાના મનોરંજનમાટે ફારસી ભાષાની કેટલીક ગજલો તેમની પાસેથી શીખી લીધી હતી. હમણા તેણે જે સંગીત ગાયું હતું તે મૂળ ફારસી ભાષાનું જ હતું; પણ કેટલાંક પાઠકો તથા પાઠિકાઓ કદાચિત્ તે ભાષા ન પણ સમજી શકતાં હોય એટલામાટે અહીં તે સંગીતનો ઉર્દુ અનુવાદ જ આપવામાં આવ્યો છે.

સંગીતની સમાપ્તિ કરવા સાથે જ કુમારીએ ચકિત થઇને એકાએક પાછળ નજર નાખી, અને ત્યાં શું જોયું? તેની હૃદયસખી લક્ષ્મી નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતી સાક્ષાત્ લક્ષ્મીદેવી પ્રમાણે જ નિશ્ચેષ્ટ ઊભી હતી. પોતાની એ પ્રાણપ્રિય સહચરીને જોતાં જ કુમારી એકદમ ઉઠીને તેને ગળે બાઝી પડી અને તેના વક્ષ:સ્થળપર પોતાનું મસ્તક રાખીને ડુસકાં ભરીભરીને રોવા લાગી.

ઘણીક વાર સુધી એવી રીતે બન્ને સખીઓ રડતી ત્યાં ને ત્યાં જ ઊભી રહી. ત્યાર પછી રાત બહુ વીતવાથી લક્ષ્મી રોતીરોતી કુમારીની હડપચીને જમણા હાથની આંગળીઓથી ઝાલી ડાબા હાથમાં પાલવ લઇ તેવડે તેનાં આંસૂ લૂછતીલૂછતી કહેવા લાગી કે, "બહેન! હવે ચાલો; કારણ કે, રાત એક પ્રહર જેટલી વીતી જવા આવી છે. એટલામાટે આપણે હવે સત્વર જ અંત:પુરમાં જઇ પહોંચવું જોઇએ."

"અંત:પુર સધવા સુંદરીઓમાટે હોય છે, વિધવા સુંદરીઓનો અંત:પુરમાં નિવાસ કરવાનો અધિકાર નથી; એટલામાટે તારે એમ જ કહેવું જોઇએ કે, આપણે હવે અંતર્દાહપુર અથવા સ્મશાનપુરમાં જ ચાલવું જોઇએ," એમ કહીને પુન: નયનોમાંથી શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ વર્ષાવતી કુમારી ત્યાંથી ચાલવાની તૈયારી કરવા લાગી, પરંતુ અંત:પુર તરફ જવાને તેનો પગ ત્યાંથી ઉપડી શક્યો નહિ.

લક્ષ્મી પોતાના મનમાં કહેવા લાગી કે, "યૌવનાવસ્થા અને પ્રેમવિકારનો આવો જ પ્રતાપ અને આવો જ પ્રભાવ હોય છે. ધન્ય છે, કન્દર્પરાજ! તમારી જગન્મોહિની અગમ્ય લીલાને! સત્ય જ કહ્યું છે કે, 'कन्दर्पदर्पदलने विरला मनुष्याः' કામવિકારને જીતવાની શક્તિ ધરાવનાર મનુષ્ય વિરલ જ હોય છે."

બન્ને સખીઓ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના અંત:પુરમાં આવી પહોંચી. ત્યાં રાત્રે સુખશય્યામાં પડવા છતાં ઉભય સખીઓનાં નેત્રોમાં નિદ્રા આવી નહિ. કુમારીની અસ્વસ્થતાનો હેતુ સ્નેહોન્માદ હતો અને લક્ષ્મીનું હૃદય સખીની મનોવ્યથાના વિચારમાં પડેલું હોવાથી તેને અનિદ્રાનો વિકાર થયો હતો.

## ચતુર્થ પરિચ્છેદ

## ભયંકર યાચના અને ધર્મસંકટ

જે સમયે કુમારી પોતાના ઉદ્યાનમાં સ્નેહસંગીત ગાવામાં તલ્લીન થયેલી હતી, તે સમયે માલદેવ દિલ્હીથી આવેલા મેવાડની વ્યવસ્થામાટેના બાદશાહી

ફર્માનને વાંચી નાના પ્રકારના તર્કવિતર્કના વ્યવસાયમાં તલ્લીન થયો હતો. એટલામાં અચાનક એક અનુચરના આવવાથી તેની વિચારનિદ્રાનો ભંગ થયો. તેણે અનુચરને ગંભીરતાથી જ પ્રશ્ન કર્યો કે, "કેમ, શામાટે આવ્યો છે ?"

"નાયબ સુબેદાર બદરૂદ્દીનખાન બહાર આવી ઉભા છે અને આપને મળવા માગે છે," અનુચરે ઉત્તર આપ્યું.

જો કે બદરૂદ્દીનખાન તેનાથી ઉતરતી પદવીનો અધિકારી હતો છતાં તે બાદશાહનો જાતિબંધુ હોવાથી માલદેવને તેનું પોતા કરતાં પણ વધારે માન જાળવવું પડતું હતું. તેના આવવાની ખબર સાંભળીને અનુચરને કાંઇ પણ ન કહેતાં માલદેવ પોતે જ આસનપરથી ઉઠયો, અને દ્વાર સુધી તેના સત્કારમાટે સામો ગયો. સલામ વાલેકુમ સલામ થયા પછી તે બદરૂદ્દીનને પોતાના બેસવાના ઓરડામાં લઈ આવ્યો, અને ત્યાં તેને આસન આપી બેસાડ્યા પછી તેણે વિનયથી પૂછ્યું કે, "કેમ, ખાનસાહેબ ! કાંઈ અત્યારે અચાનક પધારવું થયું ?"

"દિલ્લીથી આવેલું બાદશાહી ફર્માન તો આપને મળ્યું હશે જ," બદરૂદ્દીનખાને સંભાષણનું મંગલાચરણ કરતાં કહ્યું.

"જી હા. આવ્યું છે અને તમે પધાર્યા તે વેળાએ હું તેના વિચારમાં જ બેઠો હતો," માલદેવે જણાવ્યું.

"મારાપર પણ તેવું જ એક ખાનગી ફર્માન આવેલું છે અને તેથી એ વિશેની વાતચીત કરવામાટે જ હું અહીં આવ્યો છું. હવે હું આપને એમ પૂછવા માગું છું કે, હમ્મીરે જે ઉપદ્રવ કરવા માંડ્યો છે તેને દાબી દેવાના આપ શા પ્રયત્નો કરવા માગો છો ?" બદરૂદ્દીનખાને અકડાઇથી પૂછ્યું.

"આપણા સૈન્યમાં સૈનિકોની સંખ્યા ઘણી જ ઓછી છે અને હમ્મીરના પક્ષમાં ભિલ્લ સૈનિકોની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. વળી ભિલ્લો અને રાજપૂતો મેવાડના પહાડી પ્રદેશોથી જાણીતા હોવાથી આપણા અજાણ્યા સૈનિકો તેમની સામા લડવામાં ફાવી શકતા નથી. એક બે વાર દિલ્લી મેં વધારે સૈન્ય મોકલવા લખ્યું હતું, પણ ત્યાંથી પણ કાંઈ મદદ કે કુમક આવી નથી. એટલે હવે દુશ્મનોને દાબી દેવાના શા ઉપાયો કરવા એના જ વિચારમાં હું પડી ગયો છું. તમે પણ બાદશાહના હિતેષી છો, એટલે જો કોઈ ઉપાય તમને સુઝતો હોય તો તમે જ બતાવો," માલદેવે સત્ય સ્થિતિનું દર્શન કરાવીને કહ્યું.

"હું પ્રથમથી જ જાણતો હતો કે, આપ આવો જ જવાબ આપશો. મહારાજ માલદેવ ! આપ ભલે કોઈ પણ કારણથી દુશ્મનોને દાબી દેવાને શક્તિમાન્ ન થતા હો, છતાં દિલ્લીમાં બાદશાહના દરબારમાં એનો જૂદો જ અર્થ ઊઠાવવામાં આવ્યો છે, અને મને ભય છે કે, એથી કદાચિત્ પરિણામે આપને હાનિ ભોગવવી પડશે," બદરૂદ્દીને કહ્યું.

"મારી એ શાંતિનો બાદશાહના દરબારમાં એવો શો જૂદો અર્થ ઊઠાવવામાં આવ્યો છે તે અડચણ ન હોય તો કૃપા કરીને જણાવશો ?" માલદેવે વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

"એ જ કે, માલદેવ પોતે રાજપૂત હોવાથી રાજપૂત હમ્મીર સાથે અંદરખાનેથી મળી ગયા છે અને તેથી જ મેવાડમાં મુસલ્માનોની સત્તા આવી રીતે દિવસે દિવસે નિર્બળ અને ન્યૂન થતી જાય છે," બદરૂદ્દીને ભડકાવનારી ખબર સંભળાવી.

"જે વૃક્ષનું બીજ પણ નથી વવાયું તેનું કાલ્પનિક વૃક્ષ ઊભું કરાય ત્યાં સત્યની પ્રતિષ્ઠા જ શી જળવાય?" માલદેવે મર્મથી કહ્યું.

"એ સંશય સત્ય હોય કે અસત્ય, પણ આપે હવે સુબેદારીથી હાથ ઊઠાવીને જ બેસવાનું છે," બહરુદ્દીને વાણીનો બીજો આઘાત કર્યો.

"હું જો શત્રુ સાથે મિત્રતા કરી સ્વામિદ્રોહનો અપરાધી નથી, તો પછી મારે પદભ્રષ્ટ થવાનો ભય રાખવાની કશી પણ અગત્ય નથી. આ સંશય તમારા મનમાં વિના કારણ જ ઉત્પન્ન થયો છે," માલદેવે હસીને વાતને ઊડાવી નાખવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"આ સંશય વિના કારણ મારા મનમાં ઉત્પન્ન થયો નથી, કિન્તુ હું જે કહું છું તે મજબૂત પૂરાવા સાથે જ કહું છું. જો આપનો મારા વચનમાં વિશ્વાસ ન બંધાતો હોય તો જુઓ આ દિલ્હીથી મારાપર આવેલું બાદશાહનું ખાનગી ફર્માન," એમ કહીને બહરુદ્દીને એક કાગળનો લખોટો માલદેવના હાથમાં આપ્યો અને પાછું કહ્યું કે, "જો આપ યોગ્ય વ્યવસ્થા ન કરી શકો અને મારા મનમાં આપના વર્તન વિશે શંકા હોય, તો મને આપને પદભ્રષ્ટ કરવાની અને આપનો અધિકાર મારા હાથમાં લેવાની સદર પરવાનગી આપવામાં આવી છે. હું આપને જ્યારે ઈચ્છું ત્યારે પદભ્રષ્ટ કરીને મેવાડનો સુબેદાર થઈ શકું એમ છે."

માલદેવે તે બાદશાહી ફર્માન વાંચ્યું અને તેના મનમાં એથી શોક અને ખેદનો ભયંકર આઘાત થયો. છતાં એ શોકની છાયાને મુખમંડળમાં પ્રકટ ન થવા દેતાં તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે, "બહરુદ્દીનખાન! દિલ્હીથી મારામાટે આવો સરપાવ આવશે અને મારી જાતિનો તથા મારા દેશનો દ્રોહ કરીને મેં બાદશાહનું દાસત્વ સ્વીકાર્યું તેનો મને આવો બદલો મળશે, એવી સ્વપ્નમાં પણ મેં કલ્પના કરી નહોતી. આવા કટાકટીના સમયમાં તમે પોતે પણ સુબેદાર થઇને શી વ્યવસ્થા કરશો અને મેવાડમાં કેવી રીતે શાંતિ પ્રસરાવશો, એ હું સમજી શકતો નથી."

"હું મેવાડમાં શાંતિનો પ્રસાર કરી શકું છું કે નહિ, એ તો હું જ્યારે સુબેદારની પદવીપર આવીશ, ત્યારે જ લોકો જોઈ શકશે. પણ આપને વિના કારણ ત્રાસ આપવાનો મારો વિચાર નથી. જો આપ માન્ય કરો તો આપની પદવી પણ ન જાય અને બાદશાહનો આપમાં હતો તેના કરતાં બમણો વિશ્વાસ તથા પ્રેમ બંધાય એવો ઉપાય આપને હું બતાવું. મારી તો એવી જ ઇચ્છા છે કે, આપણો મૈત્રીસંબંધ વધારે દૃઢ થાય અને આપણે એકબીજાના સુખ-દુ:ખના ભાગીદાર બની રહીએ," બહરુદ્દીનખાને પ્રપંચજાળનો વિસ્તાર કરવાની શરૂઆત કરતાં કહ્યું.

"ભલે, બતાવો. જો આપનો ઉપદેશ યોગ્ય હશે તો અવશ્ય હું તે પ્રમાણે વર્તીશ," માલદેવે ગંભીરતાથી કહ્યું.

"તો મારી એ સલાહ છે કે, આપની પુત્રી કુંવારી બેઠી છે અને તેની પરણવાની ઉમ્મર પણ થઇ ગઇ છે. એટલે જો આપ પોતાની પુત્રીને કોઈ મુસલમાન સરદાર સાથે પરણાવી દેશો, તો દિલ્હીમાં બાદશાહ તથા બીજા મુસલમાન સરદારોનો આપની સ્વામિનિષ્ઠામાં પૂરેપૂરો વિશ્વાસ બંધાશે, અને

કદાચિત્ બાદશાહ આમને આના કરતાં પણ કોઈ મોટી પદવીપર ચઢાવશે," ધીમેથી બદરુદ્દીને પોતાના સ્વાર્થને સિદ્ધ કરનારો ઉપદેશ આપ્યો.

માલદેવના હૃદયમાં એ વચનો સાંભળીને વજ્રના આઘાત સમાન આઘાત થયો અને કોપનો અગ્નિ તેના અંગેઅંગમાં વ્યાપી ગયો. પરંતુ માલદેવ રાજનીતિજ્ઞ અને કારસ્થાનપટુ હોવાથી પોતાના તે કોપના આવેશને વ્યક્ત થવા ન દેતાં તેણે ગંભીર મુદ્રાથી ખાનને ઉદ્દેશીને કહ્યું કે, "બદરુદ્દીનખાન! તમારો આ ઉપદેશ ખરેખર અમૂલ્ય છે; પણ વિચાર એ થાય છે કે, મારી પુત્રી કયા મુસલ્માન સરદારને પરણાવવી? હું રાજપૂત હોવાથી અને વળી અલાઉદ્દીન બાદશાહનો કૃપાપાત્ર હોવાથી કોઈ પણ મુસલ્માન સરદાર મારી દીકરીનું માગું કરી શકવાનો નથી જ; અને હું પોતે જ જો મારી છોકરીમાટે મુસલ્માન વર શોધવાને નીકળું તો સંસારમાં મારી અપકીર્ત્તિ થાય. એટલે તમારા ઉપદેશ પ્રમાણેનો યોગ કેવી રીતે અને કેમ કરીને આણી શકાય વારુ?"

એના માટે આપે જરા પણ ચિન્તા કરવી નહિ. આપનું હિત જળવાતું હોય અને આપની પદવી કાયમ રહેતી હોય, તો હું પોતે જ આપની પુત્રીની માગણી કરવાને તૈયાર છું. એથી બાદશાહની આપપર વિશેષ કૃપા થશે, આપણો સ્નેહસંબંધ ગાઢો થશે અને આપની પુત્રી પણ સુખી થશે," બદરુદ્દીનખાને પોતાના મનનો ભાવ જણાવ્યો.

"શું ત્યારે ખરેખર આપ મારી પુત્રીનો હાથ ઝાલવાને તૈયાર છો? કે આ હાસ્યવિનોદ કરો છો?" માલદેવે ભ્રકુટીને વક્ર કરીને ઊંડા ભાવથી પ્રશ્ન કર્યો.

"જી હા, હું આ શબ્દો અંતઃકરણની ઇચ્છા અને પ્રીતિથી જ ઉચ્ચારું છું. આવા ગંભીર વિષયોમાં હાસ્યવિનોદ કરવાને હું એક પ્રકારનું ભયંકર પાપ સમજું છું. છે, આપની ઇચ્છા?" બદરુદ્દીનખાને પોતાના વચનની સત્યતાને સિદ્ધ કરીને કહ્યું.

માલદેવ ગહન વિચારમાં પડી ગયો. તેણે તરત કશો પણ જવાબ આપ્યો નહિ. એવી રીતે મૌન્યમાં ને મૌન્યમાં ઘણો વખત વીતી જતાં અંતે બદરુદ્દીનખાને અધીર બનીને પૂછ્યું કે, "કેમ સુબેદાર સાહેબ! શા વિચારમાં પડી ગયા છો?"

"વિચાર બીજો કાંઈ પણ નથી; એ જ વિચાર થયા કરે છે કે, કુમારી કોઈ મુસલ્માન સાથે લગ્ન સંબંધ કરવાને તૈયાર થશે કે કેમ? કારણ કે, અમારી રાજપૂત સ્ત્રીઓ બહુ જ હઠીલી હોય છે અને એ વાત તમે પોતે પણ સારી રીતે જાણો જ છો. એટલામાટે હું મારી સ્ત્રી અને પુત્રીની અનુમતિ લીધા પછી આ બાબતનો તમને જવાબ આપીશ. હાલ ચાર દિવસ ધૈર્ય ધારણ કરો. ઈશ્વર કરશે તો સઉ સારું થશે," માલદેવે બહુ જ પ્રજ્ઞતાપૂર્ણ ઉત્તર આપીને ખાનના મનનું સમાધાન કર્યું.

"મને એની કશી પણ ઉતાવળ નથી; કારણ કે, એ કાર્યમાં મારા લાભ કરતાં આપનો પોતાનો જ વધારે લાભ સમાયલો છે. આપ જ્યારે આજ્ઞા કરશો ત્યારે માગું કરવાને હું તૈયાર છું," બદરુદ્દીને બહારથી બેપરવાઇનો ડોળ બતાવ્યો.

"હું તમારી આ ઉદારતા અને અનુકમ્પામાટે તમારો હૃદયપૂર્વક આભાર માનું છું," માલદેવે કટાક્ષમય આભાર માન્યો.

"ત્યારે હવે અત્યારે તો હું રજા લઇશ, બંદગી," બદરૂદ્દીને આસનપરથી ઊઠીને શિષ્ટાચાર કર્યો.

"આદાબ," માલદેવે કહ્યું.

બદરૂદ્દીનખાન ચાલ્યો ગયો. તેને દરવાજા સુધી પહોંચાડીને માલદેવ પાછો ઓરડામાં આવી દિગ્મૂઢ જેવો બની આમતેમ ફરવા લાગ્યો. કોપથી તેનું મુખમંડળ રક્ત વર્ણું બની ગયું હતું અને તેનાં નેત્રોમાંથી આગની ચિંગારીઓ નીકળ્યા કરતી હતી. તે ત્વેષમાં આવીને આત્મગત કહેવા લાગ્યો કે, "માલદેવ! તેં બાદશાહનું દાસત્વ સ્વીકાર્યું એટલે તું નીચ અને કુલાંગાર તો થઈ જ ચૂક્યો! પરંતુ હવે તો એ નીચતાની પણ નીચે પડવાનો તારો વખત આવી લાગ્યો છે. એક સાધારણ પદવીના મુસલ્માને તારી પુત્રીના હસ્તની યાચના કરીને તારા વંશને અને તારી પવિત્ર જાતિને ભ્રષ્ટ કરવાની ઇચ્છા કરી છે. હાય, આ આઘાત સહન કરવાનો સમય આવ્યો, તેના કરતાં મરણ આવ્યું હોત તો વધારે સારું હતું. દિલ્લીથી તારા માટે આવું ગુપ્ત ફર્માન આવ્યું છે, એમાં અવશ્ય કોઈનું કાંઇ પણ કારસ્થાન હોવું જ જોઇએ. ઠીક છે, જે થવાનું હશે તે થશે; પણ રાણીની સલાહ તો લઉં, અને તે શું કહે છે તે સાંભળું તો ખરો."

તે તરત ત્યાંથી પોતાના અંતઃપુરમાં ચાલ્યો ગયો. રાણી કમળાવતી ત્યાં પોતાના પતિના આગમનની માર્ગપ્રતીક્ષા કરતી જ બેઠી હતી.



## પંચમ પરિચ્છેદ
## સાવકી માતા

માલદેવ કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના પલંગપર બેસી ગયો અને મનમાં ને મનમાં જ કાંઇ વિચાર કરવા લાગ્યો. પોતાના પતિના આજના વિલક્ષણ સ્વરૂપને જોઇને રાણી કમળાવતી નમ્રતાપૂર્વક સ્ત્રી-ઉચિત હાવભાવથી પૂછવા લાગી કે, "પ્રાણનાથ! આજે આમ આટલા બધા ઉદાસીન અને કોપાતુર કેમ દેખાઓ છો વારુ? હજી આપ જમ્યા પણ નથી, માટે ચાલો પ્રથમ ભોજન કરી લ્યો, એટલે પછી શાંત થઇને આપણે વાતચીત કરીશું."

"રાણી! આજે મારી ક્ષુધાનો લોપ થયો છે; કારણ કે, ઉદરમાં ભોજનના સ્થાને કોપ અને તિરસ્કારનો ભંડાર ભરાઈ ગયો છે. જાતિદ્રોહી બનીને અત્યાર સુધી બાદશાહનું જે પાપપૂર્ણ ભોજન આપણે જમ્યા છીએ તેનું પીડાકારક પરિણામ ભોગવવાનો પ્રસંગ હવે આવી લાગ્યો છે. સર્વ પાપી પ્રાણીઓને મરણ પછી નરકવાસ ભોગવવો પડે છે, પણ આપણને આ જીવનમાં જ નરકવાસ ભોગવવો પડશે કે શું, એવો મારા મનમાં ભય થયા કરે છે," માલદેવે વિચિત્ર ખેદભરેલા શબ્દોમાં પોતાની સ્થિતિનું વર્ણન કર્યું.

"હૃદયેશ્વર! આપનું બોલવું જરાય મારા સમજવામાં આવી શકતું નથી. આપના બોલવાનો શો ભાવાર્થ છે, તે કૃપા કરીને સ્પષ્ટતાથી સંભળાવો. મને તો એમ જ લાગે છે કે, આજે આપને કાંઇક ઉન્માદ થયો છે," રાણી કમળાવતીએ કહ્યું.

"ખરી વાત છે, મને ઉન્માદ જ થયો છે. કોઈને હર્ષનો ઉન્માદ થાય છે, અને કોઇને શોકનો ઉન્માદ થાય છે. મને આજે શોકના ઉન્માદનો બળગાડ થયો છે! રાણી! બાદશાહના દરબારમાં કોઇએ મારા વિરુદ્ધ કારસ્થાન રચ્યું છે અને મને પદભ્રષ્ટ કરવામાટેનું બદરુદ્દીનને શાહનું ખાનગી ફર્માન પણ આવી ગયું છે. મારી પદવીને અને બાદશાહની આપણાપરની કૃપાને કાયમ રાખવાનો કેવળ એક જ ઉપાય બાકી છે," માલદેવે શોકનું કારણ જણાવ્યું.

"તે શો ઉપાય છે?" રાણીએ આતુરતાથી પૂછ્યું.

"એ કે, બદરુદ્દીન સાથે આપણી કુમારીનો વિવાહ સંબંધ કરી આપવો." માલદેવે કહ્યું.

"જો આપણી કુમારીનો બદરુદ્દીન સાથે વિવાહ સંબંધ કરી આપીએ તો જ આ પદવી અને બાદશાહની કૃપા કાયમ રહે એવું તે શું કારસ્થાન રચાયું છે તે જણાવશો?" રાણીએ ઊંડો સવાલ પૂછ્યો.

"મેવાડમાં હમ્મીરે બહુ જ ઉપદ્રવ મચાવવા માંડ્યો છે અને બાદશાહી ખજાનાને લૂટી મુસલ્માનોના વધનો એક સરખો સપાટો ચલાવ્યો છે; એટલે એથી હું હમ્મીર સાથે અંદરખાનેથી મળેલો છું એવો બાદશાહને સંશય થયો છે, અને એટલામાટે જ મને પદભ્રષ્ટ કરવાની ખાનગી રીતે બદરુદ્દીનને પરવાનગી આપવામાં આવી છે. હવે જો હું મારી પુત્રી બદરુદ્દીનને આપું તો એથી એમ સિદ્ધ થાય કે, હું હમ્મીર સાથે મળેલો નથી; કારણ કે, જો તેમ હોય તો હું મારી પુત્રી મુસલ્માનને પરણાવું જ નહિ. એથી બાદશાહની કૃપા અવિચળ રહેવાનો અને મારી પદવી પણ કાયમ રહેવાનો સંભવ છે. હવે તારો એ બાબતમાં શો અભિપ્રાય છે, તે સંકોચ વિના કહી સંભળાવ," માલદેવે બધો ખુલાસો કરીને રાણીનો અભિપ્રાય પૂછ્યો.

"મારો તો એ જ અભિપ્રાય છે કે, કોઈ પણ ઉપાયે બાદશાહની કૃપાને અને આપણી આ સૂબેદારીને જાળવી રાખવી. કુમારી બાલવિધવા છે અને આપણા માથે ભારરૂપ થઈ પડી છે; એટલે જો એક એવી નકામી વસ્તુનો ભોગ આપવાથી આપણો વૈભવ જળવાતો હોય, તો એ વસ્તુના ત્યાગમાટે વિચાર કરીને સ્વાર્થ સાધવામાં વિલમ્બ કરવાનું કાંઈ પણ કારણ નથી. આપણી રાજ-પૂત જાતિમાં તો આપણે હલકા ગણાઈ ચૂક્યા છીએ, શૂદ્ર કરતાં બૂરા અંત્યજ થઈ ચૂક્યા છીએ, આર્યોમાં આપણે અસ્પર્શ્ય બન્યા છીએ, એટલે રાજપૂતો તો આપણો સ્વીકાર કરવાના નથી, એટલે જો આપણે બાદશાહની અવકૃપાને પાત્ર થઇશું તો, ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો એવી જ આપણી અવસ્થા થશે. મુસલ્માનો સાથે ભોજન કર્યાથી આપણે બચી શકીયે તેમ નથી, તેમની સાથે સ્પર્શતા પ્રાપ્ત કરવામાટે તો દીકરી આપ્યા વિના છૂટકો નથી. જો તેમ ન કરીશું તો તેમના પણ આપણે અંત્યજ બનીશું. પછી તો જેવો આપનો વિચાર," રાણીએ પોતાનો કપટયુક્ત અભિપ્રાય દર્શાવ્યો. એ તો આગળ જણાવેલું જ છે કે, રાણી કમળાવતી મનમાં કુમારીનો દ્વેષ કરતી હતી. કુમારી તેને આંખમાં શલ્ય પ્રમાણે ખૂંચ્યા કરતી હતી. એટલે આવી રીતે અચાનક પોતાના માર્ગમાંથી કાંટો નીકળી જવાની વાત આવતાં તે કુમારીને દૂર ખસેડવાની અથવા ખાડામાં નાખી દેવાની સલાહ આપે તો તે સર્વથા સ્વાભાવિક જ હતું.

રાણીનો આવો અભિપ્રાય સાંભળીને માલદેવના અંગમાં કોપનો અધિક આવિર્ભાવ થયો. કોપથી તેનાં અંગો કંપવા લાગ્યાં અને ભયંકર ગર્જના કરતો તે કમળાવતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "રાણી! આજે તારી બુદ્ધિની મેં પૂરેપૂરી પરીક્ષા કરી લીધી છે. અફસોસ કે આજ સુધી હું તારા નીચ સ્વભાવને ઓળખી ન શકયો અને હીરા તથા કાચના તફાવતને જાણી ન શકયો. કુમારીની સ્વર્ગવાસિની માતા હીરો હતી અને તું કાચ છે. તારા મોહમાં લપટાઇને મેં બિચારી માતૃવિહીના અને બાલવિધવા થયેલી મારી સદ્ગુણી પુત્રીને વિસારી દીધી, એ મારા અપરાધની ઈશ્વર મને કેમ ક્ષમા આપશે? તું કુલટા છે અને દ્વેષિની છે; પણ એ દ્વેષની દિશામાં તણાઇને પોતાના કુળગૌરવ અને જાત્યભિમાનને પણ ભૂલી જવા સુધીની નીચતા તારા હૃદયમાં ભરેલી છે, એ હું અત્યાર સુધી જાણતો નહોતો. એ ખરું છે કે, રાજપૂત જાતિમાં આપણી પ્રતિષ્ઠા ઓછી છે; તોપણ શું મારી પુત્રીનો હાથ હું એક મુસલમાનના હાથમાં સોંપું અને કલંકિત નામને ઉજ્જ્વલ કરવાને બદલે વધારે કલંકિત બનાવું? નહિ, નહિ; અદ્યાપિ માલદેવ એટલો બધો નીચ અને ચાંડાલ થયો નથી. મારી પદવીને અને મારા સૌભાગ્યને જાળવવાના બીજા અનેક ઉપાયો છે. હું તે ઉપાયો અજમાવીશ અને વિજય મળશે, તો ઠીક છે; નહિ તો આત્મહત્યા કરીને આ પાપી પ્રાણનો ત્યાગ કરીશ."

"નાથ! આ સાહસ થાય છે," રાણીએ કહ્યું.

"ચુપ, નીચ નારી! વધારે લવારી ન કર. સાહસ એ ક્ષત્રિયોનો વંશ-પરંપરાનો ગુણ છે અને એથી જ મને સત્ય સુખની પ્રાપ્તિ થવાની છે. આજથી હું તારો ત્યાગ કરું છું; કારણ કે, તારા જેવી નીચ નારીના સમાગમમાં રહીને હું મારી બુદ્ધિને ભ્રષ્ટ કરવા ઇચ્છતો નથી. ચાલ, અહીંથી દૂર થા," માલદેવે તિરસ્કારસૂચક સ્વર અને ધિક્કારસૂચક મુદ્રાથી કહ્યું.

જે માલદેવ અત્યાર સુધી એક અનુચર પ્રમાણે રાણીના અર્ધવચનમાં વિચરતો હતો તેને આમ એકાએક બદલાઈ ગયેલો જોઇને રાણીના આશ્ચર્યનો અવધિ થયો. તે આજના માલદેવના તેજને સહન કરી શકી નહિ, અને તેથી ઝટ ત્યાંથી પોતાના બીજા ખાનગી ઓરડામાં ચાલી ગઈ.

માલદેવના મનમાં કુમારીવિશેનો વાત્સલ્યભાવ એકાએક ઉભરાઈ આવ્યો અને અર્ધરાત્રિનો સમય થયેલો હોવા છતાં તે કુમારીના શયનગૃહ તરફ તેના મુખનું અવલોકન કરવામાટે ચાલતો થયો. ચાલતાં ચાલતાં અનાયાસ તેના મુખમાંથી આ શબ્દો નીકળી ગયાઃ "હાય, સાવકી માતા તે સાવકી માતા!!"



## ષષ્ઠ પરિચ્છેદ

## પિતા અને પુત્રી

મધ્યરાત્રિનો સમય. સર્વત્ર સ્વચ્છ સ્ફટિક સમાન ચંદ્રિકાનો વિસ્તાર. શાંતિ દેવીએ પણ સર્વત્ર પોતાના સામ્રાજ્યની સ્થાપના કરી દીધી હતી. એવા સમય-માં માલદેવના અંતઃપુરમાં પૂર્ણ નિઃસ્તબ્ધતા દૃષ્ટિગોચર થતી હતી. માત્ર એ

ઓરડામાંથી કોઇનો મંદ મંદ અને અસ્પષ્ટ શોકસ્વર કર્ણગોચર થતો હતો. તે શોકસ્વરને સાંભળીને કોનું હૃદય વિદીર્ણ ન થાય વારુ? એવો પાષાણ હૃદયી તે કોણ હોઇ શકે વારુ?

તે ઓરડામાંના એક સુંદર નકશીદાર પલંગપર બેસીને એક પરમ સુંદર યુવતી મંદ સ્વરથી શોક કરતી હતી. તેના લાવણ્યનું વર્ણન કરી શકાય તેમ નથી. તેના શરીર સૌન્દર્યનું અવલોકન કરતાં તે કોઈ દેવલોકની રંભા, ઉર્વશી કે તિલોત્તમા જ છે અને કોઈ ઋષિના શાપના પ્રતાપે તેનું મૃત્યુલોકમાં આગમન થયેલું છે, એવો જ સર્વને ભાસ થતો હતો. આપણે જેને ઉદ્યાનમાં સ્નેહસંગીત ગાતી જોઈ હતી તે કુમારી—માલનંદિની તો એ નહિ હોય? તે દિવસે મદાંધ અને કામાંધ બદરુદ્દીનખાનના હાથમાં સપડાયલી તે હરિણાક્ષી તો એ નહિ હોયને? ખરેખર એ સુંદરી તે જ હતી. એ યુવતી અખંડ શોક કરતી બેઠી હતી. કેટલીક વાર પછી તેનો શોક કાંઇક ઘટયો, અને તે એક ગાઢ વિચારમાં નિમગ્ન થઇ ગઇ. પુનઃ થોડા જ સમયમાં તેની આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં અને તેના ગુલાબી ગાલોપર થઇને ટપ્‌ટપ્ કરતા અશ્રુબિન્દુઓ નીચે પડવા લાગ્યા. તેનો કરુણ આલાપ ધીમેધીમે વધતો જ જતો હતો. અંતે તેના મનમાં એ દુઃખનો સમાવેશ ન થઈ શકવાથી સ્વાભાવિક જ તેના મુખમાંથી નીચે પ્રમાણેના શબ્દો બહાર નીકળી પડ્યા, "હે પરમાત્મન્! હવે હું ધૈર્ય ધારી શકતી નથી અને સ્નેહવિકારને મારી શકતી નથી."

યુવતીએ હોઠ ચાવ્યા અને એના કરતાં વધારે શબ્દો ઉચ્ચારવાનું સાહસ કર્યું નહિ. કેટલાક સમય પછી તેણે પોતાના શોકના વેગને રોકયો અને રાત્રિ વધારે વીતેલી હોવાથી થોડીક નિદ્રા આવે તો સૂઈ જવામાટે તે ત્યાંથી ઊઠી. તે અંદરના ઓરડામાં જઈ બીજા પલંગપર પડવાની તૈયારીમાં હતી એટલામાં કોઈ મનુષ્યનાં પગલાંનો અવાજ અચાનક આવીને તેના કાનોમાં અથડાયો. તે કાંઇક ગભરાટમાં પડી ગઇ અને મનમાં જ કહેવા લાગી કે, "આવી મોડી રાતે કોણ આવતું હશે વારુ?" પળ માત્રમાં જ એક મધ્યમ વયનો પુરુષ તે યુવતી સમક્ષ આવીને ઊભો રહ્યો.

એ પુરુષને અકસ્માત્ પોતાના શયનમંદિરમાં આવેલો જોઇને તે યુવતી ભયથી થરથર કંપવા લાગી. તેની છાતી ધડકવા લાગી અને તે પુરુષને ઊંચી નજરથી જોવાની હિંમત ન થયાથી તે નીચી નજર કરીને ત્યાંની ત્યાં જ સ્તબ્ધતાથી ઊભી રહી ગઈ.

તે આગન્તુક પુરુષનું વય લગભગ પિસ્તાળીસ વર્ષનું હતું. તેની મુખમુદ્રા ગંભીર અને ચિન્તાગ્રસ્ત દેખાતી હતી, એટલે તેના હૃદયમાં કાંઇ પણ શોકનો આવેગ હોવો જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું. તે અંદર આવીને કેટલીક વાર સુધી કુમારીના મુખમંડળને એક ધ્યાનથી જોતો ઊભો રહ્યો. ત્યાર પછી તે આગળ વધ્યો અને કુમારીના કોમળ કરને પોતાના હાથમાં પકડીને અત્યંત વાત્સલ્યથી કહેવા લાગ્યો કે, "બાળે! મધ્ય રાત્રિનો સમય થવા છતાં જાગતી બેસી રહીને તું શું કરતી હતી? શા વિચારમાં નિમગ્ન હતી?"

"કાંઈ નહિ, પિતાજી! આજે બહુ જ ઉષ્મા થતો હોવાથી અત્યાર સુધી

મારી આંખોમાં ઊંઘ આવી નથી અને તેથી અમથી જાગતી બેસી રહી છું," કુમારીએ ઊંચી નજર ન કરતાં શરમાઇને ઉત્તર આપ્યું.

"પુત્રિ ! તું ભલે ગમે તે કહે, પણ મારી મનોદેવતા મને નિશ્ચયપૂર્વક એમ કહે છે કે, તારા મનમાં કોઈ અનિવાર્ય ચિન્તા જાગૃત થયેલી છે અને તે ચિંતાને તું મારાથી છુપાવવાનો પ્રયત્ન કરે છે," માલદેવે ગંભીરતાથી કહ્યું. વાચકોને જણાવવાની જરૂર નથી કે, એ પુરુષ બીજો કોઈ નહિ પણ ચિતોડનો સુબેદાર અને કુમારીનો પિતા માલદેવ જ હતો. એટલું બોલીને માલદેવ પાછો પોતાની પુત્રીને એકાગ્ર દૃષ્ટિથી નિરખવા લાગ્યો. કુમારી ભય અને લજ્જાથી એવી તો ગભરાટમાં પડી ગઈ હતી કે, એના જવાબમાં તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તે પિતા વળી પણ પૂછવા લાગ્યો કે, "પુત્રિ ! તારી ચિન્તા અથવા મનોવ્યથાનું કારણ મારા જાણવામાં ન આવવું જોઇએ, એવી જ તારી ઇચ્છા છે કે શું ?"

કુમારીના કંઠનો અવરોધ થયો, તે ડૂસ્કાં ભરીભરીને રડવા લાગી, તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો, તેની વાચાશક્તિનો અન્ત થયો. અને તેના અંગેઅંગમાં ભયંકર કંપનો આવિર્ભાવ થયો.

કુમારીની આવી અવસ્થા જોઇને માલદેવના હૃદયમાં ઘણો જ ખેદ થયો, અને તે પુનઃ પ્રેમપૂર્વક બોલ્યો કે, "કન્યકે ! તું તારા હૃદયની વાત મારાથી છુપાવે છે શાને ?"

"પિતાજી ! મેં આપથી શી વાત છાની રાખી છે વારુ ?" કુમારીએ બળાત્કારે એ શબ્દો ઉચ્ચાર્યા.

"તારી ચિંતાનું કારણ," માલદેવે કહ્યું.

"તે કારણ કયું વારુ ?" કુમારીએ સામો પ્રશ્ન કર્યો.

"તે કારણ ગમે તે હોય; પણ તું મને મારા પૂછેલા સવાલોના બરાબર જવાબ આપીશ ખરી કે ?" માલદેવે કહ્યું.

"જી હા, પિતાજી ! આપ જે કાંઈ પણ પૂછશો, તેના જવાબમાં હું સત્ય હશે તે જ કહીશ," તરુણી કુમારીએ અશ્રુ લૂછીને કહ્યું.

"ઠીક ત્યારે. પ્રથમ તો એનો જ ખુલાસો કર કે, આજકાલ તું આટલીબધી ખિન્ન અને ઉદાસીન કેમ રહ્યા કરે છે ?" માલદેવે વાત્સલ્યથી પૂછ્યું.

"નહિ, પિતાજી ! એમ નથી. મને ખિન્ન કે ઉદાસીન થવાનું શું કારણ હોય વારુ ? આપનો મારાપર અગાધ સ્નેહ હોવાથી કદાચિત્ આપને એવો ભાસ થતો હશે," કુમારીએ મર્મ અને કટાક્ષથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

"કુમારી ! અત્યાર સુધી હું મારા કર્તવ્યને ભૂલીને તને પણ વિસરી ગયો હતો, પણ આજે મારાં નેત્રોપરથી મોહનો પડદો દૂર થઈ ગયો છે. એટલામાટે મન મોકળું કરીને પોતાના મનની વાત જણાવતાં તારે મારા આગળ જરા પણ સંકોચ કરવો નહિ. તું મને વાતોમાં ને વાતોમાં ઊડાવે છે, પણ તારા એ વાગ્જાલમાં હું ફસાવાનો નથી. હું આજે કેટલાક દિવસથી જોયા કરું છું કે, તારા જીવને ક્યાંય પણ સુખ નથી, કોઈ પણ વાતમાં તું પોતાનું મન પરોવતી નથી, નિત્ય ખિન્નવદના થઇને અહીંને અહીં જ બેસી રહે છે અને તારી મુખમુદ્રામાં પણ હમણાં હમણાં કાંઈ વિલક્ષણ

મકાશનો ફેરફાર થયેલો દેખાયા કરે છે; એનું મૂળ કારણ શું છે, એ જો મારા જાણવામાં ન આવે તો, પુત્રિ! તારી એ ચિન્તાને ટાળવાનો પ્રયત્ન બીજું કોણ કરશે વારુ?" માલદેવે ખરા ભાવથી કહ્યું.

"ખરેખર, પિતાજી! આપના વિના આ સંસારમાં હવે મારી ચિન્તા રાખનાર અન્ય કોઈ નથી," કુમારીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને એ વાક્યનો ઉચ્ચાર કર્યો.

"એક દિવસ ફરતો ફરતો હું સહજ અહીં આવ્યો હતો, અને તે વેળાએ તું ગાલપર હાથ ટેકીને તારી નજર આગળ પડેલા પુસ્તક તરફ સચિન્ત મુદ્રાથી જોયા કરતી હતી. તારાં નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થતું હતું. તારી એવી શોકાતુર મુદ્રા અને દુર્દશાને જોઇને મારું હૃદય વિદીર્ણ થઈ ગયું અને તરત ત્યાંથી હું બીજી તરફ ચાલ્યો ગયો. તે દિવસથી તારા શોકના કારણને જાણવાની ચિન્તામાં હું પડેલો છું. આજે એક બનાવ એવો બન્યો છે કે જેથી મને પણ નિદ્રા આવી નથી. હું પણ જાગતો પલંગમાં પડ્યો હતો એટલામાં તારો મંદ શોકસ્વર મારા સાંભળવામાં આવ્યો, અને તેથી અધીર થઇને હું અહીં આવ્યો છું. હવે તારે તારા શોકનું કારણ મને જણાવવું જ જોઇએ," માલદેવે પ્રેમથી ગળગળા થયેલા સ્વરથી કહ્યું.

કુમારીના બોલવાનો માર્ગ હવે ખૂટી ગયો. તેનાં નયનોમાંથી ખળખળ કરતી અશ્રુધારા વહેવા લાગી. માલદેવના મનમાં અધિક ખેદ થયો અને તે આતુરતાથી બોલ્યો કે, "પુત્રિ! જો તું તારા દુઃખનું કારણ મને નહિ કહે, તો તને મારા સોગંદ છે."

કુમારી પોતાના પિતાને પરમ પૂજ્ય માનતી હતી. તેણે આપેલા શપથથી તે ગભરાટમાં પડી ગઈ, અને હવે શું કહેવું અને શું નહિ એની દિશા તેને સૂઝી નહિ. પિતાના શપથનો ભંગ કરી શકાય એમ પણ નહોતું, અને પોતાની હૃદયવ્યથાનું સત્ય કારણ પણ જણાવી શકાય તેમ નહોતું; એટલે સૂડી વચ્ચે સોપારી જેવી જ તે બિચારીની અવસ્થા થઈ પડી. અંતે ગમે તેમ થાય તોપણ પિતાના શપથનો ભંગ તો ન જ કરવો, એમ ધારીને તેણે પોતાના દુઃખનું ખરું કારણ પિતાને જણાવી દેવાનો નિશ્ચય કર્યો. તે નમ્રતા અને વિનયશીલતાથી કહેવા લાગી કે, "પિતાજી! ક્ષમા કરો. એ કારણ આપને ન જણાવવું એ જ અદ્યાપિ મને યોગ્ય લાગે છે; કારણ કે, તે કારણને જાણીને ખરેખર આપના ખેદમાં વધારો જ થશે."

"મારો ખેદ ગમે તેટલો વધી જાય એની ચિન્તા નહિ; પણ કોઇ પણ ઉપાયે તારા દુઃખનું કારણ તો મારા જાણવામાં આવવું જ જોઇએ. પુત્રીની પીડાના હેતુને જાણ્યા વિના આ પિતાના હૃદયમાં શાંતિનો સંચાર થવાનો નથી," માલદેવે પાછો આગ્રહ કર્યો.

"પણ પિતાજી! તે કારણને જાણીને કદાચિત્ આપ મારાપર કોપાયો અને અત્યારે મારામાં આપનો જે પવિત્ર પિતૃસ્નેહ કિંવા અપત્યસ્નેહ છે, તે ભયંકર ધિક્કારના રૂપમાં ફેરવાઈ જશે, એવો મારા મનમાં ભય થયા કરે છે," કુમારીએ પાછી આનાકાની કરી.

"નહિ, નહિ; મારી લાડકી દીકરી! તારાપર હું કદાપિ કોપ કરવાનો નથી," માલદેવે નિશ્ચય કરાવ્યો.

હવે સત્ય વૃત્તાંત કહી દેયા વિના છૂટકોજ નથી, એમ ધારીને કુમારીએ બહુ જ સંકુચિત મનથી અને અટકતા સ્વરથી પોતાને અસહ્ય થઈ પડેલો સાવકી માતાનો ત્રાસ, વૈધવ્યથી મનમાં થતી વેદના અને તેથી પોતે આત્મહત્યામાટે કરેલો નિશ્ચય, આત્મહત્યા કરવામાટે દેવીના મંદિરમાં જવું, ત્યાં દેવીનો થયેલો સાક્ષાત્કાર, તેનાપર એક મુસલ્માન સર્દારે બળાત્કારનો કરેલો પ્રયત્ન અને એક રાજપૂત વીરના હાથે, પોતાના ભાવિ ભર્તાના હાથે, તેનો થયેલો બચાવ ઈત્યાદિ વૃત્તાંત તે યુવતીએ થોડા શબ્દોમાં કહી સંભળાવ્યો અને અંતે તે પિતા પાસેથી પોતાના અપરાધની ક્ષમા માગવા લાગી. માલદેવ થોડી વાર તો ગહન વિચારમાં નિમગ્ન થઈ ગયો અને ત્યાર પછી તેના મુખમંડળમાં આનંદની છટાનું દર્શન થવા લાગ્યું. તે સસ્મિત વદનથી કુમારીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "પુત્રિ! કુમારી! દેવીના સાક્ષાત્કાર અને દેવીનાં વચનોથી તો એમજ સિદ્ધ થાય છે કે, તું અદ્યાપિ કુમારિકા જ છે. જેણે મુસલ્માન સર્દારના બળાત્કારમાંથી તારો બચાવ કર્યો તેજ રાજપૂત વીર તારો પતિ થવાનો છે, એમજ દેવીના ભવિષ્યકથનથી કલ્પના કરી શકાય છે."

કુમારિ કાંઈ પણ ન બોલતાં નીચું મોઢું કરી મૌન્ય ધારીને બેસી રહી. માલદેવ આનંદદર્શક ઉદ્ગાર કાઢીને બોલ્યો કે, "અહા, હા! દેવી! આજે મારું દુઃખી મન શાંત થયું. મારી પ્રિય કન્યા વિધવા નહિ, પણ કુમારિકા છે, એ તારાં વચનો મને આનંદસાગરમાં ડુબાવી નાખે છે."

કુમારીના મનમાં અનિવાર્ય આનંદ થયો. તેનો વૃત્તાંત સાંભળીને કદાચિત્ પિતાને દુઃખ થશે, એવો જે તેને ભય હતો તે ભય માલદેવના ઉપર્યુક્ત ઉદ્ગારને સાંભળતાં ટળી ગયો અને તેનું મુખકમળ પ્રફુલ્લિત થયું. માલદેવ એકાએક કોપાતુર થયો અને આંખ્યો કાઢીને કુમારીને પૂછવા લાગ્યો કે, "પુત્રિ! જે મુસલ્માને તારાપર બળાત્કાર કરવાનું સાહસ કર્યું હતું, તે મુસલ્માનને તેં ઓળખ્યો હતો કે?"

"નહિ, પિતાજી! હું તેને રાત્રિનો અંધકાર હોવાથી ઓળખી શકી નહોતી," કુમારીએ જાણીબૂઝીનેજ પિતાને તે બળાત્કાર કરનાર મુસલ્માન સર્દારનું નામ ન જણાવ્યું.

"ત્યારે તો અપરાધીને શિક્ષા કરવાનો ઉપાય નથી. હું પણ તે દુષ્ટ યવનના અત્યાચારમાંથી તને છોડવનાર તરુણ રાજપૂત વીર કોણ હતો, એ તું જાણે છે ખરી કે?" માલદેવે બીજો સવાલ કર્યો.

"જી હા," કુમારીએ લજ્જિત થઇને કહ્યું.

"ત્યારે તો સત્વર જણાવ કે તે કોણ હતો અને તેનું નામ શું?" માલદેવે આતુરતાથી પૂછ્યું.

"તે મેવાડનો ખરો રાજ્યાધિકારી મહારાણો હમ્મીર હતો, એમ પાછળથી મારા જાણવામાં આવ્યું હતું," કુમારીએ પોતાના ઉપકારક પુરુષના પવિત્ર નામનો મંદ સ્વરથી ઉચ્ચાર કર્યો

જો એ વેળાએ વજ્રપાત થયો હોત, તો માલદેવ એટલો બધો ચકિત ન થાત; પણ હમ્મીરનું નામ સાંભળતાં જ તે આશ્ચર્યચકિત બની ગયો. તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે, "પુત્રિ! આ તારું કેવું સાહસ?"

"પિતાજી! હું અજ્ઞાન અબળા છું. મારા અપરાધની મને ક્ષમા આપો. હું આપની આજ્ઞાનું કદાપિ ઉલ્લંઘન કરવાની નથી," કુમારીએ ભયભીત થઈને ક્ષમાની યાચના કરી.

"પુત્રિ! તેં કશો પણ અપરાધ કર્યો જ નથી, એટલે ક્ષમા માગવાની કાંઈ પણ અગત્ય નથી. તેં જે મહાપુરુષના નામનો ઉચ્ચાર કર્યો છે, તે જો તારો પતિ થાય, તો હું ખરેખર મને પોતાને મહાભાગ્યશાળી માનીશ! પણ એમ થવું અશક્ય છે. એ કાર્યમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થવાનો સંભવ પ્રત્યક્ષ દેખાય છે. એક તો તે રાજપૂત વીરવંશાવતંસ પોતાના કુલાભિમાનને ભૂલી જઈને એક બાલવિધવા સાથે લગ્ન કરવાને તૈયાર થાય, એ સંભવતું નથી. બીજું તે પોતે દિલ્હીના બાદશાહનો હાડવેરી હોવાથી તેની સાથે મારાથી પણ ખુલ્લી રીતે સંબંધ કરી શકાય તેમ નથી. એવાં વચ્ચે અનેક પ્રકારનાં વિઘ્નો હોવાથી તારી ઇચ્છા કેમ કરીને પૂર્ણ થશે, એનો મને ઘણો જ વિચાર થયા કરે છે," માલદેવે વિચારના સાગરમાં ડૂબીને જણાવ્યું.

પોતાના પિતાનું એ મુદ્દાભરેલું ભાષણ સાંભળીને કુમારી નિરાશાથી અશ્રુ ઢાળવા લાગી. તેની આવી અવસ્થાને જોઇને માલદેવ વ્યથિત અંતઃકરણથી કહેવા લાગ્યો કે, "પુત્રિ! તું આમ એકાએક નિરાશ શામાટે બની જાય છે વારુ? તારી ઇચ્છાને પૂર્ણ કરવામાટે હું મારાથી બનતા સર્વ પ્રયત્ન કરીશ. તારે આમ હતાશ થવાનું કાંઈ પણ કારણ નથી. તારો આ વૃત્તાંત મારા જાણવામાં આવ્યો, એ પણ એક રીતે ઠીક જ થયું. હવે કાંઈ પણ યત્ન કરી શકાશે."

એ પછી પિતા અને પુત્રી વચ્ચે વિશેષ કાંઇ પણ ભાષણ થયું નહિ. માલદેવ પોતાની પુત્રીને સ્વસ્થતાથી નિદ્રા લેવાનું કહીને ત્યાંથી પોતાના શયનગૃહમાં ચાલ્યો ગયો. તે શય્યામાં પડ્યો તો ખરો, પણ હૃદય ચિન્તાગ્રસ્ત હોવાથી તેને નિદ્રાનો આસ્વાદ મળી શક્યો નહિ. વિચારમાં ને વિચારમાં અરુણોદયનો સમય થયો. તેણે શય્યામાંથી ઊઠી નિત્યકર્મથી મુક્ત થઇને પોતાના એક અનુચરને બોલાવ્યો અને તેને આજ્ઞા કરી કે, "મારા અશ્વને સુસજ્જિત કરીને લાવ. તેમ જ મારા જવા પછી મારા જવાની વાત ગુપ્ત રાખજે. હું સાંઝે અથવા તો કાલ સવારમાં પાછો આવીશ."

થોડા સમયમાં જ અનુચર અશ્વને સુસજ્જિત કરીને મહાલયના દ્વાર પાસે લઈ આવ્યો. માલદેવ વસ્ત્રોની એક ગાંસડી લઇને અશ્વારોહણ કરી ત્યાંથી ચાલતો થયો. ચિતોડથી બહાર નીકળી નદી તીરે તેણે પોતાનાં વસ્ત્રો ઉતારી ગાંસડીમાંના વસ્ત્રો પહેરી લીધાં અને ત્યાર પછી તે કેલવાડાની દિશામાં પયાણ કરવા લાગ્યો.

---

## સપ્તમ પરિચ્છેદ

## શ્રીફળસ્વીકાર

### અથવા

## "શુભસ્ય શીઘ્રમ્"

કેલવાડાના પહાડી પ્રદેશમાંના રાજમાર્ગમાં સંધ્યા સમયે એક મધ્યમ વયનો અશ્વારોહી પોતાના અશ્વને દોડાવતો ચાલ્યો જતો હતો. તેની મુખમુદ્રા ચિન્તાથી ઉદ્વિગ્ન થયેલી દેખાતી હતી. તે આજૂબાજૂ નજર ન નાખતાં માત્ર સમીપ દૃષ્ટિ રાખીને મનમાં વિચારનો વ્યવસાય ચલાવતો અશ્વને નૃત્ય કરાવતો જતો હતો. તેની એકંદર ચર્યાને જોતાં તે જે સ્થાને જવાનો હતો તે સ્થાનની તેને પોતાને પણ ખબર હતી કે નહિ, એની શંકા જ હતી. એવી રીતે પ્રવાસ કરતો તે સૂર્યાસ્ત સમયે પહાડની એક સાંકડી ખીણમાં આવી પહોંચ્યો. ત્યાં અચાનક સામેથી બે ભિલ્લ યોદ્ધાઓ ધનુષ્યબાણ લઇને તથા પ્રત્યંચા ચઢાવીને આવતા તેના જોવામાં આવ્યા. તેમાંના એક ભિલ્લે તે પ્રવાસીના અશ્વની લગામ પકડીને અશ્વને ઉભો કરી રાખ્યો. એકાએક અશ્વની ગતિનો અવરોધ થવાથી તે પ્રવાસીની વિચારનિદ્રાનો ભંગ થયો. તેના મનમાંના વિચારો વાતાવરણમાં લુપ્ત થયા અને તે ભયચકિત મુદ્રાથી તે ભિલ્લોને જોવા લાગ્યો. 'મને એમણે ઓળખ્યો તો નહિ હોય?' એવી શંકાનો મનમાં ઉદય થવાથી તે આગન્તુક બે ભિલ્લોને પૂછવા લાગ્યો કે, "ભાઇઓ! તમો કેવા વિલક્ષણ પુરુષ છો! આપણો એક વારનો પણ પૂર્વ પરિચય ન હોવા છતાં મારા ઘોડાની લગામ પકડીને તમે મને અટકાવી રાખ્યો છે, એ તો ખરેખર આશ્ચર્ય જ કહેવાય."

"તમને અમે ઓળખતા નથી એટલામાટે જ અમે તમને અટકાવ્યા છે. દિવસે કે રાત્રે આ કેલવાડાના પહાડી પ્રદેશમાં કોઈ પણ અજ્ઞાત મનુષ્યનો સંચાર થવા ન દેવો અને જો કોઇનો પ્રવેશ થાય તો તેને પકડીને દરબારમાં રજૂ કરવો, એવી અમારા રાજાની અમને કઠિન આજ્ઞા છે, અને એ આજ્ઞાથી વિરુદ્ધ વર્તનારને દેહાંત દંડ આપવામાં આવે છે," પ્રથમ ભિલ્લે કહ્યું.

'મેવાડમાં બાદશાહ અલાઉદ્દીનનો અધિકાર છે, એટલે જણાય છે કે, તમે તેના જ તાબેદાર ગુલામ હશો," અશ્વારોહીએ કાંઇક મર્મભરિત ભાવથી કહ્યું.

"નહિ, નહિ; અમારો રાજા તો એ મ્લેચ્છ અલાઉદ્દીનનો શત્રુ છે અને તેનું નામ મહારાણા હમ્મીર છે. શું તમે અમારા રાણાનું નામ સાંભળ્યું નથી કે? જો એમ જ હોય, તો તમે અવશ્ય કોઈ પરદેશીય પુરુષ જ હશો, એવી અમે કલ્પના કરી શકીએ છીએ," બીજા ભિલ્લે કહ્યું.

"ત્યારે તમે મને પકડીને તમારા રાજા સમક્ષ લઈ જવાના કે?" પ્રવાસીએ વિચાર કરીને પૂછ્યું.

"એમાં પૂછવાનું જ શું હોય વારુ? તમારે ઘોડાપરથી નીચે ઊતરીને પગે ચાલતા ચાલવું પડશે અને અમારા બંધનમાં રહેવું પડશે. તમને મારવા કે ઉદ્ધારવા એ અધિકાર રાજાનો પોતાનો છે," પ્રથમ ભિલ્લે ભયભીત બનાવનારો જવાબ આપ્યો.

છતાં તે પ્રવાસી જરા પણ ભયભીત ન થયો અને તરત પોતે ઘોડાપરથી ઊતરીને ઘોડાની લગામ તેણે પોતાના હાથે જ તે ભિલ્લના હાથમાં સોંપી દીધી. એ પછી તે તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "ભાઇઓ! હવે મારા હાથ બાંધવા હોય તો બાંધો અને મને સત્વર તમારા રાજા પાસે લઈ ચાલો."

બન્ને ભિલ્લોએ તેના હાથ બાંધવા માંડ્યા. હાથ બાંધતાં એકે બીજાને ઉદ્દેશીને પોતાની ભિલ્લ ભાષામાં કહ્યું કે, "અલ્યા! આ દેખાય છે, તો કોઈ ભલું માણસ. નાસી જાય એમ નથી. મને તો એના હાથ બાંધવાનું વ્યાજબી લાગતું નથી."

"તારી વાત સાચી છે, પણ આપણે તો ચીઠીના ચાકર. આપણે ક્યાંક ભલાઈ કરીએ અને રાજા આપણાપર ગુસ્સો કરે તો ધર્મ કરતાં ધાડ આવવા જેવું જ થાય," બીજા ભિલ્લે જવાબ આપ્યો.

"લ્યો ત્યારે, ચાલો બાંધી લઇએ," એમ કહીને પ્રથમ ભિલ્લે પોતાના કાર્યની સમાપ્તિ કરી અને બન્ને ભિલ્લો તે પ્રવાસીને બંદિવાન્ બનાવી કેલવાડા તરફ લઇને ચાલતા થયા. લગભગ ત્રણ ચાર ગાઉનો પંથ કાપ્યા પછી તેઓ કેલવાડા સ્થાનમાં આવી પહોંચ્યા.

ગ્રીષ્મઋતુ હોવાથી કૃષ્ણતનય, વિજયસિંહ અને હમ્મીર ચંદ્રિકાના પ્રકાશમાં બેઠા હતા અને સુખદુઃખની વાતો કર્યા કરતા હતા. એટલામાં તે બે ભિલ્લો ઉપર્યુક્ત પ્રવાસીને લઇને ત્યાં આવ્યા. તેને તેણે હમ્મીર સમક્ષ લાવીને ઊભો કર્યો. હમ્મીરે તેને પ્રશ્ન કર્યો કે, "તમે કોણ છો?"

"હું ચિતોડથી આપના દર્શન કરવાને કેલવાડા તરફ આવવાને જ નીકળ્યો હતો. મારું નામ સુંદરસિંહ છે, અને હું ચિતોડના સુબેદાર માલદેવનો દૂત છું. મારે આપ પાસે જ આવવાનું હોવાથી આ ભિલ્લોને આધીન થવામાં મેં જરા પણ ખેંચતાણ કરી નહોતી," તે પ્રવાસીએ વિનયથી ઉત્તર આપ્યું.

"તમે કાંઇ પણ ખેંચતાણ કર્યા વિના મારા સૈનિકોને આધીન થયા એ તમે બહુ જ બુદ્ધિનું કાર્ય કર્યું છે. ખેંચતાણ કરવાથી કદાચિત્ તમારા પ્રાણનો અંત થઈ જાત. વારુ. તમે દૂત છો, એની અમને જાણ ન હોવાથી તમારે આટલી વાર બંદીવાન્ બનીને ઉભું રહેવું પડ્યું છે, એ માટે કૃપા કરીને મનમાં કાંઇ પણ માઠું લગાડશો નહિ."

"મેવાડના મહારાણાની આવી ઉદારતામય વાણી સાંભળીને મારા મનમાં અત્યંત આનંદ થાય છે અને આપનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું," તે દૂતે વિનયનું દર્શન કરાવ્યું.

"બાદશાહના સુબેદાર માલદેવનું મારી સાથે શું કામ પડ્યું છે અને તેમણે શો સંદેશો કહાવ્યો છે?" હમ્મીરે હાસ્ય કરીને પ્રશ્ન પૂછ્યો.

"રાજા માલદેવે એક એવો સંદેશો કહાવ્યો છે કે જે સાંભળીને કદાચિત્ તમારા આશ્ચર્યનો અવધિ જ નહિ રહે," તે દૂતે પોતાની વાર્તાને વિશેષ રસિક બનાવવાના ઉદ્દેશથી કહ્યું.

"ત્યારે તો તે સંદેશો સત્વર કહી સંભળાવો," હમ્મીરે ઉત્કંઠાથી કહ્યું.

"માલદેવરાજની પ્રિય કન્યા કુમારીનું આપ કૃપા કરીને પાણિગ્રહણ કરો તો મોટો ઉપકાર, એવી માલદેવરાજની આપનાં ચરણોમાં વિનયપૂર્વક પ્રાર્થના

છે," એમ કહીને તે દૂતે પોતાના ઘોડાપરના ખોગીરમાંથી એક સુવર્ણથી મઢેલું નાળિયેર હમ્મીરને આપવા માંડ્યું.

એ શ્રીફળનો ત્વરિત સ્વીકાર ન કરતાં હમ્મીરે પોતાના બધા સરદારો અને સામંતોને બોલાવ્યા અને તેમને એ વાત જણાવીને પૂછ્યું કે, "મારા શુભેચ્છક સામંતો આપ સર્વનો આ વિષયમાં શો અભિપ્રાય છે? શ્રીફળનો સ્વીકાર કરવો કે ન કરવો?"

"મહારાજ, માલદેવની કન્યા સાથે સંબંધ કરવો, એ મારા અભિપ્રાય પ્રમાણે તો યોગ્ય નથીજ. કારણ કે, માલદેવ બાદશાહનો પ્રતિનિધિ છે અને આપ બાદશાહના કટ્ટા શત્રુ છો; એટલે એ નિમિત્તથી આપને ચિતોડમાં બોલાવીને તેનો કાંઈ દગોફટકો કરવાનો વિચાર હોય તો? એટલામાટે પ્રથમ ગુપ્ત રીતિથી એ બાબતની તપાસ કરીને અને પૂરેપૂરી ખાત્રી કરી લઇનેજ ચિતોડમાં પગ મૂકવો જોઇએ. સાહસ કરીને ચિતોડમાં પગ મૂકવો ભયાવહ છે, એમ મને તો ભાસે છે. પછી તો જેવી મહારાજની ઇચ્છા," કૃષ્ણતનયજીએ પોતાનો અભિપ્રાય નમ્રતાથી દર્શાવ્યો.

"અમારો સર્વનો પણ એજ અભિપ્રાય છે," સર્વ સામંતોએ કૃષ્ણતનયના અભિપ્રાયને અનુમતિ આપીને કહ્યું.

સર્વના એ નિષેધનો પ્રતિષેધ કરીને સિંહસમાન સ્વરથી હમ્મીર સર્વ સામંતોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "બન્ધુ જનો, હું તો એમજ ધારું છું કે, અત્યારે આ શ્રીફળ સ્વીકારનો નિષેધ કરવામાં તમો સર્વ એક મોટી ભૂલ કરી રહ્યા છો. તમારા મનમાં જે સંશય અને ભય થાય છે તેથી હું અજ્ઞાત નથી. પરંતુ રજપૂત હોય છતાં કોઈના ભયથી પોતાના નિશ્ચિત કાર્યનો ત્યાગ કરવો, એ વીરતા નહિ, પણ એક પ્રકારની અદ્વિતીય કાયરતા જ છે. એ કૃત્ય રાજપુત્રનું નહિ, કિંતુ એક દાસીપુત્રનું જ છે. રાજપૂતોએ તો સંકટના સમયમાટે સદાસર્વદા કટિબદ્ધ જ રહેવું જોઇએ. જેવી રીતે રાજ્યાસને વિરાજવું એ રાજપૂતોનું કાર્ય છે, તેવી જ રીતે શત્રુ સામા લડીને હિંમતથી રણભૂમિમાં પ્રાણનું બલિદાન આપવું, એ પણ રાજપૂતોનું જ કર્તવ્ય છે. જો આ લગ્નમાટે આવેલા શ્રીફળનો હું અસ્વીકાર કરીશ, તો મારી માતાની કુક્ષા કલંકિત થશે. મારા શૂરવીર બાંધવો, તમે પોતાના પ્રાણ કરતાં પણ મારા પ્રાણની વિશેષ ચિન્તા રાખો છો, એ હું સારી રીતે જાણું છું. પણ અત્યારે તો તમારી ભૂલ જ થાય છે. ઘરમાં બેઠા બેઠા, સવ્વામણ રૂની સેજમાં સુતા સુતા અને વાતો કરતા કરતા સહસ્રાવધિ મનુષ્યો મરી જાય છે, એ વાત કોઇથી જરા પણ છુપી નથી. ત્યારે શું તમારી એવી ધારણા છે કે, જે આ સંસારને મારવા અને જીવાડવાવાળો છે, તે જો આપણે ભયથી ગૃહના ખૂણામાં છુપાઇને બેસી રહીશું તો આપણો સંહાર નહિ કરે? અને તે જ જો આપણને જીવતા રાખવા ધારતો હશે, તો પછી બીજા કોઇની પણ શક્તિ નથી કે તે આપણને મારી શકે. એટલામાટે ઘરમાં બેસી રહી કાયરતાથી મરવા કરતાં તો રણમાં શત્રુઓને મારતાં મારતાં મરવું, એ જ રાજપૂતોને વિશેષ ભૂષણાવહ છે. જો એમ ન થાય તો રાજપૂત જીવનની શ્રેષ્ઠતા શી? વળી આ નિમિત્તથી જે સ્થાનમાં

મારા બાપદાદાઓનો નિવાસ હતો, જે દુર્ગના શિખરપર મારા પૂર્વજોની જય-પતાકા ઊડતી હતી અને જે સ્થાનની રણભૂમિમાં મારા પૂર્વજોનું રુધિર રેડાઈ ચૂક્યું છે; તે સ્થાન, દુર્ગ અને રાજમહાલયના દર્શનનો તો આપણને લાભ મળશે. મારા પૂર્વજો જે સ્થાનમાં વીરગતિને પામ્યા છે તે જ સ્થાનમાં જો મારો અંતઃકાળ થશે, તો હું પણ તેમની સાથે સ્વર્ગધામમાં વિરાજીશ. મારા કુળદેવે અથવા તો આપણી જનની જન્મભૂમિએ જ આ નિમિત્તથી આપણને ત્યાં બોલાવ્યા હશે, એમ ધારવાનાં પણ અનેક કારણો છે. કદાચિત્ આપણને ત્યાં બોલાવીને કોઈ રીતે આપણને સહાય આપવાનો જ ચિતોડના કુળદેવોનો વિચાર હોય તો? કૃષ્ણતનયજી એક શૂરવીર અને અનુભવી સામંત છે, એટલે તેમની કલ્પના યોગ્ય હોવી જ જોઇએ અને તેનો વિચાર પણ થવો જ જોઇએ. તથાપિ મારી એવી ધારણા છે કે, સાહસમય કૃત્યો કર્યાં વિના મનુષ્ય શૂરવીર નામને પાત્ર થતો નથી. મનુષ્ય જેમ જેમ સાહસ કર્મોમાં પ્રવૃત્ત થતો જાય છે, તેમ તેમ તે જગતમાં પોતાની કીર્ત્તિનો વિસ્તાર કરતો જાય છે. રાજનીતિની દૃષ્ટિથી વિચાર કરતાં ચિતોડમાં જવામાં બીજો લાભ એ છે કે, જો આ લગ્નસંબંધ દૃઢ થશે તો માલદેવ જેવો શૂરવીર, દૃઢનિશ્ચયી અને આજે બાદશાહના પ્રતિનિધિની પદવી ભોગવતો એક રાજપૂત નરરત્ન આપણા પક્ષમાં આવશે અને આપણો મિત્ર બની જશે. આપણા ઇચ્છિત કાર્યને સફલ કરવામાટે સંઘશક્તિની આવશ્યકતા છે, અને તે વસ્તુ આ સંબંધના સ્વીકારથી અનાયાસ આપણને મળી શકે એમ છે. શું એ જેવોતેવો લાભ છે કે? સાહસ કર્મો કરવામાટે જ રાજપૂતોનો જન્મ થયેલો છે; એનો મનમાં શાંતિથી વિચાર કરો. કદાચિત્ આપ કહો છો, તેવો જ કુસમય અથવા દુઃખદ પ્રસંગ આવી લાગશે તો તમારા જેવા વીરનરોની સહાયથી ચિતોડની માતૃભૂમિમાં શત્રુ સાથે યુદ્ધ કરવાનો મને અમૂલ્ય અવસર મળશે. ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો કર્ત્તા જે સર્વસાક્ષી પરમેશ્વર તેની ઈચ્છા પ્રમાણેજ સર્વ યોગો બની આવે છે. આપણા તર્કવિતર્ક વ્યર્થ છે. માટે બન્ધુજનો, મારો તો એવો જ અભિપ્રાય છે કે, આ વિવાહ સૂચક શ્રીફળનો મારે સ્વીકાર કરવો જ જોઇએ."

જો કે સર્વ જનોની અંતઃકરણપૂર્વક એ કાર્યમાટે સંમતિ નહોતી; પરન્તુ હમ્મીરના વિશેષ આગ્રહને જોઇને તેઓ વિરુદ્ધ મત દર્શાવવાનું સાહસ કરી શકયા નહિ.

અંતે હમ્મીરે હર્ષપૂર્વક તે શ્રીફળનો સ્વીકાર કરી લીધો. જે હમ્મીર બાલ્યાવસ્થાથી જ જન્મભૂમિ મેવાડના કલ્યાણમાટે પોતાનું જીવન સમર્પિત કરી ચૂકયો હતો અને જે હમ્મીર રાતદિવસ ચિતોડમાટેની ચિન્તા કરીને પોતાના શરીરમાંના બહુ મૂલ્યવાન્ રુધિરને સૂકવી નાખતો હતો તે હમ્મીરમાટે, તે એક વાર ચિતોડનું દર્શન કરશે, એ શું વિશેષ આનંદદાયક વાર્તા કહી શકાય કે? જે હમ્મીરના હૃદયને ચિતોડની દુર્દશા દેખીને એક પળ માત્ર પણ શાંતિ મળતી નહોતી અને જે હમ્મીર કોઈ કોઈ વાર ચિતોડના પુનરુદ્ધારની આશાને છોડીને બહુ જ નિરાશ બની જતો હતો તે દેશભક્ત હમ્મીરને આજે માત્ર ચિતોડના દર્શનની આશાથી જ કેટલો બધો હર્ષ થયો હશે, એની કલ્પના થવી અશક્ય છે.

"ત્યારે અમારે ચિતોડ તરફ ક્યારે આવવું?" હમ્મીરે તે દૂતને પૂછ્યું.

"મહારાજા માલદેવની તો એવી જ ઈચ્છા છે કે, શુભસ્ય શીઘ્રમ," દૂતે ઉત્તર આપ્યું.

દૂતનો સારી રીતે સત્કાર કરવામાં આવ્યો અને તેને ત્યાં જ રાત રહેવાનો હમ્મીરે આગ્રહ કર્યો; પરન્તુ દૂતે રાતે જ ચાલ્યા જવાનો હઠ પકડવાથી તેની સાથે પેલા બે બિલ્લો આપીને તેને હમ્મીરે માનપૂર્વક રવાના કરી દીધો. રાત વીતી અને બીજા દિવસના સૂર્યનો ઉદય થયો. તે દિવસથી જ મહારાણા હમ્મીરે વિવાહ યાત્રાની સર્વ તૈયારીઓ કરવાનો આરંભ કરી દીધો અને ચિતોડના દર્શનમાટે તે અત્યંત આતુર બની બેઠો.



## અષ્ટમ પરિચ્છેદ

## પાણિગ્રહણ

ત્રણ ચાર દિવસ પછી ઘણાક સૈનિકોને સાથે લઇને હમ્મીર ચિતોડ તરફ જવાને કેલવાડામાંથી પ્રયાણ કરી ગયો. એ વેળાએ હમ્મીરના મનમાં વિવાહનો વિચાર નહોતો તેમ જ કઈ કામિની સાથે તેનો કાયાસંબંધ થવાનો હતો, એની પણ તેના મનમાં ચિન્તા નહોતી; કિન્તુ એક વાર પવિત્ર ચિતોડને ચક્ષુથી નિહાળવામાટે જ તે ઉત્સાહથી ચાલ્યો જતો હતો. ચિતોડદર્શનની આશાએ જ તેને અપૂર્વ આનંદનો પરિચય કરાવ્યો હતો. તેના સંગીઓમાંથી કોઇ પણ એ વાત તો જાણતો જ નહોતો કે, હમ્મીરે પોતાના શત્રુની કન્યા સાથે વિવાહ કરવાની વાતનો સ્વીકાર શા ઉદ્દેશથી કર્યો હતો અને અત્યારે હમ્મીરના મનમાં શી ભાવના રમી રહી હતી, તે જગતમાં કોઇ પણ જાણતું નહોતું અને કોઇનામાં તે જાણવાની શક્તિ પણ નહોતી.

ધીમે ધીમે હમ્મીર ચિતોડ સમક્ષ આવી પહોંચ્યો. દૂરથી ચિતોડ દુર્ગના કંગુરા દેખાતા હતા. દૂરથી જ પિતૃરાજધાનીનું દર્શન કરીને હમ્મીરનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષવા લાગી. ચિતોડ હજી બે ગાઉ દૂર હતું ત્યાં માલદેવના પુત્રો સામા આવી લાગ્યા અને ત્યાં જ એક વાડીમાંની હવેલીમાં હમ્મીરને ઉતારો આપ્યો. તેના સૈનિકોએ વાડીમાં જ પોતાની છાવણી નાખી. તે હવેલીમાં વિવાહ ઉત્સવ સંબંધી એક પણ ચિન્હ હમ્મીરના જોવામાં આવ્યું નહિ. વાડીના અને મહાલયના દ્વારને વિવાહસૂચક તોરણ ચિન્હથી વિરહિત જોઇને તેના આશ્ચર્યનો પાર જ ન રહ્યો. નાના પ્રકારના તર્કવિતર્કોએ આવીને તેના હૃદયને ઘેરી લીધું, અને તેના મનઃસમુદ્રમાં નાનાવિધ સંશયતરંગો ઉઠવા લાગ્યા. છતાં પણ ધૈર્ય ધારીને તે એ સર્વ વિચિત્ર દૃશ્યનું મૂક મુખે અવલોકન કરવા લાગ્યો.

આજે માઘ માસની શુકલ પંચમીનો દિવસ હતો, અને શિવપ્રસાદ ગુરુએ રાત્રિના દોઢ પ્રહર રાત્રિના સમયે કુમારીના લગ્નનું યોગ્ય સુમુહૂર્ત નિશ્ચિત કરી રાખ્યું હતું. લગ્નનો સમય આવી લાગ્યો, અને હમ્મીરને માલદેવ આવીને આદરપૂર્વક લગ્નમંડપવાળા ઓરડામાં લઈ ગયો. તે મંડપની વિલક્ષણતાને જોઇને હમ્મીર આશ્ચર્યથી દિઙ્મૂઢ બની ગયો.

મંડપવાળા ઓરડામાં પાંચ પુરુષો બેઠા હતા. મહાલયના અંતર્ભાગમાં સર્વત્ર દીપમાળા પ્રજ્વલિત કરવામાં આવી હતી, તથાપિ તેનો પ્રકાશ બહિર્ભાગમાં દૃષ્ટિગોચર ન થાય, એ માટેની બરાબર ખબરદારી રાખેલી હતી. એટલા પુરુષ પંચકમાં એક મેવાડનો સૂબેદાર માલદેવ હતો, બીજો તેનો કુલગુરુ શિવપ્રસાદ સ્વામી હતો અને બાકીના ત્રણ તે હમ્મીર, કૃષ્ણતનય અને વિજયસિંહ હતા. ઓરડામાં સર્વત્ર શાંતિ જ પ્રસરેલી હતી, અને સર્વ મનુષ્યોએ મૌન્યવ્રતનો જ સ્વીકાર કરેલો હોયની, એવો જ ભાસ થતો હતો. થોડી વાર પછી માલદેવ અને તેના કુળગુરુના ગુપ્ત સંભાષણનો આરંભ થયો. એ સંભાષણની સમાપ્તિ થયા પછી શિવપ્રસાદ સ્વામીએ કાંઇક વિચારમાં પડવાનો આડંબર કરીને હમ્મીરને પોતા પાસે આવવામાટેનો હસ્તસંકેત કર્યો. એક ખૂણામાં જઇને હમ્મીરના પૃષ્ઠભાગપર હાથ ફેરવતાં ફેરવતાં સ્વામીએ તેના કાનમાં કાંઇક કહ્યું. થોડી વાર સુધી સ્વામી અને હમ્મીરનું સંભાષણ ચાલ્યું અને અંતે સ્વામીની આજ્ઞાને તેણે શિરસાવંદ્ય કરેલી હોવી જોઇએ એવો ઉભયના મુખમંડળમાં સ્પષ્ટ રંગ દેખાયો.

એટલામાં એક સેવકે આવીને પ્રાર્થના કરી કહ્યું કે, "રાજભગિની કુમારી સ્નાન કાર્યથી મુક્ત થઇ શૃંગાર સજી બેઠાં છે."

"બહુ સારું, તેમને પેલી તરફના ઓરડામાં લાવો," એમ કહીને શિવપ્રસાદ સ્વામી પોતાના આસનપરથી ઊઠયા અને કુમારીને જે ઓરડામાં લાવવામાટેની સેવકને પોતે આજ્ઞા કરી હતી તે ઓરડામાં ઉતાવળથી ચાલ્યા ગયા.

કુમારી તે ઓરડામાં આવી અને ગુરુમહારાજને નમસ્કાર કરીને દૂર ઊભી રહી. શિવપ્રસાદ સ્વામીએ, બાલવિવાહના દોષથી મુક્ત થવાનો તેના મત પ્રમાણેનો જે એક પ્રકારનો શાસ્ત્રીય વિધિ હતો, તે વિધિ તેના હસ્તે યથાવિધિ કરાવ્યો. એ વિધિ કરવામાં લગભગ અર્ધ પ્રહર જેટલો સમય વીતી ગયો. એ પછી સ્વામી પાછા મંડપવાળા ઓરડામાં આવ્યા. ત્યાં પ્રથમથી જ લગ્નમાટેની સર્વ સિદ્ધતા કરી રાખવામાં આવી હતી. ઘટિકા પાત્રને જોતાં નવ ઘટિકા રાત્રિ થયેલી હતી અને મુહૂર્ત સમય પ્રાપ્ત થયો હતો. સ્વામીએ હમ્મીરની આડો અંતઃપટ ધરી રાખ્યો અને તેની બીજી બાજૂએ કુમારીને ઊભી રાખી.

લગ્નવિધિ નિર્વિઘ્ન સમાપ્ત થયો. કુમારીએ હમ્મીરના કંઠમાં પુષ્પમાળા પહેરાવી. સ્વામીએ કુમારીનો કોમળ કર હમ્મીરના હસ્તમાં સોંપીને કહ્યું કે, "રાજરાજેશ્વર! તમારો આ લગ્નસમારંભ શાસ્ત્રોક્ત વિધિથી પાર પડ્યો છે. હવે કુમારી તમારી ધર્મપત્ની અને તમે કુમારીના સ્વામી થયા છો. એક બીજાના સુખદુઃખના ભાગી બન્યાં છો."

માલદેવે પોતાની કન્યા અને જામાતાને આશીર્વાદ આપ્યા અને એ પછી વિવાહ સમારંભની સમાપ્તિ થતાં વર અને કન્યા રંગમહાલયમાં ચાલ્યાં ગયાં.

રાજા મહારાજાનાં લગ્ન કાર્યો કેટલા મોટા સમારંભથી થવાં જોઇએ, લગ્નમંડપ કેટલો બધો વિસ્તીર્ણ હોવો જોઇએ, સ્ત્રીપુરુષોનો કેટલો મોટો સમુદાય એકત્ર થવો જોઇએ, ઉતારામાં વરના પક્ષના અતિથિઓનો આદરસત્કાર કરવામાટે વધૂ પક્ષના કેટલાં બધાં સ્ત્રીપુરુષો એક પગે ઊભેલાં હોવાં જોઇએ, નૃત્ય-

ગીત આદિ રાગરંગ, દારૂકામ, મલ્લયુદ્ધ, હસ્તિયુદ્ધ અને સ્વારીનો ઠાઠ ઈત્યાદિ થવા જોઇએ; એની સાધારણતઃ સર્વ કલ્પના કરી શકે એમ છે. અને એમાં પણ વળી માલદેવ મેવાડનો સુબેદાર હતો અને તેની એકની એક જ કન્યાના લગ્નનો સમારંભ હતો, એટલે એ પ્રસંગે તો અસાધારણ ધામધૂમ હોવી જોઇએ. પરંતુ આ લગ્ન સમયે ઉપર્યુક્ત સર્વ સાહિત્યોનો પૂર્ણ અભાવ જોવામાં આવતો હતો. એમ કરવાનું કાંઈ કારણ? કોઈ જન્મદરિદ્રી પુરુષ પણ પોતાની કન્યાનો લગ્નસમારંભ આટલી બધી ગુપ્તતાથી કરતો નહિ હોય! માલદેવ તો ગર્ભશ્રીમાન્ રાજા હતો અને વળી બાદશાહનો મેવાડમાંનો પ્રતિનિધિ હતો. હમ્મીર પણ કાંઈ જેવીતેવી યોગ્યતા ધરાવનારો નહોતો. ત્યારે પછી એ વિવાહવિધિ આટલો બધો ગુપ્ત અને વિલક્ષણ કેમ થયો હશે વારુ? દિલ્લીપતિ બાદશાહ અલાઉદ્દીન અને હમ્મીરનો જે વૈરભાવ દિવસાનુદિવસ વિશેષ અને વિશેષ પ્રબળ થતો જતો હતો તે તો એનું કારણ નહિ હોયને? કિંવા કુમારી બાલવિધવા છે, એ વાર્તા હમ્મીરના જાણવામાં ન આવે, એટલામાટે તો માલદેવે એ વિવાહવિધિ ગુપ્ત રીતે અને ધામધૂમ વિના જ કર્યો નહિ હોયને? કારણ જે હશે તે જાણવામાં આવશે, પણ એટલું તો ખરું કે, એ કાર્ય પ્રસંગે શિવપ્રસાદ સ્વામીના મુખમાંથી નીકળતા મંગળ મંત્રોના ઉચ્ચાર વિના અન્યત્ર સર્વથા મૌન્ય અને શાંતિનો અધિકાર જ વ્યાપેલો હતો.

એ વિવાહવિધિને ગુપ્ત રાખવાના ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં પણ બીજે દિવસે બદરુદ્દીનખાને કુમારીના વિવાહની વાત જાણી લીધી. એ વાતને જાણતાં જ તેના પગથી માથા સુધી ગુસ્સાની આગ સળગી ઊઠી અને તે માલદેવની પાયમાલીનો વિચાર કરવા લાગ્યો.



## નવમ પરિચ્છેદ

## પતિપત્ની સમાગમ

શિવપ્રસાદ સ્વામીની આજ્ઞા પ્રમાણે વિવાહવિધિની સમાપ્તિ થતાં સૂધી તો હમ્મીર મૌન્ય ધારીને બેસી રહ્યો હતો; પરંતુ તેટલા વખતમાં તેના મનની અવસ્થા કેવી થઇ હશે, એની કલ્પના આપણને થવી અશક્ય છે. તેને પોતાના દેહનું પણ ભાન નહોતું; કારણ કે, માલદેવ ઇત્યાદિ ત્યાંથી ક્યારે ચાલ્યા ગયા એની તેને ખબર રહી નહોતી. જ્યારે તે શુદ્ધિમાં આવીને આમતેમ દૃષ્ટિપાત કરવા લાગ્યો ત્યારે પોતાની નૂતન વિવાહિત વલ્લભા વિના બીજું કોઇ પણ ત્યાં તેના જોવામાં આવ્યું નહિ. કુમારી ભયચકિત થઈ નીચી દૃષ્ટિ કરીને એક ખૂણામાં ઊભી હતી. હમ્મીર પ્રેમપૂર્ણ નયનોથી તેના તરફ જોતો મધુરતાથી કહેવા લાગ્યો કે, "પ્રિયે! આમ સંતાઇને એક ખૂણામાં શા માટે ઊભી છું?" કુમારીએ સહજ ઊંચી દૃષ્ટિ કરીને જોયું અને તરત હમ્મીરે તેનો હાથ પકડીને તેને પોતા પાસે બેસાડી.

"પ્રિયતમે, હવે આટલી બધી લજ્જાને હૃદયમાં સ્થાન આપવાનું શું કારણ છે? તે દિવસે દેવીના મંદિર પાસે તે યવનના હાથમાંથી મેં તારો છૂટકો કર્યો, તે વેળાએ તું કેવી મધુરતાથી બોલતી હતી અને આજે આમ મુખદ્વારને ગૌન્ય-

તાળાથી બંધ કેમ કરી રાખ્યું છે વારુ?" હમ્મીરે પુનઃ પોતાના સ્નેહનું દર્શન કરાવીને કહ્યું.

"તે દિવસથી જ હું આપનાં ચરણોની દાસી થયેલી છું. મારાપર જગદંબાની મહા કૃપા હોવાથી જ મને આપનાં પદપંકજની સેવા કરવાનો આજે અલભ્ય અવસર આવી મળ્યો છે," કુમારીએ લજ્જિત મુદ્રા અને મંદ સ્વરથી એ વચનો ઉચ્ચાર્યાં.

"એ તો ઠીક, પણ અહીં આવ્યા પછી એક વિચારે મને ગાંડો બનાવી નાખ્યો છે, અને હું આશ્ચર્યના સાગરમાં ગોથાં ખાયા કરું છું," હમ્મીરે બીજા વિષયના વિસ્તારની પ્રસ્તાવના કરી.

"નાથ, એટલા બધા આશ્ચર્યનું શું કારણ છે?" કુમારીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"આપણો વિવાહસંબંધ આટલી બધી ગુપ્ત રીતે શામાટે કરવામાં આવ્યો હશે, એ વિચારનું ઘણી વારથી મારા મસ્તિષ્કમાં ભ્રમણ થયા કરે છે અને મારા હૃદયમાંથી મને એનું કાંઇ પણ સમાધાનકારક ઉત્તર મળી શકતું નથી," હમ્મીરે વિચારવાનું કારણ દર્શાવ્યું.

"પ્રાણનાથ, મારા પિતા અલાઉદ્દીન બાદશાહના સૂબેદાર છે અને આપ બાદશાહના કટ્ટા દુશ્મન છો, એટલામાટે કદાચિત્ આ વિવાહસંબંધ જાહેર રીતે કરવાની તેમની હિંમત નહિ ચાલી હોય; એ વિના બીજું કાંઇ પણ કારણ સંભવતું નથી," કુમારીએ પતિના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"પ્રિયે, તારી આ કલ્પના સત્ય છે; પણ જ્યારે તારા પિતાએ બહાર એમ જાહેર કર્યું છે કે, હું મારવાડના એક સરદારનો પુત્ર છું અને મારું નામ શૂરસિંહ છે; ત્યારે પછી વિવાહવિધિ આટલી બધી ગુપ્ત રીતિથી કરવાનું કાંઇ પણ કારણ નહોતું. એથી જણાય છે કે, આમ ગુપ્ત વિવાહ કરવામાં અવશ્ય બીજું કાંઇ ગુપ્ત રાજકારસ્થાન હોવું જોઇએ કિંવા મારું અપમાન કરવામાટે જ ખાસ જાણી જોઇને તારા પિતાએ આવો પ્રપંચ કરેલો હોવો જોઇએ. મારા મનમાં એવો દૃઢ સંશય છે," હમ્મીરે પોતાના મનના સંશયને વ્યક્ત કરી બતાવ્યો.

"હૃદયેશ્વર! આપના હૃદયમાં આ એક વ્યર્થ શંકાનો ઉદ્ભવ થયો છે," કુમારીએ ભયભીત થઇને કહ્યું.

"મારી શંકા વ્યર્થ નથી, પણ સકારણ છે. મારી મનોદેવતા મને સાક્ષી આપે છે કે, અવશ્ય આમાં કાંઇ પણ એવો ભેદ હોવો જ જોઇએ," હમ્મીરે પુનઃ પોતાના વચનનું મંડન કર્યું.

"આવા સંશયરૂપ પિશાચને હૃદયમાં સ્થાન આપીને વિના કારણ ત્રાસ શામાટે સહન કરો છો, નાથ?" કુમારીએ કહ્યું.

"મારું હૃદય અત્યારે સંશયાનલથી એટલું તો દગ્ધ થયું છે કે, તે આવા શુષ્ક વાક્યરૂપ જલના સિંચનથી કદાપિ શાંત થવાનું નથી," હમ્મીરે પુનઃ પત્નીને શોકાતુર બનાવનાર ઉત્તર આપ્યું.

"પ્રાણનાથ," કુમારી વધારે બોલી શકી નહિ. તેનાં નેત્રોમાંથી નીરની ધારા વહી નીકળી.

"પ્રાણપ્રિયે, માલદેવે આ જાણી જોઇને જ મારું ભયંકર અપમાન કર્યું છે; અને તેથી આ વૈરનો પૂરેપૂરો બદલો લીધા વિના હું કદાપિ શાંત થવાનો નથી. હૃદયેશ્વરી, તું વિના કારણ શા માટે શોકાતુર થાય છે ? હવે તો તારા મનમાં પણ મારાં સુખદુઃખ અને માનાપમાનની લાગણી હોવી જોઇએ. મારો આવો વિચાર જાણીને તારે ખેદ કરવાનું શું કારણ છે?" હમ્મીરે ભયંકરતા દર્શાવીને કહ્યું.

"ત્યારે પ્રાણેશ્વર, શું ખરેખર આપનું અપમાન જ થયું છે?" કુમારીએ દીનતાથી પ્રશ્ન કર્યો.

"હા, તારા પિતા માલદેવના હાથે મારું અપમાન જ થયું છે ! મારું નામ પ્રસિદ્ધ ન કરતાં તારો હાથ આટલી ગુપ્તતાથી અને આવા ગુપ્ત આવાસમાં મારા હાથમાં આપવામાં આવ્યો, એમાં માલદેવનો મારા અપમાન વિના બીજો શો ઉદ્દેશ હોઇ શકે, એની કલ્પના કરવા જેટલી બુદ્ધિ પણ તારામાં નથી કે?" હમ્મીરે સામો પ્રશ્ન કર્યો.

"નહિ, મારા સૌભાગ્ય હેતુ ! એક બીજા જ અનિવાર્ય કારણને લીધે આ વિવાહવિધિ આમ ગુપ્ત રીતિથી કરવામાં આવ્યો છે," કુમારીએ અંતે કાંઇક સત્ય વાર્તા વ્યક્ત કરતાં જણાવ્યું.

"એમ હોય, તો પણ મારો સંશય ખોટો નથી, એટલું તો નિર્વિવાદ સિદ્ધ થઇ જ ચૂક્યું. જ્યારે એમ જ છે તો હું આટલી વારથી બૂમો માર્યા કરું છું તોય ખરું કારણ તું જણાવતી કેમ નથી વારુ?" હમ્મીરે તે બિચારી બાળાને વાગ્જાલમાં સપડાવી.

"એ કારણ આપને કહેવાય તેવું નથી. એ કારણ આપના જાણવામાં આવતાં આપના હૃદયમાં મારા વિશેનો સ્નેહ અવિચલ રહેશે કે નહિ એની શંકા છે. આપણો હસ્તમેળાપ થયા પહેલાં આપને મળીને એ ભેદ જણાવવાનો મેં પ્રયત્ન કર્યો હતો, પણ એકાંતમાં આપની મુલાકાતનો યોગ મને મળી શક્યો નહિ. અને હવે મારો કોઇ આધાર નથી," એમ કહી કુમારી બોરબોર જેવડાં આંસુ વર્ષાવી રડવા લાગી.

"પ્રિયે, શું હું એટલો બધો દુષ્ટ છું ? હું તારાપર આવા સુંદર સરોજપર કોપ કરીશ, એ માટે તારું હૃદય તને સાક્ષી આપે છે ખરું કે?" હમ્મીરે પ્રેમથી તેનાં આંસુ લુછીને કહ્યું.

"નહિ, નહિ; પ્રિયતમ, અવશ્ય આપ કોપવશ થવાના જ. હૃદયેશ્વર, મને એ કારણ ન પૂછો," કુમારી એમ કહી કંપવા લાગી.

"સુંદરી, તું આમ વિકારને વશ થઇ દુઃખિની ન થા. જે સત્ય વાર્તા હોય તે જણાવી દે. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, તારાપર હું કોપ કરવાનો નથી," હમ્મીરે આશ્વાસન આપ્યું.

"પ્રાણવલ્લભ, મારાપર દયા કરો. હું બાળવિધવા છું. આ ગુપ્ત વિવાહવિધિનું કારણ મારું બાલવૈધવ્ય જ છે. મારી અત્યન્ત બાલ્યાવસ્થામાં એટલે કે જ્યારે હું માત્ર ચાર કે પાંચ વર્ષના વયની હતી અને જ્યારે મારા મનમાં સારાસારનો વિચાર નહોતો, તે વેળાએ કોઇ રાજકુમાર સાથે મારો વિવાહ કરી આપવામાં આવ્યો

હતો. મારા સાંભળવા પ્રમાણે એ વિવાહને બે ચાર મહિના થયા ન થયા એટલામાં તો હું વિધવા થઇ હતી. એ વિવાહનું મને તો જરા પણ સ્મરણ નથી; પરંતુ 'તું પરણીને એક વાર સાસરીયાંમાં પણ ગઈ નથી!' એમ મારી માતા મને કહેતી હતી. પ્રથમારંભે તો બાલ્યાવસ્થા હોયાથી વૈધવ્યનું મને વિશેષ દુઃખ જણાયું નહિ અને ત્યાર પછી પણ મારી માતાએ મને ધર્મશિક્ષણ અને જગદંબાની ઉપાસના દીક્ષા આપેલી હોયાથી મારા મનમાં સંસારવિષયક વિકારનો સંચાર થતો નહોતો. મારા સમક્ષ નહિ, પણ મારી પીઠ પાછળ મારા વૈધવ્યને લીધે મારા પિતા બહુ જ શોકાતુર રહેતા હતા. એટલામાં મારી માતાનો સ્વર્ગવાસ થયો અને પિતા સાવકી માતાના ભમાવ્યાથી પ્રેમ ઓછો બતાવવા લાગ્યા. એ વખતે મને વૈધવ્યની કાંઇક વેદના થવા લાગી. મારા શોકને ઘટાડવામાટે હું નિત્ય નિયમિત રીતે સંધ્યા કાળે દેવીના દર્શનમાટે જતી હતી, અને આપને સ્વચ્છાવર બનાવવાના ઉદ્દેશથી આપને મેં એક પત્ર પણ લખ્યો હતો કે જે આપને મળ્યો હતો. એ પત્ર લખ્યો તે જ દિવસે અમારા પહેરેગીરોની વાતચીતમાંથી છુપી રીતે સાંભળતાં એમ મારા જાણવામાં આવ્યું કે, લોકો મારાપર નઠારો અપવાદ મૂકે છે અને એક મુસલ્માન સરદારની મારાપર દુષ્ટ વાસના થયેલી છે. ચાર છ દિવસ આપની વાટ જોઇ, પણ આપ ન પધાર્યા એટલે અંતે આત્મહત્યાની કલ્પનાએ મારા નિરાશ મનમાં સંચાર કર્યો. આત્મઘાતના વિચારથી હું માતાજીના મંદિરમાં ગઈ અને ત્યાં જગદંબાની પ્રાર્થના કરીને મેં મારા વક્ષઃસ્થળપર કટારની અણી તાકી. એટલામાં મને એવો ગુપ્ત નાદ સંભળાયો કે, "જેણે પતિનું મુખ જોયું નથી અને જેને પતિના સ્વરૂપનું સ્મરણ નથી તે કુમારિકા જ છે! તું વ્યર્થ પ્રાણત્યાગ ન કર. જે મહાપુરુષનું આજે તને દર્શન થાય તે જ તારો ભાવિ પતિ છે, એમ માની લેજે." મારા હાથમાંથી કટાર જમીનપર પડી ગઈ. હું દેવીને નમસ્કાર કરીને મંદિરમાંથી બહાર નીકળી અને ત્યાર પછી શું થયું તે તો આપ જાણો જ છો. તે દુષ્ટ યવનના હાથમાંથી જે મહાપુરુષે મારી રક્ષા કરી હતી તે જ આજે મારા પતિ થયા છે અને દેવીનો આશીર્વાદ સત્યસિદ્ધ થયો છે," કુમારીએ પોતાની ઇત્થંભૂત વિગત વાર્તા કહી સંભળાવી.

"વસ્તુસ્થિતિ ગમે તેવી હોય, પરંતુ તું વિધવા હોયાથી મેવાડની રાણીની પત્ની થવાને પાત્ર તો નથી જ," હમ્મીરે કઠિનતા બતાવી.

"પ્રાણનાથ, આપ શાસ્ત્રોક્ત વિધિથી મારા હસ્તનો સ્વીકાર કરી ચૂક્યા છો, એનું આપે વિસ્મરણ કરવું જોઇતું નથી," કુમારીએ કાંઇક દૃઢતા ધારણ કરીને પોતાના અધિકારની સિદ્ધતા કરી.

"મારા વિશુદ્ધ નામને લાગેલો આ અપમાનનો દાગ કેમ કરીને ધોવાશે? એક યત્કિંચિત્ અબળાએ મને આમ પોતાના કપટજાળમાં ફસાવ્યો! એક અબળા પાસેથી વેરનો બદલો લેવો એ પવિત્ર શિશોદિયા કુળનું લક્ષણ ન હોવાથી આત્મવિસર્જન વિના હવે મારા ઉદ્ધારનો બીજો એક પણ માર્ગ અવશિષ્ટ નથી," હમ્મીરે નિશ્વાસ નાખીને કહ્યું.

"પ્રાણનાથ, એવું સાહસ કરીને પારતંત્ર્ય શૃંખલામાં જકડાયલી જન્મભૂમિ

મેવાડ માતાને સદાની ગુલામગિરીમાં નાખશો નહિ. મેવાડના લોકો આપના જીવમાં અને આપના વચનમાં વિશ્વાસ રાખીને મહાકષ્ટપૂર્વક પોતાના જીવનના દિવસોને વીતાડી રહ્યા છે. તેમના ઉત્સાહનો ભંગ ન કરશો," કુમારીએ ભયભીત થઇને હમ્મીરને નમ્રતાથી પ્રાર્થના કરી.

"તારાં વચન સત્ય છે, પરંતુ મારા મનને સતત ટૂંપી નાખનારા આ દુ:ખથી મુક્ત થવાનો મૃત્યુ વિના બીજો કોઇ પણ ઉપાય નથી," હમ્મીરે પુન: પોતાનો તે જ નિશ્ચય દર્શાવ્યો.

"પ્રાણનાથ, આપ આમ દુ:ખી ન થાઓ. હું આપના દુ:ખનું નિવારણ કરીશ. આપના બદલામાં હું જ મારા પાપી પ્રાણનો ત્યાગ કરીશ. એથી તો આપનું દુ:ખ દૂર થશે ખરું ને?" કુમારીએ પતિના મનનું સાંત્વન કરવાના હેતુથી કહ્યું.

"કોમલાંગિ! મારા દુ:ખના દમનમાટે તું તારા પ્રાણનો ભોગ આપીશ? આવા સુકુમાર અને સુંદર શરીરનો પોતાના હાથે જ નાશ કરી નાખીશ કે?" હમ્મીરે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"નાથ, આપના સુખમાટે હું મારા શરીરનું બલિદાન આપીશ. મારા જીવ્યાથી જ્યારે આપને સુખ મળવાનો સંભવ નથી એટલે એથી એ નિશ્ચિત છે કે, મારા કારણથી આપને પોતાના થયેલા અપમાનનું વિસ્મરણ થતાં અવશ્ય સુખ થવાનું જ," કુમારીએ સમયોચિત ઉત્તર આપ્યું.

"પ્રિયે, તારા નાશથી મારા સુખનો આવિર્ભાવ થવાનો નથી. એથી તો સામો મારા દુ:ખમાં વધારો થતાં હું કદાચિત્ મારા કર્તવ્યથી પરાઙ્મુખ થઇ જઇશ," હમ્મીરે સારાસારનો વિચાર કરીને કહ્યું.

"આપ પોતાના કર્તવ્યથી વિમુખ થાઓ, એ વાર્તા અને ઇષ્ટ નથી. હું આપની દૃષ્ટિથી દૂર થઇશ, એટલે આપ મને વિસરી જશો અને આપની મનોવ્યથા અવશ્ય ન્યૂન થશે જ," કુમારીએ પુન: પતિને નમ્રતાથી પ્રાર્થના કરીને કહ્યું.

ભોળી યુવતી એથી વધારે કાંઇ પણ બોલી શકી નહિ. પતિનાં ચરણોમાં મસ્તક નમાવીને તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. હમ્મીર તે યુવતીના નિષ્કપટ ભાષણનું શ્રવણ અને તેના લોકોત્તર લાવણ્યનું અવલોકન કરીને પોતાના થયેલા અપમાનને ભૂલી ગયો. તેના હૃદયમાં તો પ્રેમ ઉભરાઈ જવા લાગ્યો. કુમારીની સરળતા અને પતિપ્રીતિને જોઇને તે મનોમુગ્ધ થયો. અપમાનિત અને દુ:ખી થવા છતાં પણ હમ્મીર એ પતિપ્રાણા સરલા સુંદરીને પામીને બહુ જ નિશ્ચિન્ત થયો, સંતુષ્ટ થયો. તેણે અનેક પ્રકારનાં આશ્વાસનો આપીને પોતાની પ્રાણપ્રિયાને શાંત કરી અને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું.

હવે આપણી એ હતભાગિની કુમારી 'હતભાગિની' નહોતી. આજે પોતાના સ્વામીના સ્નેહને મેળવીને તે સર્વ ગતસંકટોને ભૂલી ગઈ હતી. એક સમયની દુર્ભાગિની કુમારી આજે પ્રારબ્ધની પ્રબળતાથી રાજમહિષી થઈ હતી. માતૃપિતૃ પ્રેમવિહીના યુવતી આજે પતિપ્રેમાધિકારિણીની પદવીને પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થયેલી જોવામાં આવતી હતી.

કુમારીની માતાએ મરણ સમયે જ એક વાત કહેવાની ઇચ્છા કરી હતી,

પણ તેનાથી જે વાત કહી શકાઈ નહોતી અને તેનો પ્રાણપક્ષી આશામાં ને આશામાં જ ઉડી ગયો હતો; તે જ તેની ઇચ્છા ભગવાને આજે પૂર્ણ કરી હોયની, એવો જ ભાસ થતો હતો. ઉદ્યાનકુંડના સોપાનપર માધવી લતાની શીતલ છાયામાં બેસી દુઃખિત સ્વરથી જે સંગીત ગાઇને કુમારીએ નિરાશાનાં અશ્રુની ધારા વર્ષાવી હતી, તે સંગીતમાંના ભાવાર્થને જાણી આજે અનાથોના નાથ જગત્પિતા જગદીશ્વરે તેનો મનોરથ પૂર્ણ કર્યો હોયની, એમ પ્રત્યક્ષ દેખાઇ આવતું હતું. કોણ કહે છે કે, દુઃખનો અન્ત નથી થતો ? જુઓ, જે કુમારીને સ્વપ્નમાં પણ કદાપિ સુખ મેળવવાની આશા નહોતી, તે જ કુમારી આજે પોતાના પ્રિયતમ પતિના વક્ષઃસ્થળપર મસ્તક રાખીને સ્વર્ગીય આનન્દનો અનુભવ લેવામાં નિમગ્ન થયેલી હતી. સુખની અપૂર્વ છટાનું એક ક્ષણ માત્રમાં જ તેને દર્શન થવા લાગ્યું હતું. કવિજન કહે છે કે, 'આ સંસાર અમૃતમય છે કે વિષમય છે એ જાણી શકાતું નથી.' કુમારી આજ સુધી તો સંસારને હલાહલ વિષમય જ માનતી હતી, પણ આજે તેના હૃદયમાંથી વારંવાર એવો જ ગુપ્ત નાદ નીકળતો અને સંભળાતો હતો કે, "આ સંસાર અમૃતમય છે, આનન્દમય છે અને સુખમય છે!" અમે પણ કહીશું કે, પતિનો સમાગમ તે જ સુંદરીનું સુખ છે, સ્વર્ગ છે.

---

## દશમ પરિચ્છેદ

## અલીખાનની યુક્તિ

આગળ જણાવ્યા પ્રમાણે દિલ્હીમાં અલાઉદ્દીનની અવસ્થા આજકાલ જો કે કઢંગી થઈ પડી હતી, તો પણ કેટલાક સરદારો હજી તેના પક્ષના હતા અને તેઓ તેના હિતના પ્રયત્નો કરતા હતા. અલીખાન પણ એવા સરદારોમાંનો એક હતો અને તે અલાઉદ્દીનની મિત્રતાને પાત્ર થયેલો હતો. હમ્મીરના વિવાહસંબંધને લગભગ એક માસ જેટલો સમય વીતી ગયો હતો અને તે વિશેના વૃત્તાંતનું પત્ર લખીને બદરુદ્દીનખાને બાદશાહપર મોકલી આપ્યું હતું. એ પત્ર વાંચી અલાઉદ્દીન ઘણા જ વિચારમાં પડી ગયો હતો. જો કે તેના શરીરનું બળ ઓછું થયું હતું અને મિત્રો શત્રુ બની ગયા હતા છતાં તેની રાજ્યતૃષ્ણા અને હિન્દુઓ તરફના તિરસ્કારનો લેશ માત્ર પણ લોપ થયો નહોતો. જો સર્વ સાધનોની અનુકૂલતા હોત તો હજી પણ તે પંદર સવારીઓ કરવાને તૈયાર થાત, એમાં જરા પણ સંશય નહોતો. પોતાને કોઈ માર્ગ કિંવા ઉપાય ન સૂઝવાથી તેણે અલીખાનને ખાનગી ઓરડામાં પોતા પાસે બોલાવ્યો. અલીખાન આવ્યો અને 'કોર્નિશ બન્દાનવાજ' કહીને અદબથી ઊભો રહ્યો.

"આવો, મારા ખયરખાહ દોસ્ત, આ આસનપર બેસો," અલાઉદ્દીને તેનો સત્કાર કરીને કહ્યું; "કેમ તબીયત તો સારી છેને?"

"ખુદાની મેહરબાની છે. આ વખતે ખાસ કરીને આ બન્દાને શા કારણથી બોલાવ્યો છે?" અલીખાને બેઠા પછી સવાલ કર્યો.

"એવો જ એક દાવપેચવાળો મામલો પેશ આવ્યો છે," અલાઉદ્દીને ટૂંકો જવાબ આપ્યો.

"તે શો મામલો છે?" અલીએ આતુરતાથી પૂછ્યું.

"આ પત્ર વાંચો," એમ કહીને સુલ્તાને બદરુદ્દીન પાસેથી આવેલું પત્ર તેના હાથમાં આપ્યું.

"જેવો જહાંપનાહનો હુકમ," એમ કહી અલીખાન તે પત્ર નીચે પ્રમાણે વાંચવા લાગ્યો,

"આલમપનાહ શહનશાહ અલાઉદ્દીન ગાઝીની જનાબમાં, વિ. વિ. આ ગુલામે મેવાડના સુબેદાર માલદેવ વિશે પ્રથમ પણ જણાવ્યું હતું કે, તે આપણા દુશ્મન હમ્મીર સાથે મળી ગયો છે અને આપણો દુશ્મન થયો છે હજૂરે મને તેને પદભ્રષ્ટ કરવાની સત્તા આપી હતી, પણ કેટલાંક કારણોને લીધે તેમ કરવાનું અત્યાર સુધી મેં વ્યાજબી ધાર્યું નહોતું. હાલમાં વળી એક એવો બનાવ બન્યો છે કે જે સાંભળીને આપને અવશ્ય આશ્ચર્ય અને ખેદ થવાનો જ. અત્યાર લગી તો માલદેવ હમ્મીર સાથે ખાનગી રીતે જ મળેલો હતો, પણ ત્યાર પછી હાલમાં તે હમ્મીરને તેના અનુયાયિ જનો સાથે ચિતોડમાં બોલાવીને પોતાની પુત્રી સાથે તેનો વિવાહસંબંધ કરી આપ્યો છે અને તેને પોતાનો જમાઇ બનાવ્યો છે. એ વિવાહ સમારંભ બહુ જ ગુપ્ત રીતિથી કરવામાં આવ્યો છે. હમ્મીરે અહીં આવીને પોતાનું નામ બદલી નાખ્યુ છે. તેને ચિતોડમાં મારવાડના એક સર્દાર પુત્ર શૂરસિંહના નામથી ઓળખવામાં આવે છે અને તે ધીમે ધીમે ચિતોડની આસપાસમાં પોતાનું સૈન્ય ફેલાવતો જાય છે. હું ખુલ્લી રીતે તેનાપર હલ્લો કરી શકું એટલું મારી પાસે સૈન્યબળ નથી અને માલદેવનું સૈન્ય મને કામ લાગે તેમ નથી. હવે જો દિલ્લીથી કુમક નહિ આવે, તો મેવાડમાં જે અનર્થ થશે તેનો ઉત્તરદાતા સેવક નથી.

તાબેફર્માન બદરુદ્દીનખાન."

અલાઉદ્દીને પોતે એક વાર એ પત્ર વાંચ્યું હતું, છતાં તેનું બીજી વારનું વાંચન સાંભળીને તેના મનમાં કોપનો આવિર્ભાવ થયો અને તે સિંહ સમાન ગર્જના કરીને તે કોપનું દર્શન કરાવતો કહેવા લાગ્યો કે, "ઉફ, માલદેવ નમકહરામ થયો! અફસોસ, અંતે કાફિર તે કાફિર જ નીકળ્યો! તે બદમાશને તોપને મોઢે બાંધી દઇને નાપાક હમ્મીરને અહીં કેદ કરી લાવવો જોઇએ." એ શબ્દો ઉચ્ચારતાં તેની આંખોમાંથી આગની ચીંગારીઓ વર્ષવા લાગી અને તે પુનઃ બોલવા લાગ્યો કે, "અલીખાન, અત્યારે ને અત્યારે સૈન્યને સિદ્ધ થવાની આજ્ઞા આપો. મેવાડની અવ્યવસ્થાનો આ વૃદ્ધ બાદશાહ પોતે જ અંત આણી નાખશે!!"

અલીખાન થરથર કંપવા લાગ્યો અને બાદશાહની ઇચ્છા વિરુદ્ધ બોલવાની તેની હિંમત ચાલી શકી નહિ. છતાં થોડી વાર વિચાર કરીને હિંમત લાવી તે બહુ જ નમ્રતાથી બોલ્યો કે, "આલમપનાહ, આપની આજ્ઞા શિરસાવંદ્ય છે અને આવતી કાલે જ સૈન્યને તૈયાર રહેવામાટેની હું તાકીદ આપી દઉં છું. છતાં પણ મારો એવો વિચાર થાય છે કે, કોઇ પણ કાર્ય જો રક્તપાત વિના અને યુક્તિથી જ થઇ શકતું હોય તો પ્રથમ તેનો જ પ્રયત્ન કરવો એ વિશેષ હિતકર છે. માલદેવે હમ્મીરને પોતાનો જમાઇ બનાવ્યાની વાત ખરી હોય, તોપણ તે

પોતે આજકાલમાં જ આપણી જોડે લડાઇ કરવાને તૈયાર થશે, એમ ધારી લેવાનું નથી; કારણ કે, ખુદાવન્દના પ્રભાવ કાંઇ જેવો તેવો નથી. બાદશાહી તેજ તેને એ સાહસ કદાપિ કરવા દેશે જ નહિ."

"તમે એવી શી યુક્તિ યોજવાના છો, તે જણાવશો કે?" બાદશાહે કાંઇક શાંત થઇને સવાલ કર્યો.

"એની તો ખુદાવન્દને ખબર હશે જ કે, ચિતોડગઢથી પંદર દિવસની મંજિલપર આવેલા ભૂવાના નામક પહાડી પ્રદેશમાં મેર લોકોએ આજકાલ ઘણો જ ઉપદ્રવ મચાવવા માંડ્યો છે. ત્યાંનાં હવાપાણી ઘણાં જ નઠારાં હોવાથી ત્યાં જવાને ખુશીથી કોઇપણ હા પાડતું નથી અને તેથી દિવસે દિવસે મેર લોકો વધારે અને વધારે પ્રબળ થતા જાય છે. એ કારણ બતાવીને માલદેવને એવું ફર્માન મોકલો કે, 'બહરુદ્દીનખાનને સુબેદારની સત્તા સોંપીને તમે મેર લોકોના બળવાને દાબી દેવામાટે તત્કાળ ચિતોડમાંથી નીકળી પડો; તમને બીજી મંજિલ પર દિલ્લીનું ચાર હજારનું સૈન્ય મળશે.' એ હુકમને માન આપી તે ભૂવાના તરફ રવાના થશે અને તેના ગયા પછી બહરુદ્દીનખાન હમ્મીરને સહજમાં કેદ કરી શકશે. એવી રીતે તેમના સંયોગને વિયોગના રૂપમાં ફેરવવાથી આપણા ઇષ્ટ કાર્યની સિદ્ધિ થશે અને આપની ઇચ્છા અનુસાર સર્વ બની આવશે. મારો એ વિશે પૂર્ણ નિશ્ચય છે," અલીખાને યુક્તિ દર્શાવી.

"અલીખાન, તમારી આ યુક્તિ સાંભળીને હું ઘણો જ પ્રસન્ન થયો છું. તમારી દૂરદૃષ્ટિ અને રાજકાર્યકુશળતા જોઇને મને એમ જ થયા કરે છે કે, તમારી જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી જ થવાની છે. તમે અત્યારે જે યુક્તિ દર્શાવી છે, તે પ્રમાણેનું ફર્માન લખીને તૈયાર કરો. એક બીજું ગુપ્ત ફર્માન બહરુદ્દીનખાનપર પણ લખો અને મારા સહી સિક્કા સાથે આજને આજ ચિતોડ તરફ મોકલી આપો," બાદશાહે આનંદમાં આવીને આજ્ઞા આપી.

અલીખાને તરત બે ફર્માન લખીને તૈયાર કર્યાં, અને તે બાદશાહને વાંચી સંભળાવી તેમનાપર બાદશાહી મોહોર કરીને તરત એક ચાલાક ઘોડેસ્વાર માર્ફત મેવાડ તરફ રવાના કરી દીધાં. બાદશાહે, જો બધી બીના અલીખાનની યુક્તિ પ્રમાણે બની આવે તો તેને મોટી જાગીર અને ઇનામો આપવાની આશા બતાવી. આજે અલીખાનના આનંદનો અવધિ થયો. તે પુલકિત અને આનંદિત થતો પોતાને ઘેર ગયો. બાદશાહ પુનઃ વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યો.

---

## એકાદશ પરિચ્છેદ

## પ્રયુક્તિ અને વિદાય

રાત્રિના અઢી પ્રહર જેટલો સમય વીતી ગયો હતો. ચિતોડનાં નરનારીજનો નિદ્રાવશ થયેલાં હતાં, અને દુર્ગનાં દ્વાર પણ બંધ હતાં. માલદેવને આજે સંધ્યાકાળે બાદશાહનું ફર્માન મળેલું હતું અને તે વિશે વિચાર કરવામાં જ તેનો આટલો સમય વીતી ગયલો હોવાથી તે નિદ્રાના વ્યાસંગથી અલિપ્ત રહ્યો હતો.

એકાએક તેના મનમાં એક કલ્પના આવી અને તેવા જ તે ગુપ્ત વેશ પરિધાન કરીને પોતાના મહાલયમાંથી બહાર નીકળ્યો. ત્યાંથી દુર્ગના દ્વાર પાસે આવી તેણે દ્વારપાલને તેના બહાર જવાની વાર્તાને ગુપ્ત રાખવાનું જણાવી હમ્મીરના નગર બહારના મહાલયપ્રતિ પ્રયાણ કર્યું. તે પગે ચાલતો જ નીકળેલો હોવાથી ત્યાં પહોંચતાં કેટલોક સમય વીતી ગયો. રાત્રિના ચતુર્થ પ્રહરનો આરંભ થઇ ચૂકેલો હોવાથી દિવસના આગમનમાં વિશેષ વિલંબ નહોતો. હમ્મીર અને તેની નૂતન પત્ની માલનંદિની નિદ્રાવશ થયેલાં હતાં. માલદેવે હમ્મીરને તેના અનુચર-દ્વારા જાગૃત કરાવ્યો અને ત્યાર પછી તેના ખાનગી ઓરડામાં પ્રવેશ કર્યો. હમ્મીરે તેને આદર આપીને બેસાડ્યા પછી વિનયથી પૂછ્યું કે, "કેમ વડિલ, અત્યારે પરિશ્રમ વેઠવાનું કાંઇ કારણ?"

"કારણ એજ કે, કુમારીના આપ સાથે કરી આપેલા વિવાહ સંબંધની વાર્તા બાદશાહના જાણવામાં આવી ગઇ છે અને તેથી બાદશાહે મારાપર મેર લોકોને દાબી દેવામાટે સુબેદારની સત્તા બહરુદ્દીનને સોંપીને ભૂયાના તરફ જવાનું ફર્માન પાઠવ્યું છે. જો કે આપણા સંબંધની વાત બાદશાહે પોતાના પત્રમાં જણાવી નથી, છતાં આમાં અવશ્ય કાંઇ પણ કપટનો ખેલ છે એમ મારો પૂરે-પૂરો નિશ્ચય છે. એટલામાટે મારી આપને એ પ્રાર્થના છે કે, આપ સપરિવાર અહીંથી પોતાના સ્થાનમાં જઇને નિર્ભય થાઓ તો વધારે સારું," માલદેવે સચિન્ત મુદ્રાથી કહ્યું.

"આપને ભૂયાના તરફ મોકલીને બાદશાહનો અહીં શી રમત રમવાનો વિચાર હશે, એની આપ કાંઈ કલ્પના કરી શકો એમ છે કે?" હમ્મીરે વિચાર કરીને પ્રશ્ન કર્યો.

"એજ કે, મને ચિતોડથી દૂર કરીને બહરુદ્દીનખાન આપપર હલ્લો કરે, અને ત્યાર પછી મારો પણ નાશ કરવામાં આવે; હું તો એ જ કલ્પના કરી શકું છું. બહરુદ્દીન આજે સાંઝે એવું કાંઇક કોઇના આગળ બબડતો હતો એની અને તેનાપર પણ જૂદું બાદશાહી ફર્માન આવ્યાની વાત મારા જાસૂસના મોઢેથી મારા જાણવામાં આવી છે એટલે મારા મનમાં આવો સંશય ઉત્પન્ન થયો છે," માલદેવે ઉત્તર આપ્યું.

"આપનો સંશય સત્ય છે, એમ મારી મનોદેવતા પણ મને સાક્ષી આપે છે. આપ જ્યારે મારું આવું હિત ઇચ્છો છો ત્યારે મારો પણ આપને એક બે પ્રશ્નો પૂછીને મારા મનના ક્લેશને કાઢી નાખવાનો વિચાર થઈ આવે છે. પ્રથમ તો હું એમ પૂછવા માગું છું કે, આપે પોતાની બાલવિધવા પુત્રી સાથે મારો વિવાહ સંબંધ કરી આપ્યો એનું કારણ શું હતું?" હમ્મીરે સમય આવેલો જોઇને પોતાના સ્વાર્થની વાત કાઢી.

"મહારાણા હમ્મીર, એક બાલવિધવા કન્યા સાથે આપને પરણાવીને મેં આપનો ઘોર અપરાધ કર્યો છે અને તે માટે હું આપની ક્ષમા માગુ છું. પણ એમ કર્યા વિના મારો છૂટકો જ નહોતો. મુસલ્માનોની સહન કરવી પડતી પર-તંત્રતાથી હું કંટાળી ગયો હતો, એવામાં મારા શિરપર એક એવી આપત્તિ આવી કે જો હું મારી પુત્રીને કોઇ મુસલ્માન સાથે ન પરણાવું તો એ આપત્તિમાંથી

મારો છુટકો થવાની આશા નહોતી. હું મુસલ્માનનો દાસ તો થયો હતો, પણ મુસલ્માનને પુત્રી આપીને કુળને કલંકિત કરવાનું મેં યોગ્ય ન ધાર્યું. કુમારીનો એ વિશે અભિપ્રાય પૂછતાં તેનું મન આપનામાં આસક્ત થયેલું જોવામાં આવ્યું અને એક વાર તે આપના ઉપકારના ભાર તળે દબાયલી હતી એ વાર્તા મારા પણ જાણવામાં આવી. આપના ભાગ્યના સૂર્યનો ઉદય થતો દેખીને મારો પણ એ કન્યા આપને જ આપવાનો વિચાર થયો, અને હું પોતે જ દૂતના વેષમાં શ્રીફળ લઇને કેલવાડામાં આવ્યો. ત્યાર પછીનો વૃત્તાંત તો આપ જાણો જ છો. હવે જો આપનો મારામાં વિશ્વાસ બંધાતો હોય તો હું આપનો દાસ થવાને તૈયાર છું, અને જો આપની તેમ કરવાની ઇચ્છા ન હોય તોપણ હું આપનો શત્રુ તો થવાનો નથી જ, એ વિશે નિશ્ચય રાખવો," માલદેવે સર્વ ભેદનો નિષ્કપટતાથી સ્ફોટ કરી નાખ્યો.

"વડિલ, આપના મનની આવી શુદ્ધ ભાવના હશે, એની મારા મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ આવી નહોતી. આપે જાણી જોઇને જ આ મારું અપમાન કર્યું છે એવી ધારણાથી હું એ વૈરનો બદલો લેવાનો પણ નિશ્ચય કરી ચૂકયો હતો. પણ અત્યારે હવે મારા ઉતાવળા સ્વભાવમાટે મને પશ્ચાત્તાપ થાય છે. મારો આપના વચનમાં પૂર્ણ વિશ્વાસ છે અને તેથી આપ જેવી આજ્ઞા કરો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું," હમ્મીરે પણ મનને નિષ્કલેશ બનાવીને જણાવ્યું.

"જો આપની એવી જ ઈચ્છા હશે, તો એક નિમિષ માત્રમાં જ આપ ચિતોડનો પુનરુદ્ધાર કરી શકશો. બાદશાહનું આવું ફર્માન આવ્યું છે, તે બદરૂદ્દીનના કાવત્રાંનું જ પરિણામ છે. પણ એનો આપણે હવે વધારે વિચાર કરવાનો નથી; કારણ કે, અંતે વિધર્મીય તે વિધર્મીય જ છે. બાદશાહે જ્યારે યુક્તિથી આપણો નાશ કરવાની પેરવી કરવા માંડી છે, ત્યારે આપણે પણ પ્રયુક્તિથી જ તેની એ યુક્તિનો નાશ કરવો જોઇએ," માલદેવે કહ્યું.

"એવી કોઈ પ્રયુક્તિ આપે શોધી કાઢી છે ખરી કે?" હમ્મીરે અધીરતા અને ઉત્કંઠાથી પૂછ્યું.

"જી હા; તે પ્રયુક્તિ એ છે કે, હું બાદશાહના ફર્માનને માન આપીને ભૂયાના તરફ લશ્કર લઇને મેર લોકો સાથે લડવામાટે જાઉં છું; અને સૂબેદારની સત્તા બદરૂદ્દીનખાનને આપું છું. મારા ગયા પછી ચિતોડમાં વધારે લશ્કર રહેવાનું નથી, એટલે મારી ગેરહાજરીમાં આપ ચિતોડ દુર્ગપર આક્રમણ કરશો, તો દુર્ગ તરત આપના તાબામાં આવી જશે અને બદનામીનું હાંલ્લું એ દુષ્ટ બદરુદ્દીનના માથાપર જ ફૂટશે. બીજી તરફ મેર લોકોને દાબવાથી તેઓ પણ આપણી સત્તાને માન આપશે એટલે એક કાંકરે બે પક્ષીઓ માર્યાં જેવું થશે. દિલ્હીમાં આજકાલ એવી ખટપટો ચાલે છે કે, ત્યાંથી ખાનને કુમક મળવાનો સંભવ નથી એટલે સહજમાં ચિતોડ પાછું રાજપૂતોનું થશે અને આપની પ્રતિજ્ઞાની અનાયાસ પૂર્તિ થશે," માલદેવે પોતાની પ્રયુક્તિનું સૂચન કર્યું.

"આપની આ પ્રયુક્તિ ઘણી જ ઉત્તમ છે અને અવશ્ય હું તે પ્રમાણે જ વર્તીશ. પણ આપે એટલું વચન આપવું જોઇએ કે, જ્યારે હું આપને બોલાવું ત્યારે આપે નિર્વિલંબ મારી સાથે આવી મળવું જોઇએ," હમ્મીરે કહ્યું.

"હું મારા સૈન્યસહિત આપને આપ આજ્ઞા કરશો ત્યારે આવી મળીશ, એ માટેનું હું વચન આપું છું," માલદેવે એમ કહીને હમ્મીરને હાથવતી વચન આપ્યું.

"ત્યારે પધારો અને વિજય કરો. હું પણ અહીંથી જવાની આજે જ તૈયારી કરું છું કે જેથી બદરુદ્દીનના મનમાં કોઈ પ્રકારના સંશયનો ઉદય ન થાય," હમ્મીરે કહ્યું.

"એ પણ ઠીક છે. ચિતોડમાં હું તેજસિંહને રાખી જાઉં છું, તે આપને સર્વ પ્રકારની યોગ્ય સૂચનાઓ આપ્યા કરશે," માલદેવે જણાવ્યું.

"માલદેવ ત્યાંથી ઊઠીને કુમારી પાસે ગયો અને કેટલોક ગુપ્ત વાર્તાલાપ કરીને પાછો ચિતોડ દુર્ગ તરફ ચાલ્યો ગયો. તેના જવા પછી હમ્મીરે પણ કૃષ્ણતનય અને વિજયસિંહને બોલાવીને પ્રયાણની તૈયારી કરવાની આજ્ઞા આપી દીધી. મધ્યાહ્ન પૂર્વે તો તેમના જવાની બધી તૈયારીઓ થઈ ગઈ અને તેઓ કેલવાડા તરફ પ્રયાણ કરી ગયા. સંધ્યાકાળે માલદેવ પણ પોતાના પરિવારને ગુપ્ત રીતે પોસ્સાલિયો દુર્ગ તરફ રવાને કરીને પોતે પોતાના સૈન્ય સહિત ભૂથાના તરફ ચાલતો થયો.

હમ્મીર જ્યારે પોતાની નવવધૂને લઇને કેલવાડામાં આવી લાગ્યો, ત્યારે મેવાડમાં ઘરેઘર મંગળ વાદ્યો વાગવા લાગ્યાં અને સ્ત્રીઓ મંગળગીત ગાવા લાગી. મેવાડના અસંખ્ય લોકો પોતાની નવીન રાજમહિષીને જોવામાટે ચારે તરફથી એકત્ર થવા લાગ્યા. પ્રત્યેક ગૃહના શિખરપર પતાકાઓ ઊડતી જોવામાં આવતી હતી, પ્રત્યેક ગૃહના દ્વારમાં કદલી સ્તંભો ઊભા કરાયલા હતા અને લોકો અનેક પ્રકારની માંગલિક વાર્તાઓ કર્યા કરતા હતા. મેવાડના દરિદ્રથી દરિદ્ર મનુષ્યના દ્વારમાં પણ કાંઇક માંગલિક ચિન્હ તો અવશ્ય દેખાતું જ હતું. તે દિવસે મેવાડમાં કેટલાક લોકો એવા પણ હતા કે જેઓ પોતાના પુત્રોના પરલોકવાસી થયાથી અગાધ દુ:ખ અને શોકના સમુદ્રમાં ડુબેલા હતા; કેટલાક ભુખ અને તરસથી રીબાતા હતા અને કેટલાક અન્ય પ્રકારનાં અનિવાર્ય સંકટોમાં પડેલા હતા; તે સર્વ પણ પોતાનાં એ દુ:ખોને થોડી વારને માટે ભૂલી જઇને પોતાની માતા સમાન નૂતન રાજમહિલાને જોવામાટે દોડતા દોડતા રાજધાનીમાં આવી લાગ્યા હતા. તે દિવસે મેવાડના રાજમહાલયની શોભા પણ અપૂર્વ હતી. નાના પ્રકારની ભિન્ન ભિન્ન રંગિન ધ્વજાઓ મહાલયપર વાયુના આઘાતથી ફરફર ઊડતી જોવામાં આવતી હતી. નાના પ્રકારનાં પુષ્પોનો સુગંધ ચારે તરફથી આવ્યા કરતો હતો અને નાના પ્રકારનાં સુરીલાં વાદ્યો સર્વત્ર વાગી રહ્યાં હતાં. સર્વ લોકોએ મળીને રાજા તથા રાણીને અંત:કરણપૂર્વક આશીર્વાદ આપ્યા. સર્વત્ર આનંદ અને આનંદ જ દૃષ્ટિગોચર થવા લાગ્યો અને વીરવર્ય હમ્મીરે સત્વર જ પોતાની અર્ધાંગના સહિત સમારંભથી રાજમહાલયમાં પ્રવેશ કર્યો.



# તૃતીય ખણ્ડ–પ્રભાત

## પ્રથમ પરિચ્છેદ

### કાલિન્દી

માલદેવ પોતાના સૈન્ય સહિત મેર લોકોપર ચઢાઈ કરવાને ચિતોડમાંથી રવાના થયો હતો, એ તો આપણે જાણી ચૂકયા છીએ. ચિતોડમાંથી નીકળ્યા પછી માર્ગમાં એકાએક તેની પ્રકૃતિ અસ્વસ્થ થઈ ગઈ અને તેને જ્વર આવવા લાગ્યો, એટલે તેનાથી પ્રવાસનો પરિશ્રમ વેઠી શકાયો નહિ અને તેથી તે એક ગામડામાં આરામ લેવામાટે અટકી પડ્યો. પરન્તુ સૈન્યને તો તેણે આગળ જવા દીધું અને સૈનિકોને એમ કહ્યું કે, "એક બે દિવસમાં હું તમને આવી મળીશ. ભૂચાનાથી એક ગાઉના અંતરે આપણી છાવણી નાખજો." માલદેવને છોડીને સૈન્ય આગળ ચાલી નીકળ્યું. તે ગામડામાં રહેવાથી અને ત્યાંનાં હવાપાણી સારાં હોવાથી બે દિવસમાં જ ધારવા પ્રમાણે માલદેવની પ્રકૃતિ સારી થઈ ગઈ અને તેથી તરત જ તે અશ્વારૂઢ થઇને ત્યાંથી ચાલતો થયો. ગામડામાંથી તે એકલો જ નીકળ્યો હતો; કારણ કે, તેના ત્રણ ચાર અનુચરો સામાનનું ગાડું લઇને પાછળથી આવવાના હતા.

માલદેવ જે પ્રદેશમાંથી ચાલ્યો જતો હતો તે નાના પ્રકારનાં વૃક્ષોથી મંડિત પાર્વતીય પ્રદેશ હતો. તે અશ્વારૂઢ હોયાથી વૃક્ષની લાંબી શાખાઓનો વારંવાર તેના શિરોભાગને સ્પર્શ થયા કરતો હતો અને આકાશ સાથે વાર્તાલાપ કરતા પર્વતો હમણા જ જાણે તેના માથાપર તૂટી પડશે કે શું, એવો ભાસ થયા કરતો હતો. પહાડી ઝરાઓમાંથી નિર્મળ નીરનું વહન થયા કરતું હતું અને તેનો પ્રતિધ્વનિ થવાથી સમસ્ત વનપ્રદેશ નિનાદિત થતો હતો. માલદેવના અશ્વને એવા પ્રદેશમાં ચાલવાનો અનેક વાર પ્રસંગ આવેલો હોયાથી તે મૂક પ્રાણી તે પથરીલી જમીનપર ધીમે ધીમે અને બહુ જ સંભાળથી ચાલ્યો જતો હતો. મધ્યાહ્નનો સમય હતો અને પાર્વતીય પ્રદેશમાં સૂર્યનો તાપ પ્રખર હોવાથી માલદેવને ઘણો જ ત્રાસ પડતો હતો. એક તો તે બે દિવસના બિછાનામાંથી ઊઠયો હતો અને વળી આ પ્રવાસ તથા ઉષ્માના ત્રાસને સહન કરવાનો પ્રસંગ આવ્યો હતો એટલે તેના મનમાં નાના પ્રકારના વિચારો આવ્યા કરતા હતા અને મસ્તકમાં ભ્રમણ હોવાથી વાયુમાં પણ તે વિવિધ આકારોને જોયા કરતો હતો. તે આસપાસ દૃષ્ટિપાત કરતો ચાલ્યો જતો હતો એવામાં પાસેની એક ઘાટી વૃક્ષરાજીમાં એક અતિશય ભયંકર અને રક્તવર્ણ કાલિકાની મૂર્ત્તિ જોયાનો તેને ભાસ થયો. તે પ્રતિમાની બે આંખો બળતા અંગારા જેવી દેખાતી હતી અને જાણે તેના સામી ઘુરકતી હોયની, એવો તેને ભય થવા લાગ્યો. પરન્તુ જેવો તે એ સ્થાનને છોડીને આગળ વધ્યો કે, તેની દૃષ્ટિમાંથી એ ભયાનક આકૃતિનો લોપ થયો. થોડોક આગળ વધીને પાણીના એક ઝરા આગળ અશ્વ પાણી પીવામાટે ઊભો રહ્યો અને માલદેવ ખીણમાં ચારે તરફ નજર નાખીને આમતેમ જોવા લાગ્યો. ત્યાં ખરેખર અતુલનીય નૈસર્ગિક સૌન્દર્યનું સામ્રાજ્ય વિસ્ત-

રેલું હતું. ઘન વૃક્ષરાજીઓ, પહાડી રોપાઓ અને ધસારાબંધ વહેતા ઝરાઓ ચારે તરફ દેખાતા હતા. માલદેવ એ નિ:સર્ગ સૌન્દર્યને જોઈને મનમાં કહેવા લાગ્યો કે, "આહા, જે સ્થાન આવું મનોહર અને રમણીય દેખાય છે તે એક મહાભયાનક અને લુટારાઓના નિવાસનું સ્થાન છે, એમ પ્રથમ દૃષ્ટિએ કોણ કલ્પના કરી શકે એમ છે વારુ? અહીં હજારો લોકો લૂટાયા છે અને હજારોનાં લોહી રેડાયાં છે, એમ ધારવાનું સાહસ કોઇ પણ કરી શકે તેમ નથી જ. સુંદરતામાં જ ભયંકરતા સમાયલી હોય છે, એ સૃષ્ટિનો એક મહા વિલક્ષણ નિયમ છે અને તે નિયમને રદ કરવાની કોઇની પણ શક્તિ નથી જ." તે આગળ વધ્યો અને તેની સાથે બન્ને તરફ ગગનચુંબિત પર્વતમાળા પણ આકાશમાં પહોંચતી દેખાઈ. એ પર્વતનો એક ભાગ તો માર્ગપર એટલો બધો આગળ નીકળીને વાંકો નમેલો હતો કે નિ:સર્ગદેવીએ સૂર્યના તાપથી પ્રવાસીજનોનું રક્ષણ કરવામાટે જાણે તે છત્ર જ નિર્માણ કર્યું હોયની, એવો તાદૃશ્ય ભાસ થતો હતો. એ નિ:સર્ગરચનાને જોઇને પુન: તે મનોગત બોલ્યો કે, "આ એકાંતમાં બેસવાનું અને આનંદ સ્વપ્નના વિલાસને ભોગવવાનું કેવું મનોરમ્ય સ્થાન છે! આ સ્થળ જેવી સુંદરતા અન્યત્ર ભાગ્યે જ હોઇ શકે! પર્વતપર પડતો સૂર્યનો રમણીય પ્રકાશ, પક્ષીઓનું કૂજન અને ઝરણાઓનો ધ્વનિ અત્યારે મારા ધ્યાનને કોઇ બીજી જ દિશામાં દોરી જાય છે. વર્ષાઋતુમાં જ્યારે વાદળાં ઘેરાઈ આવતાં હશે અને આકાશમાંથી વૃષ્ટિ થતી હશે, ત્યારે તો આ સ્થાનની શોભા વળી બીજા જ પ્રકારની થતી હશે. ખરેખર રાજ્ય કાર્યભારથી રીબાતા મારા જેવા સત્તાધીશો કરતાં આવા નિર્જન વનમાં વસી પરમાત્માના ભજનમાં નિમગ્ન રહેનારા યોગિજનો બહુ જ સુખી અને સત્ય આનન્દના ભોક્તા હોવા જોઇએ એમાં લેશ માત્ર પણ સંશય નથી જ. જ્યારે મારા જેવા સંસારી પુરુષનું મન પણ આ સ્થાનમાં આનન્દથી ડોલવા માંડે છે, ત્યારે એકાંતપ્રિય યોગિજનોને તો એથી કેટલો બધો આનન્દ થતો હશે, એની કલ્પના કરવી અશક્ય છે. પરમાત્માની અગાધ લીલાની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી જ છે. ધન્ય, ઈશ્વર! ધન્ય!!"

એ પ્રમાણે આધ્યાત્મિક વિચારમાં લીન થયેલા માલદેવે તે સાંકડી ખીણમાંથી બહાર નીકળીને પહોળા અને વિશાળ રાજમાર્ગમાં પ્રવેશ કર્યો. પાર્વતીય પ્રદેશરૂપ દુર્ગમાંથી બહાર નીકળતાં જ ઘોડાએ આનન્દસૂચક ખોંખારો કર્યો અને તે કાંઇક વધારે વેગથી પગલાં ભરવા લાગ્યો. એ જ સમયે પાસેની એક બીજી ખીણમાંથી એક અશ્વારોહી માનવની આકૃતિ નીકળતી તેના જોવામાં આવી, અને થોડી વારમાં જ તે આકૃતિ માલદેવ પાસે આવી લાગી. પ્રથમ તો માલદેવના મનમાં તેને જોઇને ભયનો ઉદય થયો, પરંતુ જ્યારે તે આકૃતિ પુરુષની નહિ, પણ એક અબળાની છે એમ તેના જાણવામાં આવ્યું ત્યારે તે ભયભીત થવા માટે પોતાને મનમાં ધિક્કારવા લાગ્યો. તે સ્ત્રી એક નાના ટટ્ટુપર સ્વાર થયેલી હતી. તે કદમાં નીચી, શરીરે પાતળી અને ચંચળ હતી અને તેનો દેખાવ ઘણો જ પ્રભાવશાળી હતો. તેનાં કૃષ્ણવર્ણ નેત્રોમાં બુદ્ધિની છટા પ્રત્યક્ષ દેખાતી હતી અને તેનું નાનું ગોળાકૃતિ મુખારવિન્દ અત્યારે માલદેવના મુખારવિન્દને જોવા-

માં જ એકાગ્ર થયેલું હતું. પહાડની પથરીલી જમીનપર પોતાના અશ્વને ચલાવવામાં તે ઘણી જ હુશિયાર હોવી જોઇએ, એમ તેની અશ્વ ચલાવવાની પદ્ધતિને જોતાં અનુમાન કરી શકાતું હતું. તેના શરીરનો રંગ ગૌર નહોતો, તોપણ તેની જાંબુવા રંગની સાડીમાં તેનો ગોધૂમવર્ણ અત્યંત મનોહર અને આકર્ષક દેખાતો હતો. માલદેવની પાસે આવતાં જ તે નિર્ભયતા દર્શાવતી કહેવા લાગી કે: "આપણે આ ભયાનક ખીણમાંથી પસાર થઈ આવ્યા છીએ અને તેથી હવે આપણે નિર્ભય છીએ. કેમ ખરું કે નહિ?"

માલદેવે પોતાના મુખથી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ; માત્ર ડોકું ધૂણાવીને જ તેણે પોતાનો અનુકૂલ અભિપ્રાય વ્યક્ત કર્યો. ઉત્તર સાંભળવાની પરવા ન રાખતાં તે અબળા પુનઃ કહેવા લાગી કે, "મારા અનુચરો પાછળ રહી ગયા છે અને તેઓ દોડતાં દોડતાં થાકીને લોથપોથ જ થઈ જવાના, કારણ કે, હું અશ્વને દોડાવીને આટલી ઝડપથી આગળ નીકળી જઇશ, એની તેમને સ્વપ્નમાં પણ કલ્પના નહિ હોય."

તે અબળાનો પોતાને બોલાવા માટેનો અશ્રાંત પ્રયત્ન જોઇને માલદેવે સ્મિત કર્યું. માલદેવે એક બે વાર તેને ક્યાંક જોયેલી હોય, એવો તેને ભાસ થયો, પરન્તુ અત્યારે તો તેને પોતે જાણે જાણતો જ ન હોયની, એવો ભાવ બતાવીને તે પૂછવા લાગ્યો કે, "કેમ બાઈ, હજી તમારે બહુ દૂર જવાનું છે કે શું?"

"મારે તો હવે આ પાસેના ગામમાં જ જવાનું છે કે જે બહુ દૂર નથી," તે અબળાએ ઉત્તર આપ્યું; "વળી દિવસ પણ હજી ઘણો બાકી છે, એટલે મારે બીવા જેવું કાંઈ પણ નથી. તમારા જેવા સાથી મળ્યા છો, તે પણ મારી સંભાળ રાખશો જ. આપણે હજી એક બીજી અંધારી ખીણમાંથી પસાર થવાનું છે. મને ભાસે છે કે, મેં તમને ચિતોડગઢમાં જોયેલા છે; પણ તમે તમારો વેશ એવી તો ચાલાકીથી બદલી નાખ્યો છે કે, અત્યારે તમને કોઈ ભાગ્યે જ ઓળખી શકે, કેમ ખરું કે નહિ?"

"તમે જેને ચિતોડગઢમાં જોયેલો છે તે જ પુરુષ હું છું અને મેં મારો વેશ બદલી નાખ્યો છે, એમ તમે શા આધારે કહી શકો છો?" માલદેવે જરાક વિચાર કરીને પ્રશ્ન કર્યો.

"કાલિન્દી કોઇ પણ વાત ન જાણતી હોય, એમ તમારે સ્વપ્નમાં પણ ધારવું નહિ," તે અશ્વારોહિણી અબળાએ જરાક ગર્વનો ભાવ દર્શાવીને કહ્યું. હવે આપણે પણ એ અબળાને કાલિન્દીના નામથી જ ઓળખીશું.

"જે કાલિન્દીના નામનો મેવાડ અને મેરવાડમાં ડંકો વાગતો સંભળાય છે, તે કાલિન્દી તમે પોતે જ કે?" માલદેવે આશ્ચર્યનો ભાવ દર્શાવ્યો.

"જી હા, હું તે જ કાલિન્દી છું. હં, પણ અત્યાર લગી તમે મને શું ધારતા હતા, કોણ ધારતા હતા?" કાલિન્દીએ વિકટ હાસ્ય કરીને કહ્યું; "આ પ્રદેશમાંનો કોઇ પણ પુરુષ, કોઇ પણ સ્ત્રી અને કોઇ પણ ઘટના મારાથી અજ્ઞાત નથી. તમે ધારતા હશો તેના કરતાં હું તમને વધારે સારી રીતે ઓળખું છું. અને આ ક્ષણે તમે મારી સત્તામાં છો; પણ તમારે ભયભીત થવું નહિ. જેમને કાલિન્દી સારી નજરથી જોતી હોય છે, તેમને તે કદાપિ ત્રાસ આપતી નથી જ."

"માર્ગમાં મને કેટલાક ભિલ્લો મળ્યા હતા અને તેઓ મને તાકી તાકીને જોયા કરતા હતા; તે હવે હું ધારું છું કે, તમારા અનુયાયિ જનો જ હોવા જોઇએ," માલદેવે કહ્યું.

"તમારી ધારણા ખરી છે, પણ આ વાત કોઇને જણાવશો નહિ; કારણ કે, જેઓ મારા મિત્રો અને શુભેચ્છકો છે તેમના વિના બીજા કોઈ આગળ હું છતી થવા ઇચ્છતી નથી," કાલિન્દીએ ભેદભરેલી સુચના આપી.

"તમારી એ સૂચનાને હું માન્ય રાખું છું; પણ જો તમે મને ઓળખતાં જ હો, તો કૃપા કરીને જણાવશો કે, હું કોણ છું અને મારું નામ શું છે?" માલદેવે તેના સત્યાસત્ય કથનની પરીક્ષા કરવાના હેતુથી પૂછયું.

"તમે દિલ્લીના બાદશાહ તરફથી નીમાયલા મેવાડના સુબેદાર છો અને તમારું નામ માલદેવરાવ છે. તમે મેવાડના ખરા હકદાર માલેક હમ્મીરરાણાના સસરા છો અને દેવીતુલ્યા કુમારીના પિતા છો. આના કરતાં વધારે ઓળખાણ આપવાની અગત્ય છે ખરી કે?" કાલિન્દીએ બરાબર ઓળખાણ આપી અને માલદેવની ચર્યાનું એક ધ્યાનથી અવલોકન કરવા લાગી.

તે વિચિત્ર વનિતાનાં એ વચનો સાંભળતાં જ માલદેવના મનમાં અલૌકિક આશ્ચર્યનો આઘાત થયો અને તે આશ્ચર્યની છટા તેના મુખમંડળમાં પ્રત્યક્ષ દેખાવા લાગી. બોલવાની ઇચ્છા હોવા છતાં પણ મુખમાંથી તે એક શબ્દ માત્ર પણ ઉચ્ચારી શકયો નહિ. તેની આવી સ્થિતિને જોઇને કાલિન્દી હસવા લાગી અને ત્યાર પછી હસિત વદનથી કહેવા લાગી કે, "માલદેવરાવ, તમે તો એમ જ ધાર્યું હશે કે, તમને કોઈ ઓળખી શકવાનું નથી; પણ હવે પોતાની એ ભૂલ તમારા જાણવામાં આવી હશે જ. પણ બીજો એક પ્રશ્ન હું તમને પૂછવા માગુ છું, અને તે એ છે કે, હમ્મીર સાથે તમે પોતાની પુત્રીનો વિવાહ સંબંધ કેમ કર્યો અને તે પણ એટલી બધી ગુપ્ત રીતિથી કરવાનું કારણ શું હતું? હમ્મીર રાણો તો તમારો શત્રુ છે."

માલદેવે અત્યાર સુધી જે ગંભીરતા ધારણ કરી હતી તે ગંભીરતાનો કાલિન્દીના એ પ્રશ્નને સાંભળીને તેણે તત્કાળ ત્યાગ કરી દીધો અને પોતાના અશ્વને તે અબળાના અશ્વ પાસે લઈ જઇને તે મૈત્રીદર્શક ભાવથી કહેવા લાગ્યો કે, "અત્યારે અને આ ક્ષણે જ આ બધા પ્રશ્નોનાં ઉત્તરો આપવાનું હું યોગ્ય ધારતો નથી. મારી તમને કેવળ એટલી જ પ્રાર્થના છે કે, આપણે એકબીજાના ભેદને મનમાં જ જાળવી રાખીએ તો વધારે સારું. તમે મારો ભેદ બહાર ન પાડશો અને હું તમારા ભેદને વ્યક્ત નહિ કરું."

"બહુ સારું. તમારી પ્રાર્થના પ્રમાણે જ હું વર્તીશ અને એ આપણી નવીન મિત્રતાનું પ્રથમ ચિહ્ન થશે. પણ મને વચન આપો કે, તમે અત્યારે મારા ગામમાં પધારશો. ત્યાં એક વિશાળ ધર્મશાળા છે. તે ધર્મશાળામાં તમને પ્રત્યેક પ્રકારની સગવડ મળી શકશે અને જો તમારાં બીજાં માણસો આવવાનાં હશે; તોપણ હું તેમના રહેવાની સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપીશ," કાલિન્દીએ સ્મિત વિકસિત વદનથી એ માગણી કરી. તે મનમાં સારી રીતે જાણી ગઈ હતી કે, પોતે અબળા હોવા છતાં પણ માલદેવના મનમાં તેનો સારો પ્રભાવ

પડી ગયો હતો અને તેથી તેની પ્રાર્થના અમાન્ય થવાનો બહુ જ થોડો સંભવ હતો. તે વળી કાંઇક સ્મરણ કરીને બોલી કે, "મારા ધારવા પ્રમાણે તમને બે દિવસ તાવ આવ્યો હતો, અને તેથી અમારા ગામમાં તમને આરામ પણ મળશે અને એક બીજું કાર્ય પણ સિદ્ધ થશે."

"તમારા ગામમાં આવવાનો મને કશો વાંધો નથી; પણ મારું સૈન્ય ભૂચાના તરફ ગયેલું છે અને તેથી જો હું વખતસર ત્યાં નહિ જઈ લાગું તો તેમના મનમાં અનેક શંકાઓનો ઉદ્ભવ થશે. એટલામાટે જો અત્યારે મને જવા દ્યો તો વધારે સારું," માલદેવે નમ્રતાથી પોતાની અડચણને આગળ ધરીને કહ્યું.

"તમે મેર લોકોનો પરાજય કરવાને નીકળ્યા છો, એ વાત પણ મારી જાણ બહાર નથી; છતાં મારો આગ્રહ છે કે, અમારા ગામમાં આવ્યા વિના તમારે આગળ વધવું નહિ. જો ખુશીથી નહિ આવો તો આ ક્ષણે બળાત્કાર કરીને પણ તમને ત્યાં લઈ જવાની મારામાં શક્તિ છે. બોલો, શો જવાબ આપો છો?" કાલિન્દીએ પોતાની મુખમુદ્રાને ગંભીર અને ભ્રુકુટીને વક્ર કરીને એવા સત્તાદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

તે વિલક્ષણ વનિતાની તો એવી ધારણા હતી કે, તેના આવા શબ્દો સાંભળીને માલદેવ અત્યંત કોપાયમાન થશે; પણ તેની એ ધારણા ખોટી પડી અને માલદેવ તેના એ છેલ્લા શબ્દો સાંભળીને હસવા લાગ્યો. તેણે આશ્ચર્યદર્શક ઉદ્ગાર કાઢીને કહ્યું કે, "તમે પણ ખરેખર એક મહા વિચિત્ર અબળા છો. આજથી હું તમને અબળાને બદલે સબળા કહીને જ બોલાવીશ. તમારાથી ડરીને નહિ, પણ તમારા વચન અને આગ્રહને માન આપીને હું તમારા ગામમાં આવવાનું તમને વચન આપું છું."

"તમારા વચનમાં મારો પૂર્ણ વિશ્વાસ છે. હું આ ટૂંકી પગવાટમાં થઇને જાઉં છું અને તમે રાજમાર્ગે થઇને ધર્મશાળામાં આવો. મનમાં કોઇ પણ પ્રકારનો ગભરાટ રાખશો નહિ. મેં જેવો તમારા વચનમાં વિશ્વાસ રાખ્યો છે તેવો જ તમે મારા વચનમાં વિશ્વાસ રાખજો," એટલું કહી પાસેના આડા માર્ગમાં કાલિન્દીએ પોતાના ઘોડાને વાળ્યો અને એડી મારીને દોડાવી દીધો. જોતજોતાંમાં તે માલદેવની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગઈ.

માલદેવ મનમાં અનેક પ્રકારના તર્કવિતર્ક કરતો રાજમાર્ગમાં ચાલવા લાગ્યો. તે વિચારમાં એટલો બધો નિમગ્ન થયો હતો કે તેની આસપાસમાં શું થાય છે અને શું નહિ, એનું તેને જરા પણ ભાન હતું નહિ. કેટલીક વાર પછી એ વિચાર નિદ્રામાંથી જાગૃત થઇને તેણે પાછળ દૃષ્ટિ નાખી, તો તેને જણાયું કે, તેની પાછળ કેટલાક અંતરે બે અશ્વારોહી ભિલ્લો ચાલ્યા આવતા હતા અને તેઓ ધનુષ્ય, બાણ, ભાલા અને તલવાર આદિ શસ્ત્રાસ્ત્રવડે સુસજ્જિત હતા. તેમને જોઇને માલદેવના મનમાં સંશયનો ઉદય થયો. તેણે પોતાનો ઘોડો ઉભો રાખ્યો, અને જ્યારે તેઓ પાસે આવી લાગ્યા ત્યારે તેમને પ્રશ્ન કર્યો કે, "ભાઇઓ, તમે કોણ છો અને ક્યાં જાઓ છો?"

"અમે તમારા સંરક્ષક છીએ અને ધર્મશાળામાં તમારા ઊતારાની સગવડ કરી આપવામાટે અમે તમારી સાથે જ આવીએ છીએ," એક ભિલ્લે જવાબ આપ્યો.

"તમે કાલિન્દીના માણુસો છો કે ?" માલદેવે પ્રશ્ન કર્યો.

"ફરીથી કાલિન્દીના નામનો ઉચ્ચાર કરશો નહિ. અમે ગમે તેના માણુસો હોઇએ, પણ તમારા હિતેચ્છુ છીએ એટલો વિશ્વાસ રાખજો," બીજા ભિલ્લે કહ્યું.

માલદેવ પાછો આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો, પણ વધારે બોલવાનું યોગ્ય ન ધારીને તે ભાગ્યમાં વિશ્વાસ રાખીને અશ્વારોહી ભિલ્લો સાથે પોતાનો માર્ગ ક્રમવા લાગ્યો.



## દ્વિતીય પરિચ્છેદ

## કુલિન્દસિંહ

કાલિન્દીએ જે ગૃહમાં પ્રવેશ કર્યો, તે ગૃહ નીચી બાંધણીનું હતું અને પહાડની બે ખીણોની ઉપર આવેલી એક ઉંચી ટેકરીપર બાંધેલું હતું. ગામ જરાક પેલી તરફ વસેલું હતું અને પ્રવાસીઓને ઉતરવામાટેની ધર્મશાળા કાલિન્દીના ગૃહની સામે જ આવેલી હતી, પણ વચ્ચે એક મોટી ઉંડી ખીણ હોવાથી જો ધર્મશાળામાંથી તે ગૃહમાં અથવા તે ગૃહમાંથી ધર્મશાળામાં આવવું જવું હોય તો ખીણમાંથી ઉતરીને અથવા તો અડધા ગાઉનો ચક્કર ખાઇને જ આવીજઈ શકાતું હતું. માલદેવે આવીને તે ધર્મશાળામાં પ્રથમ ઉતારો કર્યો અને ત્યાં ઘોડાને ઘાસદાણો આપીને તે ગામમાં ફરવા અને ત્યાંની ચર્ચા જોવામાટે ચાલ્યો ગયો. અગાઉથીજ ત્યાં એક માણુસ તેના ખાવાપીવાની વ્યવસ્થામાટે તૈયાર હતો અને અત્યારે તે રાંધવાના કામમાં રોકાયલો હતો. કાલિન્દીએ ઘરના આંગણામાં પ્રવેશ કરીને પોતાનો ઘોડો એક નોકરના હાથમાં સોંપી દીધો અને તે પોતે ઘરમાં જઈ એક ભૂમિમાર્ગમાં ઉતરીને જમીનની અંદરના એક ઓરડામાં આવી પહોંચી. એ ઓરડામાં એક ખાટલો પડ્યો હતો અને તેપરની શય્યામાં ચાળીસ પિસ્તાળીસ વર્ષના વયનો એક પુરુષ કાંઇક વિચારમાં લીન થયેલો પડ્યો હતો. તેણે પાણુકોરાની એક સુરવાલ અને તેવા જ કપડાની એક આંગડી પહેરેલી હતી. તેના શરીરનો રંગ શ્યામ હતો અને વળી મોંઢાપર કાતરાં હોવાથી તેનું મુખમંડળ વધારે શ્યામ દેખાતું હતું. જે ભાગમાં તે ઓરડો આવેલો હતો તે ભાગ ટેકરીપરનો હતો અને તેથી તેમાં મૂકેલી બારીમાંથી ગામનો દેખાવ સારી રીતે જોઈ શકાતો હતો. તેની આંખો પ્રથમ તો તે બારીમાં જ લાગેલી હતી, પરન્તુ જેવો તેણે કોઇના પગલાંનો અવાજ સાંભળ્યો કે તરત બારણા તરફ આંખો ફેરવી અને કાલિન્દીને આવેલી જોઇને તેના મનમાં કાંઇક આનન્દનો આવિર્ભાવ થયો હોય એમ તેની પુલકિત મુદ્રાથી દૃષ્ટિગોચર થવા લાગ્યું. એ ઓરડામાં આવવાનો જે ભૂમ્યંતર્ગત માર્ગ હતો, તે માર્ગ કાલિન્દી અને એ પુરુષ વિના બીજા કોઇના પણ જાણવામાં નહોતો. તેમજ એ ઘર અને ગામની વચ્ચે ઉંડી ખીણ આવેલી હોવાથી લોકોને એ સ્થળે કોઈ ગૃહ હશે, એવી શંકા થવાનો પણ સંભવ નહોતો. અર્થાત્ એ ઘરમાંથી ગામની અને ગામનાં લોકોની બધી હીલચાલો જોઈ શકાતી હતી,

પણ ગામના લોકો એ ગૃહના અસ્તિત્વને પણ જાણતા નહોતા. તે પુરુષ ખાટલામાં બેઠો થયો અને કાલિન્દીને આદર આપતો કહેવા લાગ્યો કે, "કેમ કાલિન્દી, કુશળતાપૂર્વક આવી પહોંચી? કાંઈ નવીન સમાચાર છે કે?"

"હું આજે માત્ર નવીન જ નહિ, પણ આશ્ચર્યકારક સમાચાર લાવી છું. કદાચિત્ એથી અત્યારે તમને અને ભવિષ્યમાં મને પણ લાભ થાય એવો સંભવ દેખાય છે," કાલિન્દીએ ભેદમાં જ જણાવ્યું.

"એવા આશ્ચર્યકારક અને લાભકારક શા સમાચાર લાવી છું, તે સત્વર કહી સંભળાવ. આ ભોંયરાના કેદખાનામાં રહી રહીને હવે મને મારા જીવનનો પણ કંટાળો આવી ગયો છે," તે પુરુષે અધીરતા બતાવીને કહ્યું.

"માત્ર ચાર છ દિવસના બન્દિવાસથી જ આટલો બધો કંટાળો આવી ગયો છે, તો જો બાદશાહના બન્દિવાસમાં લાંબો સમય વીતાડવાનો પ્રસંગ આવે, તો તો તમે આત્મઘાત કરીને મરી જ જાઓ, કેમ ખરું કે નહિ?" કાલિન્દીએ વિનોદ કરવાના હેતુથી સ્મિત કરીને કહ્યું.

"કાલિન્દી, આ સમય વિનોદનો નથી. તું મારા લાભના સમાચાર સંભળાવવા આવી છું કે મારી મશ્કરી કરવા?" તે પુરુષે કોપનો ભાવ દર્શાવ્યો.

"તમે સમાચાર પણ સાંભળશો અને તમારો કંટાળો પણ દૂર થશે; પરંતુ એમ થતાં મને મારી ઇચ્છા પ્રમાણેની વસ્તુ મેળવવાની આજ્ઞા તમારે આપવી જોઇશે, એ માટેનું વચન આપો, તો હું સર્વ કાર્ય કરવાને તૈયાર છું," કાલિન્દીએ કહ્યું.

"લે આ વચન," એમ કહી તે પુરુષે કાલિન્દીને વચન આપ્યું.

કાલિન્દીના વદનમાં હર્ષનો રંગ દેખાવા લાગ્યો. તે ખાટલાપર બેસી ગઈ અને ધીમા સ્વરથી તે પુરુષના કાનમાં કાંઇક શબ્દામૃત રેડવા લાગી. તેના શબ્દોને અમે અમૃતની ઉપમા એટલામાટે આપીએ છીએ કે, જેમ જેમ તેના મુખમાંથી શબ્દો નીકળીને તે પુરુષનાં શ્રવણોમાં અથડાતા હતા, તેમ તેમ તેના મુખમંડળમાંથી ગંભીરતા અને શોકનો લોપ થતો જતો હતો અને તેના સ્થાનમાં આનંદની છટા દેખાતી જતી હતી. અંતે કાલિન્દીની વાર્તાનો અંત થતાં તે પુરુષે હર્ષગર્જનાથી કહ્યું કે, "કાલિન્દી, આજે તેં જે સાહસ કર્યું છે તે કોઈ સારા શૂરવીર પુરુષથી પણ ન થાય તેવું અદ્વિતીય છે. મારો એવો અભિપ્રાય છે કે, માલદેવને તું અહીં લઈ આવ. તેની સાથે વાતચીત થતાં આ બધી સંતાકૂકડીનો અંત આવી જશે અને મારા મનમાં જે ઘણા દિવસની એક આશા છે તે પણ સફળ થશે."

"મારો પોતાનો પણ એ જ અભિપ્રાય છે. તમે ભોજન કરી લ્યો એટલામાં હું તેને લઇને આવી પહોંચું છું," કાલિન્દીએ અનુમતિ દર્શાવી.

"અને તું ક્યારે જમીશ?" તે પુરુષે પ્રશ્ન કર્યો.

"મેં થોડોક નાસ્તો કરેલો છે, એટલે હું હવે સાંઝે જ જમીશ," એમ કહીને કાલિન્દી ત્યાંથી ચાલી ગઈ અને તે પુરુષ પણ ભોજન લેવામાટે ઉપરના ઓરડામાં આવ્યો.

કાલિન્દી જ્યારે ધર્મશાળામાં આવી ત્યારે માલદેવ ભોજન કરીને હુક્કો પીતો ખાટલાપર બેઠો હતો.

"કેમ અતિથિરાજ, આપના આદરાતિથ્યમાં કોઈ પ્રકારની ન્યૂનતા તો નથી આવીને?" કાલિન્દીએ આવતાંની સાથે જ માલદેવને પ્રશ્ન કર્યો.

"જ્યાં ગૃહસ્વામિની કાલિન્દીબાઈ હોય, ત્યાં આદરાતિથ્યમાં ન્યૂનતા આવે પણ ખરી કે? અહીં સર્વ પ્રકારનો વિશ્રામ છે," માલદેવે તેની પ્રશંસા કરીને કહ્યું, અને પુનઃ તે હુક્કો ગડગડાવવા લાગ્યો.

"મહારાજ, હું આપને વળી પણ અત્યારે પરિશ્રમ આપવા આવેલી છું. કૃપા કરીને મારી સાથે થોડા વખતને માટે પધારશો?" કાલિન્દીએ વિવેક અને વિનયથી પ્રાર્થના કરી.

"અત્યારે અહીં હું તમારી સત્તાને આધીન છું, એટલે વ્યર્થ આવો વિવેક કરવાની કશી પણ આવશ્યકતા નથી. અત્યારે તમે જે આજ્ઞા કરો તે મારે માન્ય અને શિરસાવંદ્ય કરવી જ જોઇએ," માલદેવે હુક્કાની નાળને એક તરફ મૂકીને હસતાં હસતાં કહ્યું.

"પધારો ત્યારે," એમ કહીને કાલિન્દી ત્યાંથી ચાલવા લાગી અને માલદેવ તેની ઇચ્છા પ્રમાણે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેઓ ખીણમાં ઉતરીને અલ્પ સમયમાં જ ઉપર વર્ણવેલા ગૃહમાં આવી લાગ્યાં અને ત્યાંથી ભોંયરાના માર્ગમાં થઇને કાલિન્દી માલદેવને ઉપર્યુક્ત ઓરડામાં લઈ ગઈ. તે પુરુષ પણ ભોજનકાર્યથી મુક્ત થઇને હુક્કો પીતો બેઠો હતો. માલદેવને તેણે ઉઠીને માન આપ્યું અને ખાટલાપર પોતાની પાસે બેસાડી લીધો. પરસ્પર કુશળ સમાચાર પૂછાયા પછી માલદેવે તે પુરુષને પ્રશ્ન કર્યો કે, "કૃપા કરીને જણાવશો કે તમો કોણ છો અને તમારું નામ શું છે?"

"ધીમે ધીમે એ બધું આપના જાણવામાં આવશે, પણ પ્રથમ આપને હું એમ પૂછવા માગું છું કે, આપ બળવાખોર મેર લોકોપર ચઢાઈ કરી તેમનો પરાજય કરવાને નીકળ્યા છો ને?" તે પુરુષે સામો પ્રશ્ન કર્યો.

"એમ છે તો ખરું. આજ કાલ મેર લોકોના નાયકે અમને ઘણો જ ત્રાસ આપવા માંડ્યો છે અને તેથી કોઈ પણ ઉપાયે અમારે તેનો પરાજય કરવો જ જોઇએ. એ નાયકનો અંત આવ્યો કે આ બધા ઝગડાનો અંત આવી જવાનો. પણ તમે આ પ્રશ્નો શા માટે પૂછો છો?" માલદેવે ઉત્તર આપીને પૂછ્યું.

"આપ આ જીવ સટોસટના અને જોખમભરેલા પરિશ્રમો કેવળ બાદશાહના હિતમાટે જ કરો છો, ખરું કે નહિ? મેર લોકોનો પરાજય કરવાથી અને તેમના બળવાને દબાવી દેવાથી આપને પોતાને તો મારા ધારવા પ્રમાણે કશો પણ લાભ થવાનો નથી જ. માલદેવ આ સેવા માત્ર હિંદુ ધર્મના એક પરમ શત્રુ યવન બાદશાહ અલાઉદ્દીનની જ કરે છે. મારાં આ વાક્યો અસત્ય તો નથીને?" તે પુરુષે ઉપાલંભ આપીને કહ્યું.

"હાલમાં હું કેટલાક એવા વિલક્ષણ પ્રસંગોમાં આવી પડ્યો છું કે, અત્યારે આ કાર્ય હું હિન્દુધર્મના શત્રુ યવન બાદશાહના હિતમાટે કરું છું કે બીજા કોઇના હિતમાટે કરું છું કિંવા કોઈ પણ કારણ વિના જ આ જોખમ મેં મારા માથાપર વોહોરી લીધું છે, એ હું પોતે જ સમજી શકતો નથી; તો પછી તમને એનો જવાબ તો હું ક્યાંથી જ આપી શકું? હું મેર લોકોનો પરાજય કરવાને જાઉં છું

એટલી વાત માત્ર ખરી છે; પણ એના કારણ અને હિતાહિતની કલ્પના તમારે જ કરી લેવાની છે,” માલદેવે જેમો કોઈ પણ પ્રકારનો સ્પષ્ટ અર્થ નીકળી ન શકે એવો ગુંચવાડાભરેલો જવાબ આપ્યો અને ત્યાર પછી તે કાંઈક વિચારમાં પડી ગયો.

“આપના આ જવાબથી હું કલ્પના કરી શકું છું કે, હાલમાં યવન બાદશાહના કટ્ટા શત્રુ મહારાણા હમ્મીર સાથે આપે નવો શરીરસંબંધ અને મિત્રતા કરી છે, તેથી આપનો યવન બાદશાહ સાથે ગુપ્ત શત્રુભાવ થયેલો હોવો જ જોઇએ; અને મેર લોકોના પરાજયમાટે આપ માત્ર બહારની બતાવણીમાટે જ નીકળ્યા હશો. કેમ મારું અનુમાન ખરું છે કે નહિ?” તે પુરુષે કટાક્ષપૂર્વક ગંભીર મુદ્રાથી એ પ્રશ્ન પૂછ્યો.

માલદેવે એનો કશોય જવાબ ન આપ્યો. તેના એ મૌન્યના અર્થને જાણીને તે પુરુષ પુનઃ કહેવા લાગ્યા કે, “માલદેવ, આપ ગભરાશો નહિ. હું બાદશાહનો ગુપ્ત દૂત નથી અને આપનો શત્રુ નથી. હું આપને આ પરિશ્રમથી મુક્ત કરવામાટે અને આપ સાથે મૈત્રીસંબંધ વધારવામાટે જ આ પ્રશ્નો પૂછું છું. વીર પુરુષના વચનમાં વિશ્વાસ રાખવો એ વીર નરનો પરમ ધર્મ છે, એ નિયમનું વિસ્મરણ કરશો નહિ.”

“તમારું અનુમાન સત્ય છે,” માલદેવે તેના વચનમાં વિશ્વાસ રાખીને પોતાના સત્ય રહસ્યને વ્યક્ત કરી દીધું.

“માલદેવ, આપના આ વિશ્વાસ અને સત્યાવલમ્બનને જોઈને હું આપને અન્તઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. યવન બાદશાહના દાસત્વનો આપે ત્યાગ કર્યો છે અને મેવાડના મહારાણાને પોતાના સંબંધિમિત્ર બનાવ્યા છે, એ રાજપૂતને બહુ જ શોભા આપનારું કાર્ય છે. હવે હું મારા ઓળખાણ આપને આપીશ, મેર લોકોના જે બળવાખોર સરદારના નાશના આપે હમણા જ વાર્તા કહી તે બળવાખોર સરદાર હું પોતે જ છું,” તે પુરુષે કહ્યું.

“કુલિન્દસિંહ?” માલદેવે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

“જી હા, તે જ કુલિન્દસિંહ. ગભરાટમાં ન પડશો. અહીં મારા ગૃહમાં બોલાવીને હું આપ સાથે દગો કરવાનો નથી. જો આપની ઇચ્છા હોય, તો હું આપનો એક આજ્ઞાંકિત સેવક થવાની ઇચ્છા ધરાવું છું,” કુલિન્દસિંહે તેને આશ્વાસન આપીને કહ્યું.

“હું તમારા બોલવાનો યથાર્થ ભાવાર્થ સમજી શકતો નથી,” માલદેવે આશ્ચર્યમગ્ન થઇને કહ્યું.

“એ જ કે, અમારું વૈર માત્ર મુસલ્માનો સાથે છે અને તેથી અમે મુસલ્માનોની સત્તાને આધીન થવા ઇચ્છતા નથી. અમે બળવો જગાડ્યો છે એનું પણ ખાસ કારણ એ જ છે. જો મેવાડમાં પાછું મહારાણાનું રાજ્ય સ્થાપિત થતું હોય, તો મહારાણાના ચરણોમાં મસ્તક નમાવવાને અમે એક પગે તૈયાર છીએ. અર્થાત્ જો આપ મહારાણાના મિત્ર હો તો અમે પણ આપના મિત્ર જ છીએ,” કુલિન્દસિંહે પોતાના હૃદયનો ભાવ શબ્દોદ્વારા સ્પષ્ટ કરીને દર્શાવ્યો.

“હવે તમારા મનનો આશય મારા સમજવામાં આવી ગયો. પણ અત્યારે તો મારે તમારા પ્રદેશમાં ચઢાઈ અને લઢાઈ કરવામાટે જવું જ જોઇએ. હું

મહારાણાનો મિત્ર છું અને તેનું જ કલ્યાણ ઇચ્છું છું; પણ ઉપરથી તો મારે હાલમાં હું અલાઉદ્દીનનો જ આજ્ઞાંકિત અને હિતેષી સેવક છું એમ જ દેખાડવાની અગત્ય છે,” માલદેવે વિચાર કરીને ઉત્તર આપ્યું.

“આપ જે કહો છો તેના આંતરિક રહસ્યને હું સારી રીતે સમજું છું અને આપે અત્યારે બહારથી એવો જ દેખાવ બતાવવો જોઇએ, એ માટે પણ હું અનુમતિ આપું છું. છતાં હું એવી વ્યવસ્થા કરી આપીશ કે, અંદરખાનેથી આપણી મિત્રતા પણ કાયમ રહેશે અને આપનો ઉદ્દેશ પણ જળવાશે. માત્ર હું અહીંથી ચાલ્યો જઇશ અને આપને એક દિવસ અહીં જ વીતાડવો પડશે,” કુલિન્દસિંહે કહ્યું.

“તમારી એ શી વ્યવસ્થા છે, તે મારે પ્રથમ જાણવું જોઇએ,” માલદેવે કહ્યું.

“એ બધી બીના કાલિન્દી આપને જણાવશે,” એમ કહીને કાલિન્દીને પોતાની સાથે કુલિન્દસિંહ બીજા ઓરડામાં લઈ ગયો. ત્યાં કેટલીક વાર સુધી તેણે કાલિન્દી સાથે વાર્તાલાપ કર્યો અને ત્યાંથી પુનઃ માલદેવને મળવા ન જતાં બહાર નીકળી અશ્વને સજ્જ કરાવીને તે પોતાના પ્રદેશ તરફ જવાને ચાલતો થઈ ગયો. કાલિન્દી પાછી માલદેવ પાસે આવી. માલદેવે કુલિન્દસિંહને ન જોઇને સવાલ કર્યો કે, “કેમ કાલિન્દી, તું એકલી? કુલિન્દસિંહ કયાં છે?”

“તે આપના આદરાતિથ્યનો ભાર મારા માથાપર નાખીને પોતે ભૂયાના તરફ ચાલ્યા ગયા છે; તેમ જ જે ગુપ્ત વાર્તા આપને કહેવાની છે તે પણ મને કહેતા ગયા છે. ચાલો હવે, આપણે ધર્મશાળાભણી ચાલીએ. રાત્રિભોજન પછી નીરાંતે હું આપને બધી વાત કહી સંભળાવીશ.”

માલદેવ કાલિન્દી સાથે પાછો ધર્મશાળામાં આવી પહોંચ્યો. સંધ્યાકાળ થયો હતો અને રાત્રિના આગમનમાં પણ વિશેષ વિલંબ નહોતો. કાલિન્દીએ પોતાના અનુચરને ભોજન તૈયાર કરવાની આજ્ઞા આપી. ભોજન લીધા પછી માલદેવને તે પુનઃ પોતાના ગુપ્તગૃહમાં લઈ ગઈ.



## તૃતીય પરિચ્છેદ

## હમ્મીરના ભાગ્યોદયનું એક વિશેષ ચિહ્ન

સૂર્યોદય થયાને બહુધા એક પ્રહર જેટલો સમય થયો હતો. એ વેળાએ ભૂયાનાથી લગભગ બે ગાઉના અંતરપર આવેલા એક નિબિડ અરણ્યમાં અસંખ્ય મેર લોકો એકઠા થયા હતા. આજે તેમનાં મુખમંડળોમાં કાંઇક આનંદની છટા દૃગ્ગોચર થતી હતી; કારણ કે, કેટલાક દિવસથી અદૃશ્ય થયેલો તેમનો નાયક કુલિન્દસિંહ આજે અચાનક ત્યાં પાછો આવી લાગ્યો હતો અને તે તેમને કાંઈ આનન્દના સમાચાર સંભળાવવાનો હતો. તે જંગલમાં કોઈ અજ્ઞાત મનુષ્ય પ્રવેશ કરી ન શકે એટલામાટે ચારે તરફ સખ્ત ચોકીપહેરા રાખી દેવામાં આવ્યા હતા અને સર્વ મેર લોકો પોતાના નાયકના મુખદર્શન અને શબ્દશ્રવણ-માટે અત્યંત આતુર થયેલા દેખાતા હતા. એક મનુષ્યે પોતાની અધીરતા અનિવાર્ય થયાથી પાસેના બીજા મનુષ્યને સવાલ કર્યો કે, “કેમ, હજી આપણા નાયક આવ્યા નહિ?”

"હું પણ જાણી નથી શકતો કે, તેમના આવવામાં આજે આટલો વિલંબ કેમ થયો છે?" બીજાએ તેવો જ જવાબ આપ્યો.

એટલામાં ત્યાં તરતના આવેલા એક ત્રીજા મેરે જણાવ્યું કે, "આપણા નાયક આજે સવારમાં જ આવેલા હોવાથી નાહીધોઇને નાસ્તો કરવા બેઠા છે તે હમણાં જ અહીં આવી લાગશે. માટે ઉતાવળા થવાની કાંઈ જરૂર નથી."

આ વાત સાંભળીને બધા શાન્ત થયા અને ચલમો તથા હુક્કા ભરીને ધૂમ્રપાનના તથા આમતેમના બીજા ગપાટાના વ્યવસાયમાં પોતાનો વખત વીતાડવા લાગ્યા. અંતે તેમની આતુરતાનો નાયકના આગમન સાથે અંત આવ્યો. કુલિન્દસિંહ આવી પહોંચ્યો અને તેને સર્વ જને ઊઠીને માન આપ્યું. કુલિન્દસિંહે સર્વને ઉદ્દેશીને કહ્યું કે,

"મારા બાંધવો, તમે બધા જમીનપર બેસી જાઓ. મને ઊભો રહેવા દ્યો અને હું જે કાંઈ કહેવાનો છું તે એક ધ્યાનથી સાંભળીને પોતપોતાનો અભિપ્રાય દર્શાવો."

"અમારા નાયકની આજ્ઞા અમને શિરસાવંદ્ય છે," એ પ્રમાણે કહીને બધા મેર લોકો પાછા પૃથ્વીપર બેસી ગયા. તેમનામાં એવી શાંતિનો પ્રસાર થઈ ગયો કે, જમીનપર જો એક તણખલું નાખવામાં આવે તો તેનો અવાજ પણ સાંભળી શકાય. તેમને શાંત થયેલા જોઇને કુલિન્દસિંહ ગંભીરમુદ્રા અને ઘનગંભીર ભીષણ તથા ગંભીર વાણીથી સર્વને ઉદ્દેશીને શાંતિપૂર્વક કહેવા લાગ્યો કે,

"મારા બાંધવો અને શૂરવીરો, એ તો તમો સર્વ જાણો જ છો કે, મુસલ્માન બાદશાહની અથવા બીજા શબ્દોમાં કહીએ તો વિદેશીય અને વિધર્મીય ચક્રવર્તી અલાઉદ્દીનની અત્યાચારિણી સત્તાથી આપણે કંટાળી ગયા હતા અને તેટલામાટે જ આપણે તે સત્તા વિરુદ્ધ બળવો જગાડ્યો હતો. પણ આજે એક વિશેષ કારણથી તે બળવો બંધ કરવાની મારી ઇચ્છા થઈ આવી છે. તમે કદાચિત્ સવાલ કરશો કે, શું ત્યારે આપણે મુસલ્માનોથી ડરી ગયા છીએ અને પાછું તેમનું વર્ચસ્વ સ્વીકારીને જ આપણા બળવાના અથવા તો સ્વતંત્ર થવાના વ્યવસાયને ત્યાગવાને તૈયાર થયા છીએ? એ સવાલના જવાબમાં મારે જણાવવું જોઇએ કે, તેમ નથી. મુસલ્માનોનું વર્ચસ્વ આપણે સ્વીકાર્યું પણ નથી અને હવે પછી સ્વીકારવાના પણ નથી. તમારા સાંભળવામાં આવ્યું જ હશે કે, મેવાડના મહારાણા લક્ષ્મણસિંહના પૌત્ર અને ચિતોડના સત્ય અધિકારી હમ્મીરસિંહની સત્તાનો સૂર્ય વિશેષ અને વિશેષ પ્રચંડ થતો જાય છે અને તેના બળનો પ્રભાવ દિવસે દિવસે વધતો જાય છે. વિદેશીય સૈનિકોને તેણે ત્રાહિ ત્રાહિના પોકારો કરાવ્યા છે, અનેક વાર મુસલ્માન બાદશાહના ખજાનાપર લૂટ ચલાવી છે અને મેવાડનો કેટલોક પ્રદેશ પોતાના કબ્જામાં કરી લીધો છે. એ સર્વ પરિસ્થિતિને જોતાં સ્પષ્ટ ધારી શકાય છે કે, કદાચિત્ થોડા જ વખતમાં તે ચિતોડગઢનો અધિકાર પણ લઈ લેશે અને પુનઃ એક વાર મહારાણાનું પદ ધારણ કરીને મેવાડ ભૂમિને શોભાવશે. મારો એવો વિચાર છે કે, આપણે પણ અહીંથી સત્વર જ કેલવાડા તરફ પ્રયાણ કરી જવું અને મહારાણા હમ્મીર સાથે મળી જવું. મારે તમને અહીં એક બીજી વાત પણ જણાવવી જોઇએ અને તે એ છે

કે, ચિતોડમાંનો અલાઉદ્દીનનો સુબેદાર માલદેવ અત્યારે આપણાપર ચઢી આવ્યો છે, પણ એ તેનો ખાલી બહારનો દેખાવ જ છે. કારણ કે, માલદેવે પોતાની પુત્રી કુમારીનો હાથ હમ્મીરના હાથમાં આપીને મહારાણાના વંશ સાથે શરીર-સંબંધ કર્યો છે અને અંદરખાનેથી તે પણ હમ્મીરનો જ હિતૈષી છે. આ રહસ્ય કાલિન્દીની ચપળ બુદ્ધિના પ્રતાપે મારા જાણવામાં આવી ગયું છે અને તેથી જ મારા વિચારો બદલાઈ ગયા છે. હવે હમ્મીર રાણા સાથે મળી જવાના વિષયમાં બીજી એક જે શંકા ઉદ્‌ભવે છે તે એ છે કે, આપણે મુસલ્માન બાદશાહની સત્તાના બંધનમાંથી છૂટીને હમ્મીર સાથે મળી જઇશું તો તે પણ એક બીજાની સત્તામાં પડ્યા જેવું જ છે; અર્થાત્ અત્યારે આપણે મુસલ્માન બાદશાહના ગુલામ છીએ અને હવે પછી હમ્મીરના અને તેના વંશજોના દાસ થઇશું. દાસત્વ તો આપણા ભાગ્યમાં જેમનું તેમ જ કાયમ રહેશે અને કોઇ કાળે પણ આપણે સ્વતંત્ર તો થવાના નથી જ. આ શંકા જો કે ખરી દેખાય છે; પણ એમાં એક પ્રકારનો પ્રમાદ તો અવશ્ય રહેલો જ છે. મહારાણાની આજ્ઞાને આધીન રહેવું એ ખરી રીતે દાસત્વ અથવા ગુલામગીરી નથી. કારણ કે, આજ સુધીમાં મહારાણાની સત્તાને માન આપતાં આપણને કદાપિ કોઈ ત્રાસ વેઠવો પડ્યો નથી. મહારાણાનું આપણાપર માત્ર નામનું વર્ચસ્વ હોય છે, પણ ખરી રીતે તો સર્વ પ્રકારના અધિકારો ભોગવવામાં આપણે સ્વતંત્ર જ રહીએ છીએ. માત્ર જે વેળાએ કોઈ પરકીય શત્રુ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે તે વેળાએ આપણને બની શકે તેટલી સૈન્યની સહાયતા આપવી પડે છે: પણ ખરી રીતે જોતાં તો એમાં આપણો પોતાનો લાભ પણ અમુક અંશે સમાયલો હોય છે; હમ્મીર રાણા સાથે સખ્ય કરવામાં જ આપણું હિત છે. કારણ કે, એકત્ર સત્તા હમેશા પ્રબળ હોવાથી પરકીય શત્રુ એકાએક આપણા દેશપર ચઢી આવતાં અચકાય એ સ્વાભાવિક છે, અને નથી વારંવાર આપણને હાનિ ન સહન કરવી પડે એ પણ નૈસર્ગિક જ છે. વળી રાણાના તાબેદાર રહ્યાથી અડચણ વખતે આપણે યોગ્ય સહાય મેળવવાની આશા પણ રાખી શકીએ, એ આપણને કાંઈ જેવો તેવો લાભ નથી. મહારાણાનું વર્ચસ્વ સ્વીકારતાં પરકીય અને પરધર્મીયોની સત્તાને ન સ્વીકારવામાટેની આપણી પ્રતિજ્ઞાનો ભંગ પણ થતો નથી. ત્યારે પછી એ સરળ અને નિર્ભય માર્ગનું જ આપણે શા માટે અવલંબન ન કરીએ વારુ? હું તો એમ જ ધારું છું કે, જે મહારાણાઓ પરાક્રમશાલી છે, પરાપૂર્વથી મેવાડ ભૂમિનો અધિકાર ભોગવતા આવ્યા છે, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ છે અને પ્રજાવત્સલ છે તે મહારાણાઓનાં ચરણમાં મસ્તક નમાવવામાં આપણુ માન અથવા ગૌરવની કોઇ પણ પ્રકારે હાનિ નથી જ. આર્ય અવનીપતિના પક્ષમાં રહેવું અને આર્ય ધર્મ સંરક્ષકના બાહુબળ બનવું એ જ આપણો પરમ ધર્મ છે અને આપણું પરમ કર્તવ્ય છે. આપણે જેમ વિધર્મીય મુસલ્માનોના વિરોધી છીએ તેમજ મહારાણા પણ યવનોના શત્રુ છે, તો પછી આપણે મહારાણા સાથે મળીએ અને વિધર્મીય સત્તાનો સંહાર કરીએ, તો તેમાં મા ગૌરવ નથી કે શું? જેમ જેમ આપણે એકત્ર બળથી અને એકસંપથી વિધર્મીઓ અને વિદેશીઓ સાથે લઢતા રહીશું તેમ તેમ આપણા ગત વિનષ્ટ ગૌરવ

પ્રાપ્ત કરવાનો પ્રસંગ વધારે અને વધારે નિકટમાં આવતો જશે, એમાં તમારે કોઇ પણ પ્રકારની લેશ માત્ર પણ શંકાને સ્થાન આપવું નહિ અને નિશ્ચિત માનવું. બોલો ત્યારે હવે તમો સર્વ બાંધવોનો આ વિષયમાં શો અભિપ્રાય છે?"

"મહારાણાની સત્તાનો સ્વીકાર કરવામાં અને તેમના પક્ષમાં રહી મુસલ્માનો વિરુદ્ધ લડવામાં અમારો કશો પણ વાંધો નથી. અમો સર્વ આપના અભિપ્રાય સાથે મળતા છીએ," સર્વ બળવાખોર મેર લોકોએ ગગનભેદક ધ્વનિથી પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો.

"પરન્તુ આપણે અહીંથી ચાલ્યા જઇએ અને માલદેવના સૈનિકો આપણી સ્ત્રીઓ અને આપણાં બાળકોપર અત્યાચાર કરે તો? માટે એની વ્યવસ્થા આપણે પ્રથમ કરવી જોઇએ," એક વૃદ્ધ મેરે યોગ્ય સૂચના કરી.

"ખરેખર એની વ્યવસ્થા તો અવશ્ય થવીજ જોઇએ. એ વ્યવસ્થા થવા પહેલાં અમે અહીંથી નીકળવાના નથી, એક પગલું પણ આગળ ચાલવાના નથી," સર્વ લોકોએ પોકાર કર્યો.

"તમારી આ માગણી ખરી અને વ્યાજબી છે. આવી વ્યવસ્થા કરવાની કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ; કારણ કે, સ્ત્રીઓની પ્રતિષ્ઠાના રક્ષણમાં જ પુરુષોની કુલીનતા અને પ્રતિષ્ઠા સમાયલી છે. પણ મારે આનંદપૂર્વક તમને જણાવવું જોઇએ કે, એ વિશેની વ્યવસ્થા મેં પ્રથમથી જ કરી રાખી છે. તમારે એ વિષયમાં જરા પણ ચિન્તા રાખવી નહિ. જે એક ગુપ્ત વાર્તા અત્યારે જ તમને કહી દેવાની મારી ઇચ્છા નહોતી, તે તમારી આ ચિન્તાને દૂર કરવામાટે મારે કહેવી પડે છે. તે ગુપ્ત વાર્તા એ છે કે, માલદેવ સાથે મારી છુપી મુલાકાત થઈ ચૂકી છે અને તેણે એવા પ્રકારના અત્યાચાર ન કરવાનું વચન આપેલું છે. હું મારા પરિવારની સ્ત્રીઓને પણ અહીં રાખીને જ તમારી સાથે ચાલવાનો છું. જો મારું વચન અસત્ય સિદ્ધ થાય અને તમારાં બાલબચ્ચાંને જરા પણ દુઃખ વેઠવું પડે, તો તમારે મારું મસ્તક તે ક્ષણે જ ધડથી જૂદું કરી નાખવું એવી હું તમને અત્યારથી જ આજ્ઞા આપી મૂકું છું. જો તમે મને પોતાનો નાયક માનતા હો, મારી આજ્ઞા અને મારા વચનને માન્ય રાખવાને તૈયાર હો, તો મારા વચનમાં વિશ્વાસ રાખો અને કેલવાડા તરફ ચાલવાને તૈયાર થાઓ," કુલિન્દસિંહે ગંભીરતાથી કહ્યું.

કુલિન્દસિંહની ગંભીર વાણીનો સર્વના મનમાં એવો તો પ્રબળ પ્રભાવ પડી ગયો કે, તેની ઇચ્છાવિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચારવાનું સાહસ તેઓ કરી શક્યા નહિ. સર્વ જન બોલ્યા કે, "તમે અમારા નાયક છો, જાતિબંધુ છો અને તેથી અમારો તમારા વચનમાં પૂર્ણ વિશ્વાસ છે. તમે કહો ત્યાં આવવાને અને અમારાં માથાં આપવાને તયાર છીએ."

"ધન્ય છે, સત્ય વીરો, તમને અને તમારાં જનક જનનીને!! વિશ્વાસશીલતા અને વીરતા આવી જ હોવી જોઇએ. ચાલો, ત્યારે ઊઠો. લ્યો પરમેશ્વરનું નામ અને કરો ફતેહના ડંકા!" કુલિન્દસિંહે ધન્યવાદ આપીને તેમના ઉત્સાહની વૃદ્ધિ કરી.

સર્વ જનો પ્રયાણની તત્પરતા કરવા લાગ્યા. જેમનાં ગામો થોડા અંતર-

પર આવેલાં હતાં તેઓ ઉતાવળથી જઇને પોતાનાં સ્ત્રીપુત્ર આદિને મળી આવ્યા અને તરત પાછા આવીને તે જ સ્થળે હાજર થયા. સંધ્યાકાળ થતાં પહેલાં તો તેઓ જયનાદથી આકાશને અને અરણ્યને તથા પદાઘાતથી ભૂમિને કંપાવતા અને વીરશ્રીનો પ્રકાશ બતાવતા ત્યાંથી પ્રયાણ કરી ગયા. જે અરણ્ય થોડા વખત પહેલાં તેમના નિવાસ અને વાર્તાલાપથી નિનાદિત હતું તે જ હવે તેમના ચાલ્યા જવાથી જેમાંથી આત્મા નીકળી ગયેલો હોય તેવા મૃત શરીર સમાન શૂન્ય, જડ અને શબ્દહીન દેખાવા લાગ્યું. પરંતુ જે સમયે સૂર્ય અસ્તાચલમાં જવાની તયારીમાં હતો અને આકાશનો રંગ રાત્રિના આગમનની સુચના આપતો હતો તે સમયે બે અશ્વારોહી મનુષ્યોના ત્યાં થયેલા આગમન અને તેમના વાર્તાલાપથી અરણ્યની એ શૂન્યતા અને જડતાનો ભંગ થયો, નિર્જીવ દેહમાં પુનઃ આત્માના સંચારનો ભાસ થવા લાગ્યો. એ બે વ્યક્તિઓ કોણ હશે વારુ?



## ચતુર્થ પરિચ્છેદ

## એક નવીન ભેદ

એ બે અશ્વારોહીઓમાંનો એક પુરુષ હતો અને બીજી સ્ત્રી હતી, એમ તેમની વચ્ચે ચાલતા સંભાષણથી સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું. એ વૃક્ષ-રૂપ દુર્ગથી સુરક્ષિત સ્થાનમાં આવતાં જ પુરુષ અશ્વારોહીએ ઉદ્ગાર કાઢયો કે, “ઓહો, આ પણ એક કેવું વિચિત્ર અને નૈસર્ગિક રીતે જ સુરક્ષિત અરણ્યને બદલે ઈશ્વરના નિર્માણ કરેલા એક નૈસર્ગિક દુર્ગના નામથી જ ઓળખવું જોઇએ. ખરેખર આવા સ્થળમાં વસનાર મનુષ્ય શત્રુના ભયથી મુક્ત હોય એ સ્વાભાવિક જ છે.”

“આ સ્થાન એટલું બધું નિર્ભય અને સુરક્ષિત હોવાથી જ કુલિન્દસિંહે આ સ્થાનને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું છે. આ સ્થાનમાં હું આપને એટલા-માટે જ લાવી છું કે, આને જોતાં આપ કલ્પના કરી શકો કે, જો મેર લોકો સાથે લઢવાનો પ્રસંગ આપને આવ્યો હોત, તો સહજમાં આપ તેમનો પરાજય કરી શકો એવો સંભવ જ નહોતો. સારું થયું કે, આપણો હવે મૈત્રીસંબંધ થયો છે અને જે વિગ્રહ થવાનો ભય હતો તે નષ્ટ થયો છે,” સ્ત્રીએ કહ્યું.

આ વાતચીતથી વાચકો કલ્પના કરી શકે એમ છે કે, એ સ્ત્રી અને પુરુષ બીજાં કોઈ નહિ, પણ આપણાં પૂર્વ પરિચિત કાલિન્દી અને માલદેવ જ હતાં. તેઓ કુલિન્દસિંહના જવા પછી ઉતાવળથી નીકળીને એ સ્થાનમાં આવી લાગ્યાં હતાં.

“વિગ્રહનો ભય જતો રહ્યો છે, એમ કેમ કહો છો વારુ? મારે મેર લોકો સાથે યુદ્ધ તો કરવું જ પડશે; કારણ કે, હું અહીં ખાસ એ કામ કરવામાટે જ આવ્યો છું,” માલદેવે જણાવ્યું.

“પણ જેમની સાથે વિગ્રહ કરવાનો આપ વિચાર ધરાવો છો, તેઓ તો બધા અહીંથી ચાલ્યા ગયા છે. માત્ર તેમની સ્ત્રીઓ, તેમના વૃદ્ધ અને અશક્ત પુરુષો તથા બાળકો જ અહીં તમારા જોવામાં આવશે. જો ઇચ્છા હોય તો

એમનો પરાજય કરો અને ક્ષત્રિય નામની સાર્થકતા કરી બાદશાહના વ્હાલા અને ઇનામ મેળવવાને લાયક થાઓ," કાલિન્દીએ તીવ્ર બાણ સમાન વાગ્બાણનો પ્રહાર કર્યો.

"કાલિન્દી, શું તમે ક્ષત્રિયોના ધર્મને જાણતાં નથી કે જેથી આવાં વચનો ઉચ્ચારવાં પડે છે? અશક્ત, વૃદ્ધ પુરુષો, સ્ત્રીઓ અને બાળકોનો પરાજય કરવો એ ક્ષત્રિયોનો ધર્મ નથી અને એટલામાટે કૃપા કરીને ફરીથી આવા અયોગ્ય શબ્દોનો ઉચ્ચાર કરશો જ નહિ," માલદેવે કાંઇક કોપની છટા બતાવીને કહ્યું.

"મારી પણ એજ ઇચ્છા છે કે, ક્ષત્રિયોના એ ધર્મથી આપ જાણીતા થાઓ અને એવા અયોગ્ય વિજયની ઇચ્છાને ત્યાગી દ્યો," કાલિન્દીએ ઉપાલંભરૂપ શરનો બીજો પ્રહાર કર્યો.

એ વિષયને આગળ લંબાવવાની ઇચ્છા ન હોવાથી માલદેવે એનું ઉત્તર ન આપતાં બીજો પ્રશ્ન કરતાં કહ્યું કે, "પણ કાલિન્દી, મેર લોકો પોતાનાં સ્ત્રીપુત્રોને છાડીને કયાં ચાલ્યા ગયા છે, એ તમે જણાવી શકશો ખરાં કે? શત્રુ આવીને તેમની સ્ત્રીઓપર જુલમનો વર્ષાદ વર્ષાવશે, એનો તેમના મનમાં વિચાર નહિ આવ્યો હોય?"

"માલદેવરાવ, તમે તેમના શત્રુ હોવા છતાં એક ક્ષત્રિય વીર હોવાથી એવો અન્યાય કદાપિ કરવાના નથી, એવો તેમનો નિશ્ચય હોવાથી જ તેઓ નિર્ભય થઇને ચાલ્યા ગયા છે. તેમના એ વિશ્વાસથી તેમણે આપને એજ સૂચના કરી છે કે, હવે પછી તેમની સ્ત્રીઓ, તેમનાં બાળકો અને તેમની સંપત્તિના વિશ્વસનીય સંરક્ષક આપ જ છો. હવે જો આપ કાંઈ પણ અત્યાચાર કરશો, તો વિશ્વાસઘાત કરવાના અપરાધી થશો અને અપકીર્ત્તિના ભાગી થશો, એમાં લેશ માત્ર પણ સંશય નથી," કાલિન્દીએ સંભાષણના પ્રવાહમાં જ તેને ધર્મ બંધનમાં બાંધવાનો પ્રયત્ન કરતાં ઉત્તર આપ્યું.

"પણ તેઓ કયાં ગયા છે, એ તો તમે જણાવ્યું જ નહિ," માલદેવે પુનઃ ખોંચીને પૂછ્યું; "વળી કુલિન્દસિંહ કયાં છે એ પણ મારે જાણવું જોઇએ."

"જ્યાં કુલિન્દસિંહ છે ત્યાં જ સર્વ મેર લોકો પણ છે. કુલિન્દસિંહ હવે હાલમાં આપને મળી શકે તેમ નથી જ; કારણ કે તેજ સર્વ મેર લોકોને લઇને મહારાણા હમ્મીરના અનુયાયિ અને સહાયક સેવક થવામાટે કેલવાડા ગયા છે. હવે તે બળવાખોર મટીને ખરા રાજભક્ત અને સ્વદેશોદ્ધારક થયા છે," કાલિન્દીએ ખરી વાર્તા જણાવી દીધી.

"પણ કુલિન્દસિંહે મને કહેવા માટેની તમને જે ગુપ્ત વાર્તા કહી હતી તે શી વાર્તા છે વારુ?" માલદેવે પૂછ્યું.

"તે ગુપ્ત વાર્તા એટલી જ હતી કે, તેણે હમ્મીર પાસે જવાનો પોતાનો આંતરિક વિચાર મને જણાવ્યો હતો અને અહીં સ્ત્રીવર્ગને કશી પણ હાનિ ન પહોંચાડવામાટે આપને પ્રાર્થના કરવાનું કહ્યું હતું, કે જેનો બધો આશય આપણા અત્યાર લગીના સંભાષણમાં આવી ગયો છે. એટલે હવે વિશેષ કાંઈ પણ કહેવાની અગત્ય નથી," કાલિન્દી બોલી.

"ખરેખર કાલિન્દી, તમે અને કુલિન્દસિંહ બન્ને મહા ચતુર અને કાર-સ્થાનપટુ વ્યક્તિઓ છો. એક ચોર હોય કે લુટારો હોય, તોય જો આપણે

પોતે જ તેનામાં વિશ્વાસ રાખી આપણી સંપત્તિનું રક્ષણ કરવા તેને બેસાડ્યા હોય, તો પછી તે સંપત્તિને તે કદાપિ ચોરતો કે લૂટતો નથી, એવો નિયમ છે, અને તે નિયમ આજે તમે મારા સંબંધમાં ખરો કરી બતાવ્યો છે. હું તમારો દુશ્મન હોવા છતાં તમારાં બાલબચ્ચાં અને ઘરબારના રક્ષણનો ભાર તમે મારા શિરપર જ નાખી દીધો છે એટલે હવે મારાથી તેમની હાનિ કરી શકાવાની નથી જ. કાલિન્દી ! તમારી પ્રાર્થના મને માન્ય છે. હશે, એ વિષયની આપણે અહીં જ સમાપ્તિ કરીશું, પણ તમે પોતે કોણ છો, આ કુલિન્દસિંહ સાથે સંબંધ રાખવાનો શો હેતુ છે, અને એક અબળા હોવા છતાં આવું વિચિત્ર જીવન કેમ વીતાડો છો, એ જાણવાની મારા મનમાં પ્રબળ આકાંક્ષા ઉદ્‌ભવી છે અને મારી પ્રાર્થના છે કે એ બધો ભેદ જણાવીને મારી આકાંક્ષાને તૃપ્ત કરો," માલદેવે આતુરતાથી એ અંતિમ વચનો ઉચ્ચાર્યાં.

"જો કે એ ભેદ હજી ઘણા વખત સુધી આપને ન જણાવવાની જ મારી ઇચ્છા હતી; તોપણ જ્યારે આપની એવી જ ઇચ્છા છે તો મારો એ ભેદ હું આપને જણાવીશ. તોપણ તેમાંનો એક ભાગ તો છુપો રાખવાનો જ; કારણ કે, તે વાર્તા એવી છે કે અમુક મારી ઇચ્છા પ્રમાણેનો પ્રસંગ આવ્યા વિના મારાથી કદાપિ કહી શકાય જ નહિ; જો કહું અને મારી ઇચ્છા સફળ ન થાય, તો મારે આ ક્ષણે જ આ વિશ્વના સુખની સર્વ આશાઓને ત્યાગીને જીવનનું વિસર્જન કરવું જોઇએ," કાલિન્દીએ ગંભીરતાથી કહ્યું.

"ભલે તેટલો ભાગ અવશિષ્ટ રહેવા દો. જેટલો ભેદ કહી સંભળાવવા જેવો હોય તેટલો કહી સંભળાવો. હાલ તરત હું તેટલાથી જ સંતોષ માની લઇશ," માલદેવે કહ્યું.

"પણ રાત્રિના આગમનમાં વધારે વિલંબ નથી અને આ અરણ્યમાં આવી અવસ્થામાં રાત્રિના સમયે રહેવું ભયંકર છે. એટલામાટે આપણે કોઈ વસતિવાળા સ્થાનમાં જઈ પહોંચીએ તો વધારે સારું," કાલિન્દીએ એક બીજો સવાલ ઉભો કર્યો.

"પણ આટલામાં કોઈ ગામડું છે ખરું કે ?" માલદેવે પૂછ્યું.

"ભૂયાના અહીંથી માત્ર ગાઉ થાય છે. આપની છાવણી પણ તેટલામાં જ છે એટલે ત્યાં જઈ પહોંચવામાં વધારે વાર થવાની નથી," કાલિન્દીએ જવાબ આપ્યો.

બન્ને પાછાં અશ્વારૂઢ થયાં અને ચાલવા લાગ્યાં. માર્ગમાં તેમની એવી વિશેષ જાણવા જેવી કાંઈ પણ વાતચીત થઈ નહિ. રાત્રિનો પ્રારંભ થયા પછી થોડા વખતમાં જ તેઓ છાવણીમાં આવી પહોંચ્યાં. જે સર્વ સૈનિકો પોતાના સેનાનાયકના વખતસર ન આવ્યાથી અત્યંત ચિન્તા અને નાના પ્રકારના તર્ક વિતર્કો કરવામાં જ લીન થયા હતા; તેઓ આનંદિત થયા અને તેમના હૃદયમાં એક પ્રકારના નવીન ઉત્સાહનો સંચાર થયો. માલદેવનો તંબૂ જૂદો જ ઉભો કરવામાં આવ્યો હતો ત્યાં જઈ કાલિન્દી અને માલદેવે વિશ્રાંતિ લીધી અને ત્યાર પછી ભોજન આદિના કાર્યથી મુક્ત થઈ તેઓ વાતચીત કરવા બેઠાં. પહેરેગીરને તંબૂમાં કોઇને પણ રજા વગર ન આવવા દેવાનો હુકમ આપી દેવામાં આવ્યો. કાલિન્દીએ પોતાના ભેદભરિત વૃત્તાંતનો નીચે પ્રમાણે આરંભ કર્યો.

"હું બાર પાંચ ગામનો ગરાશ ભોગવતા એક સારા ગરાશિયાની પુત્રી છું. મારા પિતાના વિચારો બાળલગ્નથી વિરુદ્ધ હોવાથી જ્યારે હું બરાબર સોળ વર્ષના વયની થઈ ત્યારે એક સારા રાજ્યના અધિપતિ રાજા સાથે મારું વેવિશાળ કરવામાં આવ્યું. મારાં લગ્ન કેટલાંક કારણોને લીધે બે વર્ષ મોડાં થવાનાં હતાં, તે વચ્ચે બનાવ બન્યો એવો કે ચિતોડના રાણા અને અલાઉદ્દીન બાદશાહનો વિગ્રહ થયો અને તરત જ રાજ્યક્રાંતિ થઈ. મારા ભાવિ પતિએ રાજપૂત કુળને કલંકિત કરીને રાજપૂતોનો પક્ષ સ્વીકારી રણમાં મરવાને બદલે મુસલમાન બાદશાહની ગુલામગિરીનો સ્વીકાર કર્યો અને પોતાના ક્ષણભંગુર વૈભવોને વધારવાનો પ્રયત્ન આદર્યો. મારાં માતાપિતાને એ વાત ગમી નહિ અને તેઓ તેને તિરસ્કારની નજરથી જોવા લાગ્યાં; પણ પોતામાં તેના વિરુદ્ધ થવા જેટલું બળ ન હોવાથી લાચારીએ તેમણે તે કુળકલંક સાથે મારાં લગ્ન કરી આપવાનો નિશ્ચય કર્યો અને તે માટેની કેટલીક તૈયારીઓ પણ કરવા માંડી. આ બીના મારા જાણવામાં આવી અને તેથી મારા મનમાં કોપ અને ખેદની જ્વાળા ઉદ્દભવી. એ કોપ અને ખેદનાં બે પ્રબળ કારણો હતાં. એક તો મારો થનારો પતિ પ્રથમથી જ બે સ્ત્રીઓનો પતિ હતો અને તેમાંની જૂની સ્ત્રીથી થયેલા એક પુત્ર અને એક પુત્રીનો તે પિતા પણ હતો. બહુ પત્નીઓનો જે પતિ હોય તે પુરુષની પત્ની થવાથી સ્ત્રીને સ્નેહનો સ્વાદ મળી શકતો જ નથી એવી મારી માનીનતા હતી અને આજે પણ છે; છતા રાજપૂતોમાં એ રિવાજ જ છે એટલે લાચાર એમ ધારીને ખેદ થવા છતાં મનમાં ને મનમાં જ હું મારા મનનું સમાધાન કરી લેતી હતી. અટલામાં વળી તે યવનદાસ થયો એટલે તિરસ્કારની જે આગ હૃદયમાં સળગી હતી તેણે દાવાનળનું સ્વરૂપ ધારણ કર્યું, અને મારાં માતાપિતાની ઇચ્છા હોવા છતાં પણ મેં ન પરણવાનો જ નક્કી ઠરાવ કર્યો. છતાં પણ બાલ્યકાળમાં મને મળેલા ધર્મશિક્ષણનો મારા મનમાં એટલો પ્રભાવ તો હતો જ કે, જેથી મેં કોઇ બીજા સાથે વરવાનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો નહિ. કુમારિકા અવસ્થામાં જ ભવ ગાળવાના વિચારપર હું આવી મારાં માતાપિતા અને ઘરનાં બીજાં માણસો મારા લગ્નની તૈયારીઓ કરવામાં રોકાયલાં હતાં એવામાં એક દિવસ પ્રસંગ સાધીને થોડાઘણા દાગીના સાથે લઈ પુરુષ વેશ ધારણ કરીને હું ત્યાંથી પલાયન કરી ગઇ. ક્યાં જવું અને ક્યાં રહેવું એ હું જાણતી નહોતી અને મેર લોકોના પ્રદેશ તરફ ચાલી જતી હતી. એક દિવસ રાત્રે હું એક વૃક્ષ નીચે સૂતેલી હતી તે વેળાએ અચાનક ચાર લુટારાઓએ આવી મને ઘેરી લીધી અને મારી પાસેનો માલ પણ લૂટી લીધો. એમ થવા છતાં પણ હું કાંઇ બોલી નહિ, પણ જ્યારે તેમના જાણવામાં આવ્યું કે હું સ્ત્રી છું અને તેથી તેમણે મારાપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો, ત્યારે મેં બૂમો પાડી. થોડી વારમાં જ જંગલના એક ભાગમાંથી ત્રણ ઘોડેસ્વારો નીકળી આવ્યા અને તેમણે તે લુટારાઓને મારી નાખીને મારી આબરુનો બચાવ કર્યો. મારા દાગીના પણ તેમણે મને પાછા આપ્યા અને તેમના કહેવાથી મારા જાણવામાં આવ્યું કે તે લુટારાઓ બીજા કોઈ નહિ પણ યવન બાદશાહના સૈનિકો જ હતા. મારા બચાવનારાઓનો અગ્રેસર કુલિન્દસિંહ હતો. તેણે મને બહેન કહીને મારો

વૃત્તાંત પૂછયો અને મેં તેને ખરી હકીકત જણાવી દીધી. અને તે પોતાની સાથે લઇ ગયો. ત્યાં મારા મનમાં એક નવો જ વિચાર આવ્યો. મુસલમાનોનો સાથે મેર લોકોનો વિગ્રહ તો ચાલ્યા જ કરતો હતો, એટલે કુલિન્દસિંહે કરેલા ઉપકારના બદલામાં તેની કાંઈ પણ સેવા કરવાનો મારો ઇરાદો થયો. હવે એ સેવા કેવી રીતિ કરવી, એનો નિશ્ચય કરવાનો હતો. ચિતોડના બાદશાહ તરફના પ્રતિનિધિ અથવા સુબેદાર આપ હતા અને મેર લોકોનો દેશ ચિતોડના તાબામાં હોવાથી ચિતોડમાં જઈ રહેવાનો અને ત્યાં મેર લોકો વિરુદ્ધ ચાલતી ચર્ચાઓને જાણીને કુલિન્દસિંહને તે સઘળી બાતમી પહોંચાડવાનો ધંધો કરવો અને તેના ઋણથી મુક્ત થવું, એવો અંતે મારો નિશ્ચય થયો. કુલિન્દસિંહે એ કાર્યમાટે અનુમતિ આપી અને ખર્ચ તથા બે ચાર માણસોને મારી મદદમાં આપવાની વ્યવસ્થા પણ કરી. હું ચિતોડ અને તેની આસપાસના પ્રદેશોમાં આવીને વસવા લાગી. જ્યાં સુધી મુસલ્માનોનું પ્રાબલ્ય વિશેષ હતું ત્યાં સુધી તો કુલિન્દસિંહને મેં શાંત રહેવાનો જ ઉપદેશ આપ્યો હતો અને બધું તેમ જ ચાલ્યા કરતું હતું. પણ દિલ્લીમાં જ્યારે બાદશાહની નિર્બળતા અને કારસ્થાનો વધવાની ગુપ્ત વાર્તા મારા જાણવામાં આવી ત્યારે મેં જ તેને બળવો જગાડવાનો હુકમ કર્યો. એટલામાં તમે પણ બાદશાહથી ફરી ગયા અને તેથી અમે તમારી સાથે મળીને હમ્મીરના પક્ષને સ્વીકારવાનો વિચાર કર્યો. એ વિચાર કેવી રીતે પાર પડ્યો છે એ તો આપે જાણ્યું અને જોયું એટલે એ વિશે વધારે બોલવા જેવું કાંઈ રહેતું જ નથી. જણાવવાનું બાકી એટલું જ રહે છે કે, આ વ્યવસાયનો સ્વીકાર કર્યા પછી મારા સ્ત્રી સ્વભાવનો ત્યાગ કરીને મેં પુરુષના સ્વભાવનો સ્વીકાર કર્યો છે અને કેટલીક વાર મારા હાથે થયેલાં વીરતાનાં કૃત્યોથી લોકોમાં મારું નામ પ્રખ્યાત અને પ્રભાવશાળી થયું છે. મારું મૂળ નામ બીજું છે અને કાલિન્દી તો ધારણ કરેલું નામ છે.''

"ત્યારે તમારું મૂળ નામ શું છે?" માલદેવે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"એ નામને વ્યકત ન કરવામાં જ રહસ્ય સમાયલું છે. ખરું નામ જણાવતાં જે ભેદને છેવટ સુધી જાળવી રાખવાનો મારો ઉદ્દેશ છે, તે ભેદ એકદમ ખુલ્લો થઈ જાય એવો સંભવ હોવાથી મારું મૂળ નામ અત્યારે હું ઉચ્ચારી શકવાની નથી. માત્ર પરમાત્માને એટલી પ્રાર્થના કરો કે તે એ નામ નિર્દેશનો સમય આપણને સત્વર મેળવી આપે,'' કાલિન્દીએ એમ કહીને માલદેવને વિશેષ આતુરતામાં નાખી દીધો.

કાલિન્દીનો વૃત્તાંત સાંભળીને માલદેવને કોઈ ગત વાર્તાનું સ્મરણ થઈ આવ્યું હોયની, એવો તેની મુદ્રાને જોતાં ભાસ થવા લાગ્યો. તે વિચાર નિદ્રામાં નિમગ્ન થયો. કાલિન્દી ત્યાંથી ચાલી ગઈ તેનું પણ તેને ભાન રહ્યું નહિ. લગભગ એક પ્રહર પછી તપાસ કરતાં છાવણીમાં કાલિન્દીનો ક્યાંય પત્તો મળ્યો નહિ. તે ક્યાં ગઈ હશે ?

---

## પંચમ પરિચ્છેદ

# ચિતોડ પાછું લેવાયું

પ્રિય પાઠક તથા પાઠિકાઓ આપણે હવે પાછાં ચિતોડ તરફ વળીશું. ફાલ્ગુન માસના શુક્લપક્ષની અષ્ટમીનો દિવસ હતો. માલદેવ ચિતોડ છોડી ગયાને આજે બરાબર વીસ કે બાવીસ દિવસ થયા હતા. આજે દિલ્લીથી કેટલાંક રાજકાર્યોમાટે એક અમીરનું ચિતોડમાં આગમન થયેલું હોવાથી ચિતોડના હાલના સૂબેદાર બહરુદ્દીનખાને પોતાના મહાલયમાંના દીવાનખાનાને આવેલા અતિથિના સન્માનમાટે બહુ જ ઉત્તમતાથી શૃંગાર્યું હતું. ભીંતપર સ્થળે સ્થળે છબીઓ અને આરીસાઓ લટકાવીને દીવાનખાનામાં આસપાસ બીજી અનેક જોવાલાયક વસ્તુઓ ગોઠવી હતી. મધ્યભાગમાં એક ચતુષ્કોણ આસન માંડીને તેનાપર મોરનાં પીછાંથી ભરેલી ગાદી પાથરી હતી અને તેને પાછી એક સુંદર કારચોબી ગલીચાથી આચ્છાદિત કરવામાં આવી હતી. આખા દીવાનખાનામાં એક મોટો બનારસી ગાલીચો પાથર્યો હતો. એક ખૂણામાં બીજું એક જૂદું આસન ગોઠવીને તેનાપર અઢેલવાનું મોટું ઓસીકું રાખ્યું હતું. એ વ્યવસ્થાને જોતાં નિમંત્રિત પુરુષોની સંખ્યા ઓછી જ હોવી જોઇએ એવું સાધારણતઃ સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું.

સર્વ તૈયારીઓ થઈ રહ્યા પછી બહરુદ્દીનખાન પોતે ત્યાં આવીને તપાસ કરી ગયો. રાત્રિનો લગભગ એક પ્રહર જેટલો સમય થયો હશે તે વેળાએ ઇરાનથી આવેલી જોહરા નામક એક પ્રખ્યાત નર્તકી અને ગાયિકા પોતાના પરિવારસહિત ત્યાં આવીને હાજર થઈ ગઈ. વારાંગનાના આવ્યા પછી સૂબેહારે પોતાના અતિથિને લઈ આવવામાટે અશ્વપાલને સુસજ્જિત અશ્વસહિત મોકલી આપ્યો.

થોડા જ વખતમાં તે અશ્વપાલ સાથે મેહમાન અને તેની સાથેના બીજા બે ચાર માણસો આવી લાગ્યા. બહરુદ્દીન ઉઠીને દરવાજા સુધી તેને સામો લેવા ગયો અને દીવાનખાનામાં લાવીને તેમને બેસાડ્યા પછી તે બહુ જ નમ્રતા અને લીનતાથી કહેવા લાગ્યો કે, "દિલ્લી દરબારના મશહૂરેઆમ અમીરુલ્ઉમ્રા, મારા જેવા એક ગરીબ શખ્સના ગરીબખાનામાં પધારીને આપે આ ફિદવીના માનમાં જે એક મોટો વધારો કર્યો છે, તે માટેનો એહસાન માની શકું એટલી મારી આ કમજોર જબાનમાં તાકત નથી."

"આપે મને આપવું જોઇએ તેના કરતાં બહુ જ વધારે માન આપ્યું છે એટલામાટે હું આપનો એટલો બધો આભારી થયો છું કે તે આભારના ભારથી છુટવાની આશામાં તૌફીક નથી," અમીરુલ્ઉમ્રાએ પણ પોતા તરફથી દેખાડી શકાય તેટલો વિવેક બતાવીને કહ્યું.

એ વિવેક ચાલતો હતો એટલામાં એક નોકરે સૌગંધિત અત્તરો અને નાના પ્રકારનાં સુવાસિક પુષ્પોથી ભરેલું એક સુવર્ણ તબક લાવીને બહરુદ્દીન આગળ મૂક્યું અને બહરુદ્દીને તે તબક મેહમાન સમક્ષ મૂકીને નમ્ર શબ્દોથી તેમાંથી પુષ્પગુચ્છ લેવામાટે પ્રાર્થના કરી. ત્યાર પછી તે પોતે પણ એક વેત્રાસનપર બેસી ગયો.

કળાવતી દલિની અને તેના પરિવારને થોડા વખતને માટે એક બીજા ઓરડામાં બેસાડવામાં આવ્યાં હતાં તેમને હવે અન્દર બોલાવવામાં આવ્યાં. સર્વેએ અંદર આવતાં જ મેહમાનોને અને ખાનને અદબથી નમીને મુજરો કર્યો અને ત્યાર પછી ગાલીચાપર પોતાનાં આસનો જમાવ્યાં. વાદ્યો વગાડનારી સ્ત્રીઓએ પોતપોતાનાં વાદ્યો કાઢીને તેમના સ્વરોને મેળવવાના વ્યવસાયનો આરંભ કર્યો. સ્વરોની એકતાનતા થયા પછી દલિનીએ પોતાના મધુર કંઠથી ઇશ્કના એક મનોહર સંગીતનો આરંભ કર્યો. એ નાયિકા સંગીત કળામાં અત્યંત કુશળ હતી. તેના કર્ણ મધુર સંગીતનું શ્રવણ કરીને આવેલા મેહમાનો બહુ જ પ્રસન્ન થયા. બહરુદ્દીન તેના ગાયનથી તો પ્રસન્ન થયો જ હતો, પરંતુ તેના નયન આકર્ષક મુખમંડળને જોતાં તો તેની બુદ્ધિમાં એક પ્રકારનો ભ્રમ જ વ્યાપી ગયો. તેનાં નેત્રો તે નાયિકાના મુખાવલોકનમાં એટલાં બધાં યોગિ સમાન ધ્યાનસ્થ થયેલાં હતાં કે આવેલા પરોણાઓની હાજરીને પણ તે ભૂલી ગયો હતો, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ થાય તેમ નથી જ. ગાયનનો એ વ્યાપાર ઘણા વખત સુધી લંબાયો અને અર્ધ રાત્રિનો સમય પણ વીતી ગયો. રાત્રિ વધારે વીતેલી જોઇને અમીરુલ્લઉમ્રાએ કહ્યું કે, "ખાનસાહેબ, હવે મોડી રાત થયેલી હોવાથી અમને અમારે ઊતારે જવાની મેહરબાની કરીને રજા આપશો તો આપનો ઉપકાર થશે."

એ શબ્દો કાનમાં અથડાતાં જ ખાન એકાએક નિદ્રિત મનુષ્ય પ્રમાણે પોતાની મોહ કિંવા વિકાર નિદ્રામાંથી જાગૃત થયો અને આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો કે, "ઓહો! વખત ક્યાં અને કેવી રીતે ચાલ્યો ગયો એનું મને તો ભાન જ રહ્યું નહિ. આપને જો કાંઈ પણ ત્રાસ વેઠવો પડ્યો હોય તો તે માટે હું મોઆફીનો તલબગાર છું."

એમ કહીને ગાનારીને તેણે જવાનો ઇશારો કર્યો એટલે તરત જ તે પોતાના પરિવાર સહિત ચાલી ગઈ. નોકરચાકરોને પણ બહાર જવાની ઇશારત કરી દેવામાં આવી. એવી રીતે થોડા વખત પહેલાં જે દીવાનખાનું ગાનના નાદથી નિનાદિત હતું તે હવે શૂન્ય દેખાવા લાગ્યું. ખાન, અમીરુલ્લઉમ્રા અને તે બન્ને અધિકારીઓના ચાર પાંચ વિશ્વાસપાત્ર સેવકો એટલા પુરુષો જ ત્યાં બેઠા હતા. થોડીવારમાં જ ખાને બોલવાની શરુઆત કરતાં કહ્યું કે, "સરદાર સાહબ, અહીં કેટલા દિવસનો મુકામ કરવાનો વિચાર છે?"

"માલદેવરાવ મેર લોકોનો પરાજય કરીને પાછા આવે, ત્યાં સુધી આપના આશ્રયતળે ચિતોડમાં રહેવાનો જ મારો વિચાર છે; કારણ કે, તેમની સાથે મારે રાજ્યસંબંધી કેટલીક ખાનગી સલાહ મસ્લેહત કરવાની છે," અમીરુલ્લઉમ્રાએ જવાબ આપ્યો.

"ચાલો, એ પણ આપનો અમારા ઊપર એક મોટો ઉપકાર થયો એમ જ કહી શકાય. પણ સરદાર સાહબ, માલદેવરાવને આવતાં હજી બે મહિના કરતાં ઓછો વખત લાગશે, એમ મને તો લાગતું નથી; કારણ કે, મેર લોકોનો પરાજય કરવો એ કાંઈ જેવી તેવી વાત નથી," બહરુદ્દીને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હું હજી આઠ દિવસ તેમના આવવાની વાટ જોઇશ, અને તેટલા સમય-

માં જો તેઓ નહિ આવી લાગે તો હું પોતે જ તેઓ જ્યાં હશે ત્યાં જઇને તેમની મુલાકાત લઇશ," અમીરે કહ્યું.

"પણ સરદાર સાહબ, જો કાંઈ અડચણ ન હોય, તો કૃપા કરીને જણાવશો કે, માલદેવ સાથે આપનું એટલા બધા મહત્વનું શું કાર્ય છે અને વાતચીત શી બાબતમાં કરવાની છે?" ખાને ધીમેથી પોતાના મતલબનો સવાલ આગળ મૂકયો.

"આપને અત્યારે હું બધી વાતો તો જણાવી શકું એમ નથી; તોપણ એટલું જણાવવામાં હરકત નથી કે, આપે માલદેવના સંબંધમાં દિલ્લીમાં જે પત્રો મોકલ્યાં છે તેમાં સચ્ચાઈ કેટલી છે અને મેવાડમાં હમ્મીર રાણાનું જોર કેટલું વધેલું છે એની ખાસ તપાસ કરવા માટે જ બાદશાહના હુકમથી મલેક કાફૂરે મને અહીં મોકલ્યો છે. આ બધી તપાસ કર્યા પછી જો યોગ્ય લાગશે અને અહીં તેવી અગત્ય દેખાશે તો રાજપૂતોના નાશમાટે દિલ્લીથી મુસલ્માન લશ્કર મોકલી આપવામાં આવશે અને ચિતોડની સૂબેદારી કાયમને માટે આપને જ અપાશે," અમીરે પોતાના આગમનનું કારણ દર્શાવ્યું.

"માલદેવ વિશે દિલ્લી મેં જે કાંઈ પણ લખી મોકલ્યું છે, તેના સાચા કે ખોટાપણાની તપાસ કરવા જેવું કાંઈ છે જ નહિ; કારણ કે, હમ્મીર જેવા મુસલ્માનોના કટ્ટા દુશ્મન સાથે પોતાની છોકરીની શાદી કરી આપી એ શું તેની નમકહરામીની જેવી તેવી સાબેતી નથી. આ બાબતમાં હમણા માલદેવ સાથે વધારે વાતચીત કરવાથી તો મામલો વધારે ગંભીર અને ભયંકર થશે, દુશ્મનોને આપણા વિચારોની જાણ થશે. અને તેથી કદાચિત્ ફાયદો મેળવવા જતાં નુકસાની જ થઈ જશે. મારો વિચાર તો એવો જ છે કે, દિલ્લીથી લશ્કર બોલાવો અને હમ્મીરના રહેઠાણ પર હલ્લો કરવાની રજા આપો," ખાને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો અને તે અમીરના ઉત્તરની વાટ જોતો બેસી રહ્યો.

અમીર ઉત્તર આપવાની તૈયારીમાં હતો એટલામાં અચાનક નીચે માર્ગમાં ઘોડાનાં ટાપાંનો અવાજ સંભળાયો અને પળ માત્રમાં જ લઢાઇના પોષાકમાં સજ્જ થયેલો એક શૂરવીર પુરુષ તે બન્ને સામો આવીને ઊભો રહ્યો. તેની મુખાકૃતિ અને તેની પદ્ધતિને જોતાં તે અવશ્ય કોઈ મેવાડવાસી રાજપૂત જ હોવો જોઇએ એવી પ્રત્યક્ષ કલ્પના કરી શકાતી હતી. ખાને તેને એવી રીતે રજા વગર સાહસથી પોતાના મેહેલમાં ઘુસી આવેલો જોઈ કિંચિત્ ક્રોધ અને કિંચિત્ ભયના ભાવથી પૂછ્યું કે, "આમ એકાંતમાં પરવાનગી વગર ચાલ્યો આવનાર શયતાન, તું કોણ છો? તારી જીંદગીથી તું હાથ ધોઇને આવ્યો છે કે શું?"

"હું સુલ્તાન અલાઉદ્દીનનો શત્રુ અને મેવાડનો ખરો હકદાર રાણો હમ્મીર છું. હું મારી જીંદગીથી હાથ ધોઇને આવ્યો નથી, કિન્તુ તને તારી નાપાક જીંદગીથી હાથ ધોવડાવવા માટે જ આવી લાગ્યો છું," હમ્મીરે કોપાગ્નિથી નેત્રોને રક્તવર્ણ કરીને દંતભંજક ઉત્તર આપ્યું.

"ખુદાની કેવી મેહરબાની કે જે દુશ્મનને પકડીને પાયમાલ કરવા માટેનો અમે હમણા જ વિચાર કરતા હતા, તે દુશ્મન પોતાના મરણને શોધતો પોતે

જ અહીં આવી લાગ્યો છે! નાપાક દુશ્મન, તેં અમારી તકલીફને ઓછી કીધી છે એટલામાટે અમે તારો પણ અત્યારે આભાર માનીએ છીએ," એમ બોલીને ખાને પોતાના સિપાહીઓને બોલાવતાં બૂમ મારી કે, "હિફાજતખાન, દિલશેર, દિલાવરખાન, ચાલો દોડી આવો અને આ નાપાક શયતાનજાદાના હાથમાં હાથ-કડીઓ પહેરાવી દ્યો."

સિપાહીઓમાંના કોઈએ કશો પણ જવાબ ન આપ્યાથી ખાન સાહેબ છેડાયા અને બૂમ મારીને કહેવા લાગ્યા કે, "કેમ કોઈ જવાબ નથી આપતું? બધા મરી ગયા કે શું?"

"તેઓ મરી ગયા છે, સ્વર્ગમાં જવાને સફર કરી ગયા છે અને તમોને તેમની પાછળ મોકલવા માટેની મને સુચના પણ કરી ગયા છે. ચાલો કેદ થવાને કે મરવાને તૈયાર થાઓ," હમ્મીરે બહાદુરીથી જવાબ આપ્યો.

ખાન પાસે કાંઈ પણ હથિયાર નહોતું, એટલે તે તો હમ્મીરના આ જવાબ-થી ખામોશ થઈ ગયો, પણ અમીરલ્લુઆ અને તેના સાથીઓ હથિયારબંધ હોવાથી તેઓ તલવારો ખેંચીને ઊભા થયા અને હમ્મીરને મારવાની તૈયારી કરવા લાગ્યા. હમ્મીરે એક સીટી વગાડી અને તેની સાથે જ સશસ્ત્ર દશ રાજ-પૂતો અને સાત આઠ મેર સૈનિકો "મહારાણાની શી આજ્ઞા છે?" એમ કહેતા ત્યાં આવી હાજર થયા. "આ બદમાશોને એકદમ કેદ કરો અને બંદિખાનામાં લઈ જાવો," હમ્મીરે તેમને આજ્ઞા આપી. આજ્ઞા મળતાં જ તેના સૈનિકોએ સર્વ મુસલ્માનોને કેદ કરી લીધા. મુસલ્માનો કાંઈ પણ વિરુદ્ધ હીલચાલ કરી શકયા નહિ. હમ્મીરે કુલિન્દસિંહને કહ્યું કે, "કુલિન્દસિંહ! આ રાજબંદિવાનોને સંભાળવાનું કામ હું તમને સોંપું છું, અને હું હવે નગરના બીજા પ્રબંધમાટે તમારાથી છૂટો પડવાની આજ્ઞા ઇચ્છું છું."

"મહારાણાની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. પધારો," કુલિન્દસિંહે વિનયથી મસ્તક નમાવીને કહ્યું.

કેદખાનાનો બીજો બંદોબસ્ત થયેલો ન હોવાથી કુલિન્દસિંહે તે રાજબંદિ-વાનોને તેજ મહાલયમાંના ખાનના નોકરોના રહેવાના ઓરડામાં કેદ કરવાની યોજના કરી. સમયનો કેવો ફેરફાર! જે મહાલયમાં ખાન હજારો જાતના વૈભવ અને વિલાસ ભોગવતો હતો તેજ મહાલયમાં બંદિવાસનાં દુ:ખો ભોગ-વવા લાગ્યો.

મહાલયની બહારના ભાગમાં પોતાના મહારાણાની માર્ગપ્રતીક્ષા કરતા કરતા લગભગ ત્રણસેં ઘોડેસ્વાર રાજપૂત સૈનિકો ઊભા હતા. હમ્મીરને આવતો જોતાં જ સર્વ સૈનિકોએ ઉત્સાહથી શસ્ત્રો નમાવીને ઉચિત માન આપ્યું. હમ્મીર પોતાના વિજય નામક અશ્વના પૃષ્ઠ ભાગે આરૂઢ થઇને ત્યાંથી ચાલતો થયો અને એક બીજે સ્થળે બીજા પણ ત્રણસેં સૈનિકોને ઊભા રાખ્યા હતા તેમની પાસે આવી તેમને પોતા સાથે લઇને રાત્રિનો ભયંકર અંધ:કાર પ્રસરેલો હોવા છતાં પણ તે નગરમાં ફરવાને નીકળી પડ્યો.

રાત્રિના તૃતીય પ્રહરની સમાપ્તિ થઈ હતી અને ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ચૂકયો હતો. દુર્ગમાંના ઘણાખરા મનુષ્યો નિદ્રાવશ હતા. હમ્મીરે કિલ્લાના

દરવાજા બંધ કરાવીને અને કિલ્લાની દીવાલપર પણ પોતાના સૈનિકોનો પહેરો રાખીને મુસલ્માનોના નાસવાના માર્ગો બંધ કરી નાખ્યા હતા. રાજપૂત સૈનિકોએ ચિતોડ દુર્ગમાં એ સમયે જેટલા મુસલ્માનો હતા, તે સર્વને પકડવાનો અને પકડી પકડીને કંઠસ્નાન કરાવવાનો અખંડ વ્યવસાય ચલાવ્યો. જોતજોતાંમાં સમસ્ત દુર્ગમાં કોલાહલ વ્યાપી ગયો અને સર્વની નિદ્રા ઊડી જતાં જાગૃતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. ચારે તરફથી મુસલ્માન સૈનિકો દોડી આવ્યા અને એક નાની પણ ભયંકર લડાઇનો પ્રારંભ થયો. રાજપૂતોએ પ્રથમ તો બળથી આક્રમણ કર્યું પણ પછીથી તેમનું બળ કાંઇક ન્યૂન થવાનો અને યવનોના વિજયનો રંગ દેખાવા લાગ્યો. અચાનક એની કુલિન્દસિંહને જાણ થતાં તે કેદીઓને સંભાળવાનું કામ એક બીજા માણસને સોંપી પોતે ત્યાંના ત્રણસેં સૈનિકોને લઇને રાજપૂતોની કુમકે આવી લાગ્યો. જ્યાં આવો મામલો થયો ત્યાં પછી પરિણામનું શું પૂછવું? ઉભય પક્ષની ભયંકર નરહત્યાનું મંગળાચરણ થયું. તલવાર, ભાલા અને બર્છી ઇત્યાદિ શસ્ત્રોનો કાનોના પડદાને ફોડી નાખે તેવો અવાજ થવા લાગ્યો. શતાવધિ યવનોને ગતપ્રાણ થયેલા જોઇને મુસલ્માન સૈનિકોના ધૈર્યનો લોપ થયો અને અધૂરામાં પૂરું એ જ વખતે 'નાસો નાસો વિના કારણ પ્રાણ' ન આપો; કારણ કે, સૂબેદાર સાહેબને રાજપૂતોએ કેદ કરી લીધા છે,' એવો કોઇએ પોકાર કર્યો. એ પોકાર સાંભળતાં જ જ્યાં બચાવનો માર્ગ મળે ત્યાં મુસલ્માનો નાસવા લાગ્યા, પરંતુ તેમના માટે પણ જ્યાં જાય ત્યાં મરણ તો તૈયાર જ હતું. અંતે કિલ્લામાં દશ વીસ મુસલ્માનો ઉપરાંત કોઈ પણ મુસલ્માન જીવતો રહ્યો નહિ. એ દશ વીસ તો ખાન, અમીર અને તેમના ખાસ અનુયાયિજનો જ હતા અને તેમને કોઈ ખાસ કારણથી જ જીવતા રાખવામાં આવ્યા હતા.

અરુણોદયનો સમય થયો અને દિનપતિ સૂર્યનારાયણના આગમનને સૂચવનારી પ્રાચી દિશા ભવ્ય વસ્ત્રો પરિધાન કરીને પૂર્વ દિશામાં ચમકવા લાગી. ભયંકર ક્રૂર કર્મો કરનારાઓના વ્યવસાયનો અવરોધ થતાં સાત્વિક વૃત્તિના લોકોના વ્યવહાર કૃત્યોનો આરંભ થયો. મરઘડાંએ 'હમ્મીર મહારાજાનો જયજયકાર હો!' એવા વિશેષ અર્થને સૂચવનારો જ ધ્વનિ કર્યો હોયની, એવો તેમના ઉષ:કાલીન ધ્વનિને સાંભળતાં ભાસ થવા લાગ્યો. નગરમાંના લોકો રાત્રિની ભીતિથી અતિશય ત્રાસ પામી પોતપોતાનાં દ્વાર બંધ કરીને પરિવાર સહિત ઈશ્વરનું ભજન કરતા બેસી રહ્યા હતા; તેમનાં મનો કેટલેક અંશે નિર્ભય થવા લાગ્યાં. એટલામાં સૂર્યનારાયણનો આકાશમંડળમાં ઉદય થયો અને તેનાં પ્રશસ્ત તથા શાંત કિરણો સર્વત્ર પ્રસરવા લાગ્યાં. લોકોએ બારીઓ ઉઘાડીને જોયું તો કિલ્લાપર મુસલ્માનોની નીલરંગીય પતાકાને બદલે રાજપૂતોની કિરમજી રંગની પતાકા તેમના જોવામાં આવી. માત્ર ત્રણ પ્રહર જેટલા અવધિમાં આટલો બધો ફેરફાર થઈ ગયેલો જોઇને ત્યાંના નાગરિકોના મનની કેવી અવસ્થા થઈ હશે, તેમના મનમાં આનંદનો કેટલો બધો આવિર્ભાવ થયો હશે, એની કલ્પના વાચકોએ પોતે જ કરી લેવાની છે.

હવે આટલા સહજ પ્રયત્નથી હમ્મીર ચિતોડનો અધિકાર કેવી રીતે મેળવી

શક્યો એનો ખુલાસો આપણે કરવો જોઈએ. હમ્મીર કેલવાડામાં પોતાની તૈયારીમાં તો હતો જ એવામાં વળી મેર લોકો તેની સાથે આવી મળ્યાથી તેના બળમાં અચાનક ન ધારેલો વધારો થઈ ગયો. ચિતોડમાં અવ્યવસ્થા તો હતી જ અને માલદેવ બહાર આવ્યો ગયેલો હોવાથી ચિતોડના બચાવમાટે બદરૂદ્દીન પાસે જોઇએ તેટલું સૈન્ય પણ નહોતું. વળી એ બધું જાણે ઓછું હોયની તેમ જાણીને બદરૂદ્દીન પોતાને નવીન મળેલા અધિકારના મદમાં છકી જઇ રાતદિવસ ચયશઆરામ અને ગાનતાનમાં જ ગિલ્તાન રહ્યા કરતો હતો. ચિતોડમાં હમ્મીરના અનેક જાસૂસો હમેશ ફરતા હોવાથી આ સમાચાર નિત્ય તેના સાંભળવામાં આવતા હતા. એવો જ એક જાસૂસ મુસલ્માનનો વેષ ધારણ કરીને ચિતોડના સૂબેદારનો નોકર થયો અને તેને રાત્રિના સમયે કિલ્લાના દરવાજાને સંભાળવાનું કામ સોંપવામાં આવ્યું. તેણે હમ્મીરને આ સમય યોગ્ય હોવાથી પ્રસંગનો લાભ લઇને આક્રમણ કરવાની સૂચના આપી. હમ્મીરે પ્રથમ વાર ખુલ્લી લડાઈ કરી પોતાના સૈનિકોનો વધારે નાશ કરાવવાનું યોગ્ય ન ધાર્યું અને રાત્રિના સમયે ગુપ્ત રીતે નગર પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. તે કિલ્લેદાર સાથે બધી બાબતનો બંદોબસ્ત કરીને ધારેલે વખતે હમ્મીર પોતાના સૈન્ય સાથે ચિતોડના દુર્ગદ્વારની બહાર આવ્યો, કિલ્લેદારે દરવાજા ખોલી નાખ્યા અને તેણે નગરમાં પ્રવેશ કરી પ્રથમ ખાનને કેદ કરવાનું જ કામ કર્યું અને ત્યાર પછી જે થયું તે વાચકો જાણી જ ચૂકયા છે.

હમ્મીર મહારાણો પોતાના ગુપ્ત વાસને ત્યાગીને એકાએક પ્રકટ થયો અને તેણે મુસલ્માનો પાસેથી બળાત્કારે ચિતોડ પાછું લીધું, એ સમાચારનો, એ આનંદદાયક વર્તમાનનો જોતજોતાંમાં સર્વત્ર પ્રસાર થઈ ગયો. સમસ્ત મેવાડ પ્રાંતની પ્રજા આનંદોત્સવો કરવા લાગી. સર્વ હિન્દુઓના મનમાં પોતાની જાતિના રાજાના વિજયથી એક પ્રકારનું અકલ્પનીય અભિમાન પ્રકટ થયું આસપાસના સાંસ્થાનિકોએ તેને નજરનજરાણાં અને ખંડણીઓ મોકલીને તેના વર્ચસ્વ અથવા સ્વામિત્વનો સ્વીકાર કર્યો. એવી રીતે અલ્પ અવકાશમાં જ હમ્મીર સમગ્ર મેવાડનો ચક્રવર્તી રાજા બની ગયો.

આજે અચાનક ચિતોડનો ઉદ્ધાર થયો, આજે ચિતોડવાસીજનો સુખી થયા અને આજે હમ્મીરની દીર્ઘ સમયની આશા પણ સફળ થઈ. અત્યાચારોથી નિરન્તર પીડાઇને અસ્થિપિંજરરૂપ બની ગયેલાં ચિતોડનાં નરનારીઓએ આજે પોતાના સત્ય રાજાના મુખનું દર્શન કર્યું. જે આશાને મનમાં ધારણ કરીને તેઓ આજ સુધી સહસ્રાવધિ કષ્ટોને સહન કરીને અને અનેક રીતે દુઃખી થયા છતાં પણ જીવિત હતાં, તે તેમની આશા પોતાના હૃદયવાંછિત રાજાને જોઇને એકાએક પરિપૂર્ણ થઈ ગઈ. લોકોના અનેક સમુદાયો હમ્મીરને જોવામાટે દોડીદોડીને એકઠા થયા હતા અને ચિતોડ—મહાલય આજે અસંખ્ય નરનારીઓથી ઉભરાઈ જતો જોવામાં આવતો હતો. સર્વના મુખમાંથી આજે હમ્મીરના જયજયકારનો ધ્વનિ નીકળતો સંભળાતો હતો. પળે પળે છોડવામાં આવતા તોપોના ગોળાથી ચિતોડ દુર્ગ કંપાયમાન થતો દેખાતો હતો. સર્વ લોકોને હમ્મીરે સ્નેહથી પોતા પાસે બેસાડીને હૃદયની એકનિષ્ઠતાથી કહ્યું કે,

"મારા પ્રજાજનો, તમારાં દુઃખોની વાર્તા સાંભળીને દિવસ અને રાત હું પોતે પણ અત્યાર સુધી દુઃખી જ રહ્યા કરતો હતો. તમો સર્વને મુસલ્માનોના અત્યાચારમય અધિકારથી પીડાતા અને રીબાતા જોઇને તમારાં એ કષ્ટોને દૂર કરવા માટે મેં અનેક પ્રયત્નો અને પરિશ્રમો કર્યા છે અને આજે તે સર્વ પરિશ્રમોનો પ્રજાના સંતોષરૂપ બદલો મળેલો જોઇને મારા મનમાં જે હર્ષનો આવિર્ભાવ થાય છે તે અવર્ણનીય અને અગમ્ય જ છે."

વીરનર હમ્મીર જેવા રાજાને પામીને અને તેના મુખમાંથી નીકળતાં આવાં વચનોનું શ્રવણ કરીને ચિતોડની પ્રજા પોતાનાં પૂર્વ સંકટોને ભૂલી ગઇ અને સર્વથા સ્વર્ગીય સાનંદાશ્ચર્યમાં નિમગ્ન થઈ. આજે ચિતોડનો પુનરુદ્ધાર કરીને હમ્મીર મેવાડવાસીઓ સાથે પોતાનાં સુખદુઃખની વાતો કહેતો અને તેમનાં સુખદુઃખની વાતો સાંભળતો બેઠો હતો, મેવાડના અસંખ્ય લોકો ગાંડા માણસ પ્રમાણે દોડીદોડીને પોતાના મસ્તકપર તે ધર્મપાળ રાજાની ચરણધૂલિને ધારણ કરતા હતા, કેટલાકો રાજચરણામૃતનું પાન કરતા હતા અને કેટલાક આનંદનાં ગીતો ગાતા હતા. કેટલાક સમય પછી હમ્મીરે સર્વને વિદાય કરીને રાજમહાલયના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. આનંદાશ્રુભરિત નયનોવડે તેણે વીરભૂમિ ચિતોડનું તૃપ્તિથી દર્શન કર્યું અને અન્ય સ્થળોનું અવલોકન કરતો તે અંતે અંતઃપુરમાં જઈ પહોંચ્યો.

અંતઃપુરના જે ઓરડામાં તેની ધર્મપત્ની કુમારી કાષ્ઠપ્રતિમાવત્ નિઃસ્તબ્ધતા ધારીને ઊભી હતી, તે ઓરડામાં હમ્મીર આવી લાગ્યો, અને પોતાની પતિવ્રતા પ્રમદાને પેખતાં જ પતિએ તેને પવિત્ર પ્રેમપાનીયની વૃષ્ટિથી ભીંજવી નાખી. પતિવ્રતા કુમારીએ ચિતોડની પ્રજાના દુઃખે દુઃખી થઇને ચિતોડના પુનરુદ્ધારના કાર્યમાં સ્વામીને જે સહાય આપ્યું હતું, તેનું સ્મરણ થવાથી હમ્મીરે તેનો અંતઃકરણપૂર્વક આદર અને સત્કાર કર્યો.

આજે ચિતોડ દુર્ગપર ચિતોડની પવિત્ર અને પ્રાચીન પતાકા ઊડતી દૃષ્ટિગોચર થતી હતી. વાયુની લહરીના સ્પર્શથી આન્દોલિત થઇને તે ધ્વજા ચિતોડના સ્વાતંત્ર્યસુખના સંદેશાનો દૂર દૂરના પ્રદેશમાં પ્રચાર કરતી હતી. ચિતોડ નગરીએ આજે વિધવાવત્ વિષણ્ણ વેષનો પરિત્યાગ કરીને સધવા સમાન સુંદર સ્વરૂપ ધારણ કર્યું હતું. ચિતોડનો પ્રત્યેક જીવ આજે સુખી અને સુખી જ દેખાતો હતો. પ્રત્યેક ગૃહમાં મંગળ ગીતો ગવાતાં હતાં અને પ્રત્યેક અટ્ટાલિકાના શિખર પર મંગળ પતાકાનું દર્શન થતું હતું. ચિતોડ નગરી આજે સ્વતંત્ર થઈ હતી. ચિતોડની પ્રજા આજે પરતંત્રતાના કઠિન શૃંખલાબંધનથી મુક્ત થઈ હતી.

આમ થવા અથવા હોવા છતાં પણ ચિતોડની સ્વતંત્રતામાટે એક ભય અવશિષ્ટ હતો. જો કે દિલ્લીમાં બાદશાહ અલાઉદ્દીનની સત્તાનો સૂર્ય આથમી ગયા જેવો જ હતો, તો પણ કદાચિત્ મેવાડ જેવો દેશ પોતાના હાથમાંથી ચાલ્યા ગયાના સમાચાર સાંભળીને દિલ્લીમાંના મુસલ્માનોમાં ક્ષોભ ઉત્પન્ન થાય અને તેઓ લશ્કર લઇને ચિતોડ પર ચઢી આવે એવો સંભવ તો હતો જ. એટલામાટે જો એવી આપત્તિનું વાદળ ઘેરાઈ આવે તો તેને ઝટ વિખેરી નાખવામાટેની તૈયારીઓ હમ્મીરે કરવા માંડી. તે આળસુ થઇને બેસી ન રહ્યો.

કોઈ પણ સારી વસ્તુ કિંવા સારો ગુણ પ્રાપ્ત કરવાનું જેટલું દુર્લભ છે તેના કરતાં તે વસ્તુ અથવા તે સદ્‌ગુણને સદાને માટે ટકાવી રાખવાનું કાર્ય વિશેષ દુર્લભ છે; એ એક સર્વમાન્ય સિદ્ધાંત છે. રાજ્ય મેળવવું તેના કરતા રાજ્યને મેળવીને સંભાળવાનું કાર્ય વિશેષ દુર્ઘટ છે અને તેમ હોવું જ જોઇએ રાજ્ય મેળવવામાં બળની આવશ્યકતા હોય છે અને તેને જાળવવામાં બુદ્ધિની અગત્ય છે. જો રાજ્ય મેળવ્યા પછી રાજા પોતે વૈભવ અને વિલાસમાં નિમગ્ન રહીને આળસુ બની જાય, પ્રજાના સંતોષ કે અસંતોષનો વિચાર ન કરે અને પરચક્રથી પોતાના દેશને બચાવવાના યત્ન ન આદરે, તો તે રાજાની રાજલક્ષ્મી અવશ્ય પરકીય શત્રુના સદનમાં પલાયન કરી જાય છે અને સ્વતંત્ર દેશ પર તંત્રતામાં આવી પડે છે. પૃથ્વીરાજ ચહુઆણના વિલાસમગ્ન થયાથી જ દિલ્હીમ મુસલ્માનોની બાદશાહીનો પાયો રોપાયો હતો. રાજ્યને સંભાળવાની ચિન્તા ન રાખવાનું જ એ પરિણામ હતું. હમ્મીર એ નીતિને સારી રીતે જાણતો હતે અને તેથી ચિતોડમાં આવ્યા પછી થોડા જ વખતમાં તેણે પોતાના બળને વધાર વાનો અને રાજ્યરૂપી ઇમારતના પાયાને મજબૂત બનાવવાનો પ્રયત્ન કરવ માંડ્યો. કેટલીક વારની લડાઇઓમાં તોપના ગોળાઓ લાગવાથી કિલ્લાની દીવાલ ના જે કેટલાક ભાગો ખંડિત થયા હતા, તેમને સમરાવીને પાછા જેવા હતા તેવ કરાવ્યા, સૈન્યમાં વધારો કર્યો, નવાં શસ્ત્રાસ્ત્રો તૈયાર કરાવ્યાં, અન્નના ભંડારો ભરપૂર ભરાવ્યા અને માંડલિક રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવીને રાજ્યના ધન કોષને પણ નાણાંથી ભરપૂર કરી રાખ્યો. આ બધી વ્યવસ્થા તેણે એટલી તે ચપળતા અને ઉતાવળથી કરી નાખી કે, સારા સારા રાજનીતિજ્ઞ અને વૃદ્ધ પુરુષો પણ તેની દૂરદર્શિતા અને તેલાબુદ્ધિની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા એ બધી વ્યવસ્થાઓ કરી લીધા પછી એક દિવસ અચાનક હમ્મીરને બદરુદ્દીન ખાનની સ્મૃતિ થઈ આવી અને કુલિન્દસિંહને બોલાવીને તેની સાથે તે કારાગૃહમાં મુસલ્માન બંદિવાનોની મુલાકાત લેવા માટે ગયો.

ખાન અને બીજા બંદિવાનોને ખાનના મહાલયમાંથી કાઢીને કારાગૃહમાં સખ્ત ચોકી પહેરા વચ્ચે રાખેલા હતા એટલે તેઓ સીધા કારાગૃહમાં જ ગયા. ખાનનો મહાલય કુલિન્દસિંહને રહેવા માટે આપવામાં આવ્યો હતો. ચાલો ત્યારે વાચકો, આપણે પણ તેમની સાથે જઇને કારાગૃહની સ્થિતિનું અવલોકન કરીએ.



## ષષ્ઠ પરિચ્છેદ

## કારાગૃહમાં

હમ્મીર અને કુલિન્દસિંહે કારાગૃહમાં પ્રવેશ કરતાં જ પ્રહરીઓએ શસ્ત્રો નમાવીને પ્રથમ મહારાણાને અને ત્યાર પછી કુલિન્દસિંહને યોગ્ય માન આપ્યું. હમ્મીર બહાર ચોકમાં ઊભો રહ્યો અને પ્રહરીને બંદિવાનોને બહાર લાવવાની આજ્ઞા દીધી. આ આજ્ઞાને અનુસરીને પ્રહરીઓ સર્વ મુસલ્માન બંદિવાનોને ત્યાં લઈ આવ્યા. તેમની સંખ્યા સાતની હતી. ખાન, અમીરઉલ્લઉમ્રા અને

તેમના પાંચ સાથીઓ, તેમના પગમાં લોઢાની ભારી બેડીઓ અને હાથમાં હાથકડીઓ પહેરાવેલી હતી અને તેથી તેમનાં હાથપગનાં કાંડાંમાં બેડીઓના ઘસારા પડી ગયા હતા. તે સર્વે હમ્મીર સમક્ષ મસ્તક નમાવીને ઊભા રહ્યા. હમ્મીરે ખાનને ઉદ્દેશીને કહ્યું કે, "કેમ ખાન સાહેબ, આ બેડીઓ પહેરવાની તકલીફ વિના કેદખાનામાં તમને બીજી કોઈ જાતની તકલીફ તો નથીને? તમારા ખાવાપીવાનો બંદોબસ્ત તો સારો સગવાય છેને?"

"મહારાણા હમ્મીરસિંહજી, એક રાજબંદિવાનનો જેટલો મર્તબો જળવાવો જોઇએ અને તેને જેટલી સગવડો મળવી જોઇએ તે સર્વે અમને મળે છે. માત્ર બંદિવાસ વિના અમને બીજું કાંઈ પણ દુઃખ કે તકલીફ નથી. આપની એ ઉદારતામાટે અમે આપનો દિલોજાનથી એહસાન માનીએ છીએ," ખાને નમ્રતાથી જવાબ આપ્યો.

"ઉપકાર માનવાની કાંઈ પણ અગત્ય નથી. રાજપૂતોનો એ ધર્મ છે અને તે ધર્મને અનુસરીને વર્તવું એ જ મારું કર્તવ્ય છે. પણ ખાનસાહેબ! તમે પોતાની સત્તાના સમયમાં મેવાડની પ્રજાપર ન્યાય અને સુખની વૃષ્ટિ વર્ષાવવાને બદલે જે અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવી છે અને બળાત્કાર આદિ ઘોર અપરાધો કર્યા છે, તેની શિક્ષા ભોગવવાનો તમારો સમય પણ હવે પાસે આવી લાગ્યો છે. 'જિતની મોજ માણિયાં, ઉતના ભયા રોગ' એ શિષ્ટ વાકયનું સ્મરણ કરીને હવે તમારે શિક્ષા ભોગવવાને પણ તૈયાર થઈ રહેવું જોઇએ."

"આ બહારથી ગોરા દેખાતા પણ અંતરના કાળા ખાનસાહેબે બાદશાહના પ્રતિનિધિ થઈ આવીને મેવાડની પ્રજાને એવી તો રંજાડી છે કે દેહાંતદણ્ડ વિના એમના માટે બીજી એક પણ શિક્ષા યોગ્ય નથી, એવો મારો તો અભિપ્રાય છે," કુલિન્દસિંહે કહ્યું.

"હું પોતે પણ એવો જ અભિપ્રાય ધરાવું છું," હમ્મીરે કહ્યું.

"ખરું છે, અધિકાર અને સત્તાના મદમાં મદોન્મત્ત થવાથી મારાથી કદાચિત્ કેટલીક ભૂલો કરાયલી હશે, પણ મારા ધારવા પ્રમાણે તે ભૂલો એવી નથી કે, તેના બદલામાં મોતની સજા જ મને મળવી જોઇએ. મને બતાવશો કે, એવા અક્ષમ્ય અપરાધો મારા હાથે શા શા થયા છે?" ખાને કાંઇક નમ્રતા અને કાંઇક અભિમાનપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા અને પોતાનો વાંધો રજૂ કર્યો.

"બીજા અપરાધોને તો હું ધ્યાનમાં નથી લેતો, પણ તમે માલદેવ તમારા કરતાં મોટો અધિકારી હોવા છતાં અને ક્ષત્રિય હોયા છતાં તેની પુત્રી પર બળાત્કારનો પ્રયત્ન કર્યો હતો એનો તો હું પોતે જ પ્રત્યક્ષ સાક્ષી ઊભો છું અને પોતાની એ દુષ્ટ વાસનાને સિદ્ધ કરવામાટે એ પ્રયત્નમાં નિષ્ફળ થવાથી માલદેવ સામે કાવત્રાં કરી બાદશાહને ભંભેરી તેની પાયમાલીનો યત્ન પણ તમે આદર્યો હતો કે નહિ, એની સાબેતી આ દિલ્લીથી આવેલા તમારા જાતભાઈ અને હમમજહબ અમીરુલ્લઉમ્રા આપી શકે એમ છે," હમ્મીરે બરાબર પૂરાવા સાથે તેના પરના પોતાના આરોપ રજૂ કર્યા.

"મહારાજા, આપનું બોલવું અક્ષરેઅક્ષર ખરું છે અને આ બધા આરોપો એના ઉપર આવી શકે છે. માલદેવ વિરુદ્ધ એણે બાદશાહ પર એક નહિ પણ

અનેક પત્રો લખ્યાં હતાં અને તેના પરિણામે જ આજે મને અહીં આવી આ અણધારી આફતમાં આવી પડવાનો વખત જોવો પડ્યો છે," અમીરૂલ્લઉમ્રાએ પોતાના પ્રાણને બચાવવામાટે ખાનની મિટ્ટી પલીદ કરનારાં વાક્યો ઉચ્ચાર્યાં.

"શાબાશ, અમીરૂલ્લઉમ્રા, શાબાશ!! તમે મુસલ્માન હોયા છતાં સચ્ચાઇનો પક્ષ કરી સાચાં વાક્યો ઉચ્ચાર્યાં છે અને તેટલામાટે હું તમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો જ છે. હું તમને અત્યારે જ આ કારાગૃહમાંથી છોડી મુક્ત, પણ માત્ર એટલામાટે જ નથી છોડતો કે, આ પાપીને એના પાપની શિક્ષા ભોગવવાના આનંદદાયક પ્રસંગને જોઇને તમે પણ ઈશ્વરના ન્યાયનું અવલોકન કરી શકો અને એ પ્રસંગનું તમારા બાદશાહને પૂરેપૂરું અને ખરેખરું વર્ણન સંભળાવી શકો," હમ્મીરે કટાક્ષથી કહ્યું.

"મને જો એ પ્રસંગના સાક્ષી થવાથી મુક્ત રાખવામાં આવ્યો હોત, તો આપનો મારા પર ઘણો જ આભાર થાત," અમીરૂલ્લઉમ્રાએ પ્રાર્થના કરી.

"અફસોસ કે, મારા પર મેલાયલા આ આરોપોથી હું મને પોતાને કોઈ પણ રીતે મુક્ત જાહેર કરી શકતો નથી. હું અપરાધી છું અને તે માટે શર્મીન્દો થઇને સર ઝુકાવું છું. છતાં એટલી આશા રાખું છું કે, ઉદાર ક્ષત્રિય મહારાણા અવશ્ય મારાં પાપકર્મોની ક્ષમા આપવા સાથે જ છોડી મૂકવાની કૃપા અને ઉદારતા દર્શાવશે જ," ખાને ઘણી જ લજ્જાતુર મુદ્રાથી જણાવ્યું.

"પોતાના કાબૂમાં આવેલા દેશ અને ધર્મના શત્રુને હું આજે જતો કરું તો મારા જેવો મૂર્ખ હું પોતે જ કહેવાઉં. હાથમાં આવેલા દુશ્મનને જીવતો ન છોડવો, એ પાઠ અમને મુસલ્માનોએ જ ભણાવ્યો છે અને તેથી લાચાર છું કે, ખાનસાહેબ, હું તમને ક્ષમા આપી શકતો નથી. પૃથ્વીરાજ ચહુઆણે પોતા પર સાતસાત વાર ચઢાઈ કરનાર કટ્ટા દુશ્મન શહાબુદ્દીન ગોરીને દાંતમાં ઘાસ લેવડાવીને સાતે વાર ક્ષત્રિયોચિત ઉદારતા બતાવી છોડી દીધો હતો; પણ જ્યારે પોતાના દુર્ભાગ્યની પ્રબળતાથી તે જ પૃથ્વીરાજ શહાબુદ્દીનના પંજામાં આઠમી વાર સપડાયો, તે વેળાએ તેણે એટલી જ માંગણી કરી હતી કે, "શહાબુદ્દીન, મેં તને સાત વાર તારી પ્રાર્થનાને માન્ય કરી છોડી મૂક્યો હતો, તો હવે તું એક વાર તો મને છોડ, અને જો કે ક્ષત્રિય વીર શું કરી શકે છે.' એના જવાબમાં શહાબુદ્દીને એટલું જ કહ્યું કે, "પૃથ્વીરાજ, દુશ્મનને સાતસાત વાર છોડીને આજે પોતાના મોતને તેં પોતે જ બોલાવ્યું, એ તારી માફ ન કરી શકાય તેવી મૂર્ખતા હતી; પણ મારા હાથમાં તારા જેવા સપડાયલા પ્રબળ શત્રુને હું જીવતો છોડું, એવો મૂર્ખ હું નથી." એ પછીનો બનાવ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે એટલે વધારે બોલવાની અગત્ય નથી. મારા કહેવાનો સારાંશ એટલો જ છે કે, જે મુસલ્માનોએ હિન્દુઓને દયા, અનુકંપા કે ઉદારતાનો કદાપિ પરિચય કરાવ્યો નથી, તે મુસલ્માનોને હિન્દુઓ પાસેથી દયા, અનુકંપા અને ઉદારતાની યાચના કરવાનો જરા પણ અધિકાર નથી. 'જેવું વાવો તેવું લણો,' એ ન્યાય પ્રસિદ્ધ છે અને તેથી હવે તમારે મોતને માન આપીને આ લોકમાંથી પરલોકમાં જવાનો પ્રવાસ કરવો જ પડશે. તમે નિર્દોષ હોત, તો હું કદાપિ આવો કઠિન થાત નહિ. અરે, મારો પોતાનો અપ-

ક્રોધ કર્યો હોત તો પણ કદાચિત્ ક્ષમા કરત; પણ તમે ગરીબ પ્રજાને જે દુઃખ આપ્યાં છે, તેની સજાનો સ્વાદ તમારે ચાખવો જ જોઇએ." તમને ક્ષમા આપતાં હું મારા ધર્મનો, મારા દેશનો અને મેવાડની નિર્દોષ અને અત્યાચારનો ભોગ થઈ પડેલી પ્રજાનો મહા અપરાધી થાઉં છું અને તેથી જ હું તમારા માટે કાંઈ પણ કરી શકતો નથી," હમ્મીરે તેને સજા કરવાનાં પૂરતાં કારણો બતાવીને કહ્યું.

ખાન કાંઈ પણ ઉત્તર આપી શકયો નહિ. તેની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. અમીરુલ્લઉમ્રા પણ ગભરાયલો તો હતો જ, પણ તેને હમ્મીરનું આશ્વાસન મળેલું હોવાથી તેના મુખમણ્ડળમાં ભય કે ચિન્તાની છટા વધારે પ્રમાણમાં જોવામાં આવતાં નહોતાં.

"ત્યારે હવે આ દાસને શી આજ્ઞા છે?" કુલિન્દસિંહે હમ્મીરને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

"એ જ કે, આવતી કાલે સવારમાં ફાંસીનો એક માચડો તૈયાર કરાવો અને ફાંસીએ લટકાવનારા ચાંડાલોને પણ તૈયાર રાખો. આવતી કાલના સૂર્યાસ્ત સાથે આ પાપીના જીવનનો પણ અસ્ત થવો જ જોઇએ," હમ્મીરે આજ્ઞા કરી.

"આપણા રાજ્યમાં તો અપરાધીને ગર્દન મારવાનો જ રિવાજ છે અને આવો રિવાજ નથી. આમ કરવાનું કાંઈ કારણ?" કુલિન્દસિંહે આશ્ચર્ય બતાવી પૂછ્યું.

"એમ કરવાનું પણ ખાસ કારણ છે. આ મેવાડભૂમિના ચાંડાલોની તલવારોમાં પણ એટલી ધર્મશીલતા સમાયલી છે કે, અધર્મથી કદાપિ તે કોઇનો ઘાત કરતી જ નથી, બહુધા તે રણભૂમિમાં વીરશત્રુઓના રુધિરનું જ પાન કરે છે. આ ખાનનો આત્મા એટલો બધો અપવિત્ર છે કે એના શરીરમાં પેસીને એના રુધિરનો સ્પર્શ કરવાથી કદાચિત્ ચાંડાલોની તલવારો પણ અપવિત્ર અને પાપી બની જશે અને તે અપવિત્ર તલવારોને ધારણ કરનારાઓ પણ સદાને માટે અપવિત્ર થશે એવો મને ભય રહ્યા કરે છે. એટલામાટે જ મેં આ શિક્ષાનો એક નવીન માર્ગ શોધી કાઢ્યો છે," હમ્મીરે કારણ બતાવ્યું.

"હવે મારે કાંઈ પણ કહેવાનું નથી," કુલિન્દસિંહે કહ્યું.

"બીજું એ કે ખાનને ખાવાપીવાની જે વસ્તુ જોઇએ તે પૂરી પાડજો; કારણ કે, આવતી કાલે એના જીવનદીપકનો સદાને માટે નિર્વાણ થઈ જશે," હમ્મીરે બીજી આજ્ઞા કરી.

હમ્મીર ચાલ્યો ગયો અને કુલિન્દસિંહ કારાગૃહમાં જ બંદિવાનની વ્યવસ્થામાટે અટકી પડ્યો.

---

## સપ્તમ પરિચ્છેદ

## નકાબપોશ નાજનીન્

સંધ્યાકાળ થવામાં અદ્યાપિ અર્ધ પ્રહરનો વિલંબ હતો. ખાનને ફાંસીને લાકડે લટકાવી દેવાની સઘળી તૈયારીઓ થઈ ચૂકી હતી. કારાગૃહના દ્વારના બાહ્ય ભાગમાં એક ઊંચો માચડો ઊભો કરેલો હતો. તે માચડાના એક તરફના ભાગમાં એક ઊંચો થાંભલો ઉભો કરી તેના શિરોભાગમાં એક આડું લાકડું

બેસાડી તેના છેડે ફાંસીનો દોરડો બાંધીને લટકતો છોડી દેવામાં આવ્યો હતો. માચડાપર જે સ્થળે અપરાધીને ઊભો રાખવાનો હતો તેની નીચેનું પાટિયું એવી રીતે ગોઠવેલું હતું કે, તે પાટીયાને ખસેડતાં અપરાધી મનુષ્ય એકદમ નીચે લટકતો થઈ જાય અને ગળામાંનો ફાંસો મજબૂત બેસવાથી તત્કાળ તેનો અંતકાળ પણ થાય. બે જલ્લાદો એ માચડાપર હાથમાં નાગી તલવારો લઇને ઊભા હતા અને નીચેના ભાગમાં હમ્મીર તથા કેટલાક ક્ષત્રિય અધિકારીઓ પણ હાજર હતા. સમસ્ત ચિતોડ નગરમાં એ ફાંસી આપવાની ચર્ચા ફેલાઈ ગયેલી હોવાથી પોતાના કુટુંબોપર જેણે એક વાર જુલમની ભયંકર વૃષ્ટિ કરી હતી તે ખાનના મોતનો જલ્સો જોવાને ચિતોડવાસીઓની ત્યાં જબરી ભીડ જામી હતી, અને તેમાં અનેક પ્રકારની વાતચીતો ચાલતી હતી તથા લોકો પોતાના જુદા જુદા અભિપ્રાયો દર્શાવતા હતા. તેમાંની કેટલીક વાતચીતના નમુના અમે અહીં આપીશું તો તે અસ્થાનીય તો નહિ જ ગણાય.

"ભાઈ, જોયું? આ અહીંનું કર્યું અહીં જ છે. આ મિયાં સાહેબ ચાર દિવસના અધિકારમાં તો ફૂલાઇને ફાળકા જેવા બની ગયા હતા, પણ આજે ગળામાં ફાંસો પડશે, ત્યારે જ ખબર પડશે કે, ઈશ્વરનો ન્યાય કેવો અપક્ષપાત છે તે," એક માણસે પાસે ઊભેલા પોતાના ઓળખીતાને સંબોધીને કહ્યું.

"કરવું તેવું ભરવું અથવા તો કરણી તેવી પાર ઊતરણી એ આપણી કહેવતો કાંઈ ખોટી તો નથી જ. કેટલાંક પાપો એવાં હોય છે કે તેમની શિક્ષા પરલોકમાં ભોગવવી પડે છે અને કેટલાંક પાપો એવાં તીવ્ર હોય છે કે તેમનું શાસન આ લોકમાં અને આ અવતારમાં જ ભોગવવું પડે છે; એવો જે આપણા શાસ્ત્રનો સિદ્ધાંત છે તેની સત્યતાનો આજે પ્રત્યક્ષ અનુભવ થાય છે," તે બીજાએ પોતાનો વિચાર દર્શાવીને તેનાં વાક્યોને પુષ્ટિ આપી.

"પણ ભાઈ, આ દેહાંતદણ્ડની શિક્ષાથી આપણે તો વિરુદ્ધ છીએ; કારણ કે, એથી તો જે અપરાધમાટે એ અપરાધીને શિક્ષા કરવામાં આવે છે, તે જ અપરાધનો શિક્ષા કરનાર પોતે પણ ભાગી થાય છે અને જ્યારે એમ જ છે તો પછી શિક્ષા કરનારને પણ એ શિક્ષા શામાટે ન થવી જોઇએ?" એક ત્રીજાએ વળી પોતાનો તૃતીય અભિપ્રાય દર્શાવીને મુખમણ્ડળમાં ગંભીરતાની છાયા લાવવાનો દંભ દેખાડ્યો.

"ત્યારે શું આપનો એવો અભિપ્રાય છે કે, કોઈ પણ અપરાધી અને પાપી મનુષ્યને શિક્ષા કરવાનો રાજાને અધિકાર છે જ નહિ?" ચોથાએ સવાલ કર્યો.

"જી નહિ, મારું કહેવું એમ નથી કે, અપરાધીને રાજાએ શિક્ષા ન જ કરવી જોઇએ અને રાજાને તેવો અધિકાર નથી જ. કિન્તુ મારા કહેવાનો ભાવાર્થ એવો છે કે, મરણની શિક્ષા ન આપતાં કારાગૃહવાસ કિંવા દેહાન્તદંડ આપવો કે જેથી જો તે ખરો અપરાધી હોય તો તેને પશ્ચાત્તાપ કરીને ભવિષ્યમાં પોતાના જીવનને સુધારવાનો પ્રસંગ મળી શકે," ત્રીજાએ ચોથાની શંકાનું સમાધાન કરતાં જણાવ્યું.

"ઠીક છે, પણ અપરાધીને શિક્ષા આપનાર પણ અપરાધી છે એવો જ તમારો સિદ્ધાંત હોય, તો તો એ પ્રમાણેની સૌમ્ય શિક્ષા આપનાર પણ

તેટલા પ્રમાણમાં તો અપરાધી થવો જ જોઇએ. પણ એમ માનવામાં તમારી ભૂલ થાય છે. અપરાધીને શિક્ષા આપનાર જો અન્યાયથી શિક્ષા આપતો હોય, તો જ તેને અપરાધી ગણી શકાય. જો અપરાધીને શિક્ષા આપવાનો નિયમ બંધ થાય તો અવશ્ય દેશમાં અરાજકતા અને અત્યાચાર થવા જ જોઇએ. પછી તો એમ જ થાય કે, નિર્બળ બિચારા મરી જાય અને લૂટાય અને જે બળિયા હોય તે પોતાના બે ભાગ બતાવીને પારકે પૈસે દીવાળી કરી, તાગડધિન્ના કર્યા કરે; કારણ કે, શિક્ષાનો ભય તો હોવાનો જ નહિ. સત્ય તત્ત્વ એ છે કે, ન્યાયની સભામાં ન્યાયના કાંટામાં અપરાધ અને અનપરાધનું તોલન કરી જો અપરાધ સિદ્ધ થાય તો અવશ્ય તે અપરાધીને શિક્ષા આપવી જ જોઇએ અને નિર્દોષ મનુષ્યને છોડી દેવો જોઇએ. જો ન્યાયી ગણાતો રાજા પોતાના આ કર્તવ્યનું પાલન ન કરતાં વિનાકારણ લોકોને શિક્ષા આપતો હોય તો પછી તે અપરાધ કરે છે, એમ માનવામાં આપણે દોષી નથી. આ પાપી ખાનનાં પાપો એટલાં બધાં પ્રસિદ્ધ છે કે તેમાટે પૂરાવાની જરૂર નથી અને તેથી મહારાણાએ તેને શિક્ષાનો જે પ્રબંધ કર્યો છે તે યોગ્ય જ છે," ચોથાએ કહ્યું.

"ન્યાય અન્યાય અને લોકોનાં સુખસગવડોની વાર્તા તો સારી છે, પણ જે મનુષ્ય પ્રાણ આપી શકતો નથી તે મનુષ્યને બીજાના પ્રાણ લેવા જેવી શિક્ષા કરવાનો અધિકાર જ નથી તે તો ચોક્કસ છે," ત્રીજાએ કહ્યું.

કુલિન્દસિંહ અને ચાર પહેરેગીરો ખાનને લઇને માચડાપર આવી લાગ્યા. અમીરુલ્લઉમ્રા પણ સાથે જ હતો, પણ તેના હાથ પગોમાંથી બેડીઓ કાઢી નાંખવામાં આવી હતી. તેણે વસ્ત્રો પણ પોતાનાં જ પહેરેલાં હતાં. બહરુદ્દીનખાન એક સમયમાં ચિતોડમાં અદ્વિતીય વૈભવ ભોગવનાર અને ગર્ભવતીઓના ગર્ભપાતનો હેતુ મનાતો ચિતોડનો મુસલ્માન સૂબો અત્યારે એક દીન અને હીન જન પ્રમાણે મેવાડની પ્રજાસમક્ષ હાજર થયો હતો; તેને ગળાથી પગસુધી કાળી ઇજાર અને કાળું પહેરણ, કાળો પોશાક પહેરાવવામાં આવ્યો હતો, અને મોઢું ખુલ્લું રાખવામાં આવ્યું હતું. માચડાપર આવતાં જ પોતાના મરણ કાળને પાસે આવેલો જોઈ ખાનના શરીરમાં અને ખાસ કરીને પગોમાં બહુ જ ભારી કંપ થવા લાગ્યો. તેના મોઢામાંથી અચાનક એ શબ્દો નીકળી ગયા કે "યા અલ્લા! આ મારી શી હાલત! કેવું કમકમાટી ઉપજાવનારું મૌત!"

"તમારામાટે જે મૌત આવ્યું છે, તે કમકમાટીભરેલું લાગે છે; પણ જ્યારે તમે ગરીબ પ્રજાના મૌત બનીને જતા હતા ત્યારે તેમને પણ તમે એવા જ કમકમાટીભરેલા દેખાતા હશો, એનો તમે કોઈ વાર વિચાર કર્યો હતો કે? તમને તો ઇન્સાફની મદદથી ગુનાહોની જ સજા આપવામાં આવે છે, પણ તે તમારા જુલ્મના શિકાર થઈ પડેલા બેગુનાહોની હાલત કેવી થઈ હશે, એનો ખિયાલ અત્યારે કદાચિત્ તમારા મગજમાં આવતો હશે. સર્વ મનુષ્યોના હૃદયની લાગણી એકસરખી જ હોય છે. જેવું દુ:ખ આપણને થાય છે તેવું જ બીજાને પણ થાય છે; પણ અફસોસ કે, સ્વાર્થ અને ક્ષણિક વિકારોથી ઉન્મત્ત તથા અંધ બનેલા તમારા જેવા પામર જીવો બીજાનાં દુ:ખોની પરવા નથી કરતા અને પોતાને અમર, અક્ષય્ય માનીને બીજાને ગમે તેમ પીડ્યા કરે છે. અરે, તારા

બીજા દોષ અને અપરાધોની વાત તો દૂર રહી, પણ જે કેટલીક હિન્દુ અબળાઓના પ્રાણથી પણ અધિક પ્રિયતમ પાતિવ્રત્યનો નાશ કર્યો છે, તેમાંની એક એક અબળાના પાતિવ્રત્યના નાશના બદલામાં તારા જેવા હજારહજાર બદરુદીનોના પ્રાણની આહુતિ આપવામાં આવે, તોપણ તે શિક્ષા ઓછી જ કહી શકાય. મુસલ્માની ધર્મ તો સારો છે, પણ તારા જેવા પાપીઓએ જ તે ધર્મને લોકોમાં હલકો પાડયો છે અને સમસ્ત મુસલ્માનોને કલંકીત કર્યા છે," હમ્મીરે અત્યંત દ્વેષમાં આવીને લાંબું ભાષણ કર્યું.

"મહારાણા, આપનાં વચનો સત્ય છે. જવાનીના જોરમાં અને મળેલા ઓહદાના તોરમાં મેં જે જે જુલમો કીધા છે, તેથી લોકોની લાગણી કેટલી બધી દુઃખાઈ હશે એનું ચિત્ર હવે મારી આંખો આગળ બરાબર તર્યા કરે છે. હવે મારા મનમાં ઘણોજ પશ્ચાત્તાપ થાય છે, પણ એ પશ્ચાત્તાપ રાંડ્યા પછીના ડહાપણ જેવો હોયાથી વ્યર્થ છે. જે કોઈ પણ નાદાન ઇન્સાન બીજાને દુઃખી જોઈ પોતાના સુખથી મગરૂર બની સદા હસ્યા કરે છે, તેમણે યાદ રાખવું જોઇએ કે,

'કોઈ ઉન્સે પૂછે કે, અય હોશવાલો;
કિસ ઉમ્મીદપર તુમ ખડે હૅસ રહે હો?
બુરા વકત બેડેપે આનેકા હય જો;
ન છોડેગા સોતોંકો ઔર જાગતોંકો.
બચોગે ન તુમ ઔર ન સાથી તુમ્હારે;
અગર નાવ ડૂબી, તો ડૂબેગે સારે.'

મારી નાવ આ ક્ષણે ડૂબવાની તૈયારીમાં છે અને બચાવનાર કોઈ પણ નથી. હું કાળમુખો અલ્લાહની મદદ માગતાં પણ શર્માઉં છું. બસ અંતે મારા મુસલ્માન ભાઇઓને મારો એજ ઉપદેશ છે કે,

'બદ કામકા અંજામ કયા હોતા હય જાન લો;
દો જાન ઇસ્તરહ અગર ગયરોંકી જાન લો;
બદકારીસે બચો મેરા કહના યે માન લો;
નેકીકી રાહપર ચલો, નામો નિશાન લો;
યારબ,! બશરકો વહી ગુનાહોંસે બચાકે;
નેકી લિખા હય અર્જ યહી સરકો ઝુકાકે.'

બદરુદ્દીનખાને એ વાકયો ઉચ્ચારીને જલ્લાદો આગળ પોતાનું માથું નમાવી દીધું. તેનાં નેત્રોમાંથી અશ્રુની અસ્ખલિત ધારા ચાલ્યા જ કરતી હતી.

"બદરુદ્દીનખાન, તમારી કાંઈ પણ ઇચ્છા, માત્ર શિક્ષાની માફી વિના, હોય તો તે પૂર્ણ કરવાને હું તૈયાર છું," હમ્મીરે કહ્યું.

"આ સજાથીજ હું પાપોથી છૂટી જાઉં અને અલ્લાહના દરબારમાં રોજે-કયામતમાં મને દોજખમાં જવાની સજા ન મળે એટલીજ મારી ઇચ્છા છે. લા ઇલાહો ઇલ્લિલ્લાહ મહંમદ યા રસુલ ઇલ્લાહ," ખાને જવાબ આપીને કલમાનો ઉચ્ચાર કર્યો.

"ચાંડાલો, ત્યારે હવે ચાલાકીથી તમારા કામની સમાપ્તિ કરી નાંખો," હમ્મીરે જલ્લાદોને હુકમ ફર્માવ્યો.

મહારાણાનો હુકમ મળતાં જ જલ્લાદોએ ખાનના માથાપર કાળી ટોપી પહેરાવી દીધી. એ ટોપી એટલી લાંબી હતી કે, તેથી ખાનનું મોઢું અને છાતી સુધીનો ભાગ ઢંકાઈ ગયાં. એટલી મોટી ટોપી પહેરાવવાનું કારણ એ જ કે, ગળામાં ફાંસો પડ્યા પછી અને લટકી જવા પછી ફાંસીએ ચઢનારનું મોઢું ભયંકર બની જાય છે અને તેની જીભ બહાર નીકળી પડે છે, તે દેખાવને જોઈને પ્રેક્ષકોના હૃદયમાં ત્રાસ અને કમકમાટીનો આઘાત ન થાય. ટોપી પહેરાવ્યા પછી એક જલ્લાદે તેના હાથ બાંધ્યા અને બીજાએ રેશમની દોરીનો ફાંસો તેના ગળામાં નાખી દીધો. "પાટીયું કાઢી નાખો," કુલિન્દસિંહે આજ્ઞા કરી. જલ્લાદોએ નીચે આવીને પાટીયું છટકાવવા માંડ્યું. એટલામાં ત્યાં એકઠા થયેલા લોકોમાં એક પ્રકારનો વિલક્ષણ કોલાહલ થતો સંભળાયો અને તેથી બધાનું ધ્યાન તે તરફ ખેંચાયું. લોકોની ભીડને હટાવીને જોરથી એક અબળા ફાંસીના માચડા પાસે આવવાનો પ્રયત્ન કરતી હોય એમ જોવામાં આવ્યું. હમ્મીરે પોતાના સૈનિકોદ્વારા તે અબળાને આવવાનો માર્ગ કરાવી આપ્યો. તત્કાળ એક નકાબપોશ ઔરત (બુરખાથી જેનું મોઢું ઢાંકેલું હોય, એવી સ્ત્રી) ત્યાં આવી લાગી. તે ઔરતે આવતાંની સાથે જ પ્રાર્થના કરી કે, "થોડા વખતને માટે આ અપરાધીને ફાંસી આપવાનું કામ મુલતવી રાખો અને મારી પ્રાર્થના સાંભળી લ્યો. હું દોડતાં દોડતાં થાકી ગઈ છું માટે પ્રથમ મને થોડી વિશ્રાંતિ લેવા દો."

એ સ્ત્રીએ માથાથી પગ સુધી કાળો પોષાક પહેરેલો હતો. કાળો ઘાઘરો, કાળી સાડી, કાળી ચોળી અને કાળો નકાબ. એને આપણે કૃષ્ણવસના વનિતાનું નામ પણ આપી શકીએ. તેની બોલવાની છટા અને તેના મધુર સ્વરને જોતાં તે અવશ્ય તરૂણ વયની સુંદરી હોવી જોઈએ, એવું અનુમાન કરી શકાતું હતું. માત્ર નકાબ આડો હોવાથી તેના મુખનું દર્શન કરી શકાતું નહોતું. હમ્મીરે તેના વચનને માન આપીને ફાંસી આપવાનું મુલતવી રખાવ્યું અને તેને બેસવામાટે આસન આપ્યું. તેણે વિશ્રાંતિ લીધા પછી હમ્મીરે સભ્યતાથી પૂછ્યું કે, "બાઈ, આપની શી પ્રાર્થના છે, તે સત્વર કહી સંભળાવો; કારણ કે, સંધ્યાનો સમય પાસે આવતો જાય છે અને અમારા કામમાં ઢીલ થાય છે. રાત પડી જશે, તો ફાંસી આપવાનું કામ આવતી કાલપર કારણ વિના જ મુલતવી રાખવું પડશે. આશા છે કે તમે વધારે વખત લેશો નહિ."

"મહારાણાજી, મારું થોડું બોલવું જ જો આપના મનમાં મારા ધાર્યા પ્રમાણેનું પરિણામ ઉપજાવી શકશે, તો કદાપિ હું આપનો વધારે સમય લેવાની નથી. જે અપરાધીને અત્યારે મરણની શિક્ષા આપવામાટે અહીં લાવવામાં આવ્યો છે, તેના અપરાધો આદિથી અંત પર્યન્ત મારા જાણવામાં હોવાથી મારે તેના બચાવમાં એક શબ્દનો પણ ઉચ્ચાર કરવો નથી. છતાં પણ મારી એ જ પ્રાર્થના છે કે, એવા ભયંકર અપરાધોની ક્ષમા આપીને આપ એને છોડી મૂકો અને જીવનદાન આપો," તે નકાબપોશ ઔરતે પ્રાર્થના કરીને નમ્રતાથી કહ્યું.

"બાઈ, તમે એના અપરાધોને સ્વીકારો છો અને એને છોડી મૂકવાની પ્રાર્થના કરો છો, એનું કારણ શું છે તે હું સમજી શકતો નથી," હમ્મીરે આશ્ચર્યથી ઉદ્‌ગાર કાઢયો.

"કારણ એજ કે, વૈરનો બદલો લેવો એ માનુષી સ્વભાવ છે અને અપરાધો અથવા તો અપકારોની ક્ષમા આપીને શત્રુપર ઉપકારનો ભાર ચઢાવવો એ સ્વભાવ દેવોનો છે. હું આપને દેવાંશીય સ્વભાવને વ્યક્ત કરવાની અભ્યર્થના કરું છું," તે સ્ત્રીએ પુનઃ પોતાના મતનું સમર્થન કરીને કહ્યું.

"પણ હું દેવ નથી. કિન્તુ મનુષ્ય છું. મનુષ્ય મનુષ્યનોજ સ્વભાવ બતાવી શકે છે," હમ્મીરે બુદ્ધિવાદ કર્યો.

"નહિ, મહારાણા! એમ નથી. આ ખાન પણ મનુષ્ય જ છે, છતાં એણે રાક્ષસના સ્વભાવનો જ પરિચય કરાવ્યો છે. અર્થાત્ જેવી રીતે કોઈ મનુષ્ય પોતાનાં અપકૃત્યોથી રાક્ષસને પણ લજાવી નાખે છે; તેવી જ રીતે જો મનુષ્યની ઇચ્છા હોય તો પોતાની સજ્જનતાથી તે દેવોના કરતાં પણ વધારે શ્રેષ્ઠતા મેળવી શકે છે," તે સ્ત્રીએ હમ્મીરના સિદ્ધાંતનું ખંડન કરીને કહ્યું.

"પણ એને હું મારા વૈરના બદલામાં આ શિક્ષા કરતો નથી; કિન્તુ મેવાડની પ્રજાના એણે જે અપરાધો કર્યા છે, તેની જ આ શિક્ષા છે. એને છોડી મૂકવાનો કે ક્ષમા આપવાનો અધિકાર મારો નથી, એ અધિકાર મેવાડની પ્રજાનો છે. હું રાજા છું ખરો, પણ જેના મનમાં પ્રજાના સુખ દુઃખના વિકારો ન થતા હોય અને જે પ્રજાના દુઃખે દુઃખી અને પ્રજાના સુખે સુખી ન થતો હોય તે રાજા નામને યોગ્ય નથી, એ તો આપ જાણતાંજ હશો. રાજા તે પ્રજાનો વગર દામનો ગુલામ છે, એ તત્વને ભૂલી જવું જોઇએ નહિ, વળી એ અહિંથી છૂટી મારા દેશપર, આ મેવાડપર નવી આફત લાવવાનું કૃત્ય કરશે, એ પણ ભૂલી જવું જોઇએ નહિ," હમ્મીરે પોતાના ધર્મ અથવા કર્તવ્યનો ઉલ્લેખ કરીને કહ્યું.

"મેવાડની કિંબહુના સમસ્ત ભારતવર્ષની પ્રજા મહારાણા ભક્ત અને રાજનિષ્ઠ છે. તે રાજાને ઈશ્વરનો અંશ માને છે અને તેથી રાજા જે કાંઇ પણ કરે તે પોતાના કલ્યાણમાટે જ કરે છે, એમ પ્રજાનો વિશ્વાસ છે. એટલામાટે જો આપ અત્યારે આ ખાનને જીવનદાન આપશો, તો મારો નિશ્ચય છે કે, પ્રજા એમાં લેશ માત્ર પણ વિરુદ્ધતા દર્શાવવાની નથી જ. વળી હું એને છોડી મૂકવાની ભલામણ અથવા માગણી કરું છું, તેનાં બીજાં પણ અનેક કારણો છે. એ અત્યારે મરી જશે, તો એના મનથી આખી દુનિયા જ મરી ગયેલી છે, એટલે જુલમના પાયાપર ચણાયલી મુસલ્માની રિયાસતની ઇમારત થોડા વખતમાં જ કેવી રીતે તૂટી પડવાની છે, તે એની આંખોવડે એ જોઇ શકશે નહિ; જો એ કમજાત જ હશે, તો આપની જાહોજલાલીને જોઇ જોઇને બળી મરવાનો પ્રસંગ પણ એને મળશે નહિ અને જો અસીલ હશે તો પોતાનાં પાપોનો પશ્ચાત્તાપ કરીને આપનો આભાર માની આપની ઉદારતા અને શૂરવીરતાની પ્રશંસા કરવાનો સમય પણ એના હાથમાં રહેશે નહિ. મારી તો એ જ માગણી છે કે, એને છોડી મુકો અને દિલ્લીમાં જઈ બાદશાહને અહીંની બધી વાર્તા જણાવવા દો. અવશ્ય એક વાર મુસલ્માનો મેવાડપર ચઢી તો આવશે જ, પણ

હવે તેમની જાહોજલાલીનો સૂર્ય અસ્ત થવાની અણીપર આવી ચૂકેલો હોવાથી તેઓ પરાજિત થઇને જ પાછા જશે, એ મારી વાણી અક્ષરેઅક્ષર સત્ય છે અને તેમાં વિશ્વાસ રાખવાનો આપને મારો દૃઢ આગ્રહ છે. મોતની અણીપર તો એને લાવીને ઊભો રાખવામાં આવ્યો છે, એટલી શિક્ષા એના માટે જો એ સમજતો હોય તો કાંઈ થોડી નથી," તે સ્ત્રીએ પોતાના આગ્રહને વધારે અને વધારે દૃઢ બનાવીને કહ્યું.

"પણ બાઈ, આ ઘોર અપરાધીની વકીલાત કરનાર તમે પોતે કોણ છો, એ કૃપા કરીને જણાવશો ?" હમ્મીરે બીજો પ્રશ્ન કર્યો.

"એ હું અત્યારે જણાવીશ નહિ. એટલું કહેલું જ આ વખતે બસ થશે કે, હું મેવાડની અને મેવાડના મહારાણાની હિતેચ્છિણી છું અને દેશના હિત-માટે મેં મારું જીવન અને મારું યૌવન અર્પણ કરેલું છે. જો મારા વચનમાં આપને વિશ્વાસ હોય, તો આને છોડી મૂકો અને પછી હું આપને ગુપ્ત આવાસ-માં મારી ઓળખાણ આપીશ અને વિશેષ જે કાંઈ કહેવાનું હશે તે કહી સંભળાવીશ," તે સ્ત્રીએ પોતાનાં અંતિમ વાક્યો ઉચ્ચાર્યાં ને હમ્મીરના મુખ-મંડળમાં થતાં પરિવર્તનોનું તે ધ્યાનથી અવલોકન કરવા લાગી.

મહારાણાના મનમાં તે સ્ત્રીના બોલવાનું કાંઇક પરિણામ થયું હોય એમ લોકોના જોવામાં આવ્યું; કારણ કે, હમ્મીર ગહન વિચારમાં પડી ગયો હતો અને તેના મુખમંડળમાં ગંભીરતાની છાયાનો આવિર્ભાવ થયો. કેટલોક સમય નિઃસ્તબ્ધતા અને મૂકતામાં જ વીતી ગયો. લોકો હમ્મીરના વિચારો શબ્દોદ્વારા જાણવાને બહુ જ આતુર થયા હતા. અચાનક હમ્મીરે સર્વ જનોને ઉદ્દેશીને કહે-વાનું શરુ કર્યું કે,

"મારા રાજભક્ત પ્રજાજનો, આ કોઈ અજ્ઞાત અબળાએ જે પ્રાર્થના કરી છે તેમાં કાંઈ પણ રહસ્ય તો અવશ્ય રહેલું જ છે, અને તેથી ખાનને તેણે મારા પોતાના જે અપરાધો કર્યા છે તેમની શિક્ષાથી મુક્ત કરું છું; પણ પ્રજાની તેના હાથે જે કાંઈ હાનિ અને અપ્રતિષ્ઠા થયેલી છે, તે માટેની ક્ષમા આપવાનો અધિકાર મારો નથી. જો પ્રજા પોતે જ તેની ક્ષમા આપવાને તૈયાર હોય તો પછી એને શિક્ષાથી મુક્ત કરવામાં કોઈ જાતનો વાંધો નથી."

"જો અમારા શિરચ્છત્ર મહારાણાને એને છોડી મૂકવાનું યોગ્ય લાગતું હોય તો અમારો કશો પણ વાંધો નથી. મહારાણાજી જે કાંઈ પણ કરે તે અમને માન્ય અને શિરસાવંદ્ય છે," પ્રજાજનોએ ગગનભેદક ગર્જના કરીને પોતાની અનુમતિ દર્શાવી.

"મારા પ્રાણપ્રિય પ્રજાજનો, તમારી આ વીરોચિત ઉદારતા અને રાજ-નિષ્ઠાનો અનુભવ કરી હું મને પોતાને તમારો આભારી થયેલો માનું છું," એમ કહીને હમ્મીરે ચાંડાલોને કહ્યું કે, "ચાંડાલો, એ અપરાધીને મુક્ત કરો અને આ કાળાં વસ્ત્રો ઊતારીને એને એનાં પોતાનાં વસ્ત્રો પહેરવામાટે આપી દ્યો."

"મહારાણાજી, આપનો આભાર કયા શબ્દોમાં માનવો એની અત્યારે મને સૂઝ પડતી નથી. હવે જો હું અસ્લ હોઉશ તો હિન્દુ લોકોને અને હિન્દુ-ધર્મનો કદાપિ છળ કરવાનો નથી," ખાને રાણાનાં ચરણોમાં પડી અશ્રુ વર્ષાવીને પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

"ઈશ્વર તમને સદ્બુદ્ધિ આપો અને તમારી વૃદ્ધાવસ્થા ફિરિશ્તા જેવી થાઓ. જાઓ, તમને ઘોડા અને વાટખર્ચી પણ રાજ્યના ખજાનામાંથી આપવામાં આવશે. દિલ્હી પહોંચો અને જો બાદશાહનો મેવાડપર ચઢી આવવાનો વિચાર હોય તો સત્વર તૈયારી કરવાની સલાહ આપજો. અમે લડાઈ કરવાને હરહમેશ તૈયાર છીએ," હમ્મીરે એમ કહ્યા સાથે કુલિન્દસિંહને આજ્ઞા કરી કે, "આમને બધો બંદોબસ્ત કરી આપજો."

મેવાડના પ્રજાજનોએ મહારાણાનો જયનાદ કર્યો અને મહારાણાના ગયા પછી સર્વ જનો પોતપોતાને ઘેર જવામાટે ત્યાંથી વિખરાઈ ગયા. કુલિન્દસિંહ, ખાન અને અમીરૂલ્લઉમ્રાને પાછો બંદિવાસમાં લઈ ગયો અને ત્યાં તેમને સારાં વસ્ત્રો આપી ખાનપાનની વ્યવસ્થા કરી આપી. તેમની સાથેના બીજા બંદિવાનોને પણ મુક્ત કરવામાં આવ્યા અને તેમના પ્રવાસની તૈયારી પણ કરી આપવામાં આવી. જો કે હમ્મીર રાણાએ આટલી બધી ઉદારતા દર્શાવી હતી, છતાં કદાચિત્ રાણાનો વિચાર પાછો બદલાઈ જાય તો વળી ક્યાંક આફત આવી પડે, એવા વિચારથી તે મુસલ્માનોએ વધારે વાર ચિતોડમાં રહેવાનું યોગ્ય ન ધાર્યું અને તેથી તેઓ રાત્રે જ ત્યાંથી દિલ્હી જવામાટે નીકળી પડ્યા. ખરેખર વચનનું મૂલ્ય ન જાણનારા મુસલ્માનો વચનશીલ ક્ષત્રિય વીરના વચનમાં પણ પરિવર્તનની શંકા લાવે, એ સ્વાભાવિક છે. 'પિંડે તેવું બ્રહ્માંડે' એ કિંવદંતી અક્ષરેઅક્ષર સત્ય છે.

* * * * *

રાત્રે ભોજન લીધા પછી હમ્મીર પોતાના મહાલયમાંના એક ખાનગી ઓરડામાં બેઠો હતો અને તેની સામે ગાલીચાપર એક સુંદર વદના અને ઓજસ્વિની અબળા બેઠા લમણે હાથ દઈને બેઠી હતી. હમ્મીરે હુક્કો પીતાં પીતાં સવાલ કર્યો કે, "બાઈ! આપ જેવા એકાન્ત આવાસની ઇચ્છા રાખતાં હતાં તેવો જ આ એકાન્તવાસ છે, માટે હું ધારું છું કે, અહીં તો ગુપ્ત વાર્તા કહવામાં આપને કશી પણ અડચણ નહિ હોય. આપ ભોજન કરીને આવ્યાં છો કે?"

"કૃપાળુ મહારાણાજી, હું ભોજન કરીને જ આપના કર્ણોની આતુરતાને મારાં વચનોથી તૃપ્ત કરવાને આવેલી છું. આ સ્થળે ગુપ્ત વાર્તાનો સ્ફોટ કરવામાં મને જરા પણ સંકોચ નથી," તે સ્ત્રીએ કહ્યું.

"ત્યારે કહો કે, દુષ્ટ ખાનને જીવનદાન અપાવવામાં આપનો શો ઉદ્દેશ સમાયલો હતો?" હમ્મીરે મુખમાંથી ધૂમાડાના ગોટ કાઢીને પોતાનો પ્રશ્ન રજુ કર્યો.

"રાણાજી, એમાં મારો વધારે અને ખાસ છુપો કોઈ પણ ઉદ્દેશ સમાયલો નહોતો. ઉદ્દેશ માત્ર એટલો જ હતો કે, આવા કટ્ટા શત્રુને દયા દેખાડી છોડી દીધાથી ક્ષત્રિયોની વીરતા અને ઉદારતાનો મુસલ્માનોના હૃદયમાં નવીન છાપ બેસશે અને તેથી તેમની દુષ્ટતા કેટલેક અંશે દબાશે. જો એ ખાન શરમિન્દો થઈને પોતાની દુષ્ટતાનો ત્યાગ કરીને ક્ષત્રિયોની પ્રશંસા કરતો થશે, તો એક પાપીને પુણ્યાત્મા બનાવવાનું આપણને શ્રેય મળશે અને જો તે પુનઃ સર્પસમાન પોતાના સ્વભાવને ત્યાગતાં દુષ્ટતા ધારણ કરીને ક્ષત્રિયો સામે લડવા

આવશે, તો આપના સસરા માલદેવને તેની પાસેથી વેરનો બદલો લેવાનો સુવર્ણ સમાન પ્રસંગ પ્રાપ્ત થશે. કારણ કે, માલદેવની એણે પોતાથી બની શકે તેટલી હાનિ કરવામાં કોઈ પણ જાતની કચાસ રાખી નથી, અને તેથી માલદેવના મનમાં એના વેરનો વહ્નિ દિવસરાત ભયંકરતાથી બળ્યા કરે, એ સ્વાભાવિક જ છે," તે અબળાએ ઉત્તર આપ્યું.

"ત્યારે શું માલદેવ બાદશાહના કોપની પરવા ન રાખીને ખુલ્લી રીતે મારા પક્ષમાં આવી મળશે અને મુસલ્માનો તરફથી ખમેલા અપમાનનો બદલો લેશે ?" હમ્મીરે આશ્ચર્યથી પૂછ્યું.

"બાદશાહ સાથે વૈર થવામાં હવે બાકી શું રહ્યું છે કે તેઓ હવે બાદશાહના કોપની નવીસવી પરવા રાખે ? માલદેવ દરેક રીતે આપના હિતેષી છે અને મારી આપને એ જ સલાહ છે કે, તેમને કદાપિ જરા પણ શંકાની દૃષ્ટિથી જોશો નહિ. મારા ધાર્યા પ્રમાણે થોડા વખતમાં જ આપના વિજયની વાર્તા સાંભળીને તેઓ અહીં આવી લાગશે," તે અજ્ઞાત અબળાએ ગંભીરતાથી જણાવ્યું.

"ખરેખર, જ્યારે દૈવ અનુકૂળ હોય છે, ત્યારે સમસ્ત જગત્ અનુકૂળ થઈ જાય છે, એમ જે મેં વિદ્વાનો અને શિષ્ટ જનોના મુખથી અનેક વાર સાંભળ્યું હતું, તેના સત્યનો આજે મને પ્રત્યક્ષ અનુભવ થાય છે. કુલિન્દસિંહ અને તેના સૈન્યની મદદ તો મને મળી જ ચૂકી છે અને હવે માલદેવ પણ મારા પક્ષમાં આવી મળશે, એટલે પછી જો બાદશાહ ચઢી આવશે, તો પણ તેનો પરાજય કરવામાં મને કાંઈ પણ પરિશ્રમ થશે નહિ. વારુ, પણ બાઈ, અત્યાર સુધી તમે પોતાના નામનો પણ ઉલ્લેખ ન કર્યો અને મને પોતાની ઓળખાણ પણ ન આપી, એનું કારણ શું છે ? હાલ એકાંત છે, માટે તે ભેદને ખુલ્લો કરી નાખો," હમ્મીરે પોતાના સદ્ભાગ્યથી હર્ષિત થયા પછી એ અંતિમ પ્રશ્ન પૂછ્યો.

"રાણાજી, હું મારા નામ અને મારા કુળ તથા જન્મસ્થાનનો ઉલ્લેખ તો કરવાની નથી જ; કારણ કે, એ ભેદ અમુક પ્રસંગ ન આવે ત્યાં સુધી ગુપ્ત રાખવાની મેં પ્રતિજ્ઞા કરેલી છે. અત્યારે એટલું જણાવવું જ બસ થશે કે હું એક ક્ષાત્રય કન્યા છું, અદ્યાપિ કુમારિકા છું અને સ્વદેશની સેવા તથા મારી પોતાની એક ઇચ્છાને તૃપ્ત કરવામાટે જ મેં મારા પિતૃગૃહનો ત્યાગ કર્યો છે," તે બાઇએ લજ્જિત મુદ્રાથી કહ્યું.

"બસ, ત્યારે આપણી મુલાકાતનો અહીં અંત આવે છે. બાઇ, આજની રાત તો તમે આ મહાલયમાં અને આ ઓરડામાં જ વીતાડો. આવતી કાલે તમારા નિવાસ અને ખાનપાન ઇત્યાદિની હું યોગ્ય વ્યવસ્થા કરી આપીશ," એમ કહીને હમ્મીરે ત્યાંથી ઊઠવાની તૈયારી કરી.

"રાણાજી, મારો હવે આ સ્થાનમાં વધારે વાર રહેવાનો વિચાર નથી; કારણ કે, હજી તો મારે થોડા વખતમાં ઘણાં કામો કરવાનાં છે. આપને મારે કેટલીક ખાસ ચેતવણી આપવાની છે માટે જરા વાર થોભો અને મારી બે વાતો સાંભળી લ્યો. એમાંથી જે વાર્તા સ્વીકારવા જેવી હોય તે સ્વીકારજો અને અયોગ્ય લાગે તેનો ત્યાગ કરજો," તે અબળાએ નવીન પ્રાર્થના કરી.

હમ્મીર પાછો આસનપર બેસી ગયો અને બોલ્યો કે, "બહેન, જે ઇચ્છા હોય તે કહો. મનમાં ભય કે સંકોચને લેશ માત્ર પણ સ્થાન આપશો નહિ."

"મારા બોલવાને એક હિતેચ્છિણીનો ઉપદેશ માનો કે સાધારણ સૂચના માનો, પણ મારી એ જ પ્રાર્થના છે કે, ચિતોડમાં શત્રુઓથી ખાસ ચેતીને ચાલજો. કેલવાડામાં આપ જેટલા નિર્ભય હતા તેટલા અહીં નિર્ભય નથી, એ વાતને ભૂલી જશો નહિ આપ શત્રુને સંહારવાને અને કપટીના કપટજાળને ચીરી નાખવાને પૂર્ણ સમર્થ છો, એ હું સારી રીતે જાણું છું, છતાં પણ ગુપ્ત શત્રુઓથી સાવધ રહેવાની ખાસ સૂચના આપું છું. મેવાડની ભૂમિ યવનોના પદસ્પર્શથી કાંઇક અપવિત્ર થયા પછી મેવાડમાં કેટલાક એવા પણ કુળકલંક અને દેશદ્રોહીઓ ઉત્પન્ન થયા છે કે જેઓ પોતાના ક્ષણિક લાભની આશાથી પોતાની જન્મભૂમિ, પોતાની સ્વતંત્રતા અને પોતાની રાજનિષ્ઠાનો ત્યાગ કરીને વિદેશીય અને વિધર્મીય સત્તાની ગુલામગિરી કરવા તથા દેશનો દ્રોહ કરવાને એક પગે તૈયાર છે. તેમની નીચતા એટલી સીમા સુધી જઈ પહોંચી છે કે, પ્રસંગ મળે તો તેઓ આપનો વધ કરવામાં પણ પાછા હટે નહિ. એટલામાટે કોઇ પણ અજ્ઞાત મનુષ્યમાં વિશ્વાસ રાખો તો બહુ જ વિચાર કરીને અને તેને કસોટીપર કસીને જ વિશ્વાસ રાખજો, શૂરવીરોમાં જે એક મોટો દોષ હોય છે તે એ જ કે, તેઓ ભલા અને ભોળા હોય છે અને બધાને પોતાના જેવા જ માને છે. આપને પણ પોતાના પૂર્વજોના એ દોષનો થોડોઘણો ભાગ મળ્યો હશે જ, પણ હવે ચેતીને ચાલવાનો સમય છે. રાજનીતિ કોઈ વાર સત્યને અવલંબીને ચાલનારી, કોઈ વાર અસત્યનું અવલંબન કરનારી, કોઈ વાર હિંસા, કોઈ વાર દયાળુ, કોઈ વાર સ્વાર્થ પરાયણ, કોઈ વાર પરમાર્થ પરાયણ, કોઈ વાર ધનનો વ્યય કરનારી અને કોઈ વાર ધનનું ઉપાર્જન કરનારી એવી રીતે વેશ્યા નારી પ્રમાણે અનેક રૂપધારિણી હોય છે; એ નીતિનું અવલંબન કરવાથી જ વિદેશીય યવનો આજે આપણા દેશમાં આવી બાદશાહ બની બેઠા છે. એટલામાટે આપણે પણ જ્યાં સુધી ભર્તૃહરિની કહેલી એ રાજનીતિનો અંગીકાર નહિ કરીએ, અને એક જ ધર્મને વળગી રહીશું તો, એમનાપર કદાપિ વિજય મેળવી શકવાના નથી. લોઢું લોઢાશી જ કપાય છે, લાકડું લોઢાને કાપી શકતું નથી. અર્થાત્ કુટિલ રાજનીતિનો કુટિલ રાજનીતિથી જ નાશ કરી શકાશે. આપ સુજ્ઞ છો, એટલે થોડામાં વધારે સમજી શકતા હોવાથી હું વધારે બોલીને આપને કંટાળો આપવા અને આપની વિશ્રાંતિનો ભંગ કરી રાણી સાહેબને આપની માર્ગપ્રતીક્ષા કરાવવા ઇચ્છતી નથી. હવે મને જવાની આજ્ઞા આપો એટલે મોટી કૃપા," તે અબળા એમ કહીને ઊભી થઇ ગઇ.

"બાઈ, તમે ખરેખર કોઈ વિલક્ષણ વનિતા છો. તમારામાં આવી બુદ્ધિ હશે, એની મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. આટલી ઉતાવળથી જવાનું કારણ તમે પ્રથમથી જ દર્શાવી દીધેલું હોવાથી હું તમને રહેવાનો આગ્રહ કરતો નથી. છતાં એટલું કહું છું કે, આજથી મને તમે પોતાનો ધર્મબંધુ માનજો અને કોઈ વાર મારા જેવું કાંઇ પણ કામ પડે, તો ખુશીથી મારી પાસે આવજો. મારાં દ્વાર તમારા સત્કારમાટે સદા સર્વદા ખુલ્લાં છે. અત્યારે પણ મારાથી બનતી

જે કાંઇ પણ મદદ જોઇએ તે આપવાને હું તૈયાર છું," હમ્મીરે ઊઠીને પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો.

"શ્રીએકલિંગજી આપને દીર્ઘ આયુષ્ય આપે અને આપની મારાપર આવી જ કૃપા કાયમ રહે, એજ ઈશ્વરને મારી પ્રાર્થના છે," તે અબળાએ આશીર્વાદ આપ્યો.

તે અબળા ત્યાંથી ઊઠીને મહાલયની બહાર જવાને ઓરડામાંથી બહાર નીકળી અને હમ્મીર વિચારમગ્ન અવસ્થામાં અંતઃપુરમાં ચાલ્યો ગયો. કુમારી તેની માર્ગપ્રતીક્ષા કરીને હજી જાગતી જ બેઠી હતી. કારણ કે, સ્વામીના સૂવા પછી સૂવું અને તેના જાગ્યા પહેલાં જ સવારમાં જાગવું એ સ્ત્રીનો ધર્મ છે અને પોતાના એ ધર્મને માલનન્દિની કુમારી સારી રીતે જાણતી હોવાથી તે પ્રમાણે જ વર્તતી હતી.

તે અબળા મહાલયના સિંહદ્વારમાંથી બહાર નીકળતી હતી તેવામાં એક પુરુષ સામો આવ્યો, અને તે તાકી તાકીને તે અબળાને જોવા લાગ્યો. તેની કાંઇ પણ બોલવાની ઇચ્છા હોય, એમ દેખાતું હતું, પણ તે બોલી શકતો નહોતો. અંતે એ મૌન્યના નાટકનો ભંગ કરીને તે અબળા જ બોલી કે, "કેમ, કાંઈ બોલતા નથી ને અમસ્તા જોયા કરો છો?"

"કોણ, કાલિન્દી? અહીં અત્યારે કયાંથી?" તે પુરુષે સવાલ કર્યો. હવે તો વાંચકોને જણાયું કે, તે નકાબપોશ ઔરત બીજી કોઈ નહિ, પણ માલદેવને ભૂયાનામાં છોડીને અદૃશ્ય થયેલી વિચિત્ર વનિતા કાલિન્દી જ હતી.

"જી હા. કુલિન્દસિંહ, આપ મને ઓળખી જ ન શકયા કે? આંખો ગઈ પણ આંખોનાં ઠેકાણાં પણ ગયાં? ચાલો મારી સાથે, આ સ્થળ વાતચીત કરવાનું નથી."

કુલિન્દસિંહ કાંઈ પણ બોલ્યા વિના તેની આજ્ઞાને અનુસરીને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.



# ચતુર્થ ખણ્ડ—મધ્યાહ્ન

## પ્રથમ પરિચ્છેદ

## ચિતોડપર ચઢાઇ

દિલ્લીમાં બાદશાહ અલાઉદ્દીન દરબાર ભરીને રાજકીય કાર્યભાર નિત્ય પ્રમાણે ચલાવતો હતો, એટલામાં અચાનક એક ઘોડેસ્વાર ત્યાં દોડતો આવ્યો અને તેણે દરબારના પેશકારના હાથમાં એક રુક્કો આપ્યો. તે રુક્કો વાંચતાં તેમાં ભયંકર સમાચાર લખેલા હતા તે તેના જાણવામાં આવ્યા. એ સમાચાર બાદશાહના કાન સુધી પહોંચાડવા જ જોઇએ અને જો ન પહોંચાડવામાં આવે તો ભવિષ્યમાં બાદશાહની ખફામર્જી થવાનો સંભવ છે, વળી જો એ અશુભ સંવાદ લાવનારનો પોતાનો જ શિરચ્છેદ કરાવી નાખે, એ પણ સંભવિત હતું, ઇત્યાદિ નાના પ્રકારના તર્કવિતર્કના સમુદ્રમાં તે પેશકાર ગોથાં ખાવા લાગ્યો; પરંતુ એક

અનુસાર સ્વાભાવિક જ પોતાના કર્તવ્યબંધનમાં મજબૂત બંધાઈ ગયેલો હોય છે અને તેથી તેનો એ કર્તવ્ય બજાવ્યા વિના છૂટકો જ થતો નથી. એ નિયમને અનુસરીને દરબારના કાર્યની પરિસમાપ્તિ થતાં જ તે દરબારનો પેશકાર બાદશાહ સમક્ષ ઉપસ્થિત થયો અને કોર્નિશ કરીને નમ્રતાથી કહેવા લાગ્યો કે, "ખુદાવન્દ આલમપનાહ, ચિતોડથી એક ઘોડેસ્વાર દોડતો આવેલો છે અને તે જે એક પત્ર લઈ આવ્યો છે તે રૂબરૂમાં જ આલીજાહનાં કદમોમાં પેશ કરવાની ઇચ્છા ધરાવે છે. જો ફર્માન થાય તો આ ખાદિમ તેને હુજૂરેવાલાની જનાબમાં હાજર કરે."

"ફક્ત તે પત્ર લાવીને જ મને બતાવો," બાદશાહે કાંઇક અસ્વસ્થતાનો ભાવ દર્શાવીને આજ્ઞા આપી.

પેશકારે કાગળ લાવી આપતાં જ બાદશાહે પોતાના દુભાષીઆને તે પત્ર વાંચવાની આજ્ઞા કરી. તે પત્રમાં નીચે પ્રમાણેના સમાચાર હતાઃ

"ફાલ્ગુન શુકલપક્ષની અષ્ટમીને દિવસે અકસ્માત્ મધ્ય રાત્રિના સમયે કાફિર લોકોની એક ટોળીએ બદરુદ્દીનખાનના મકાનપર એકાએક હલ્લો કર્યો. તે રાત્રે બદરુદ્દીનખાનના ગૃહમાં નાયિકાના નૃત્ય અને ગાયનનો સમારંભ હોવાથી સર્વ મુસલ્માનો તેના રંગમાં જ નિમગ્ન થયા હતા. રાત્રિનો સમય હોવાથી ખાન નિદ્રાવશ હતો. એટલે કાફિરો કિલ્લામાં કયે વખતે પેશી આવ્યા, એની અમને ખબર પડી શકી નહિ. સર્વત્ર માર કાપનો વ્યાપાર આરંભાયો અને લોકોએ જાગીને જોયું તો કાફિરો બદરુદ્દીનખાનને બંદિવાન્ બનાવી લઈ જતા તેમના જોવામાં આવ્યા. કાફિરોની સંખ્યા મોટી હોવાથી ચિતોડનો કિલ્લો તેમણે સર કરી લીધો છે. અમારી હાલત ઘણી જ ખરાબ છે. શહનશાહ આલમપનાહ અમારું રક્ષણ કરવાને સમર્થ છે.

ચિતોડમાંના ગમગીન મુસલ્માનો"

પત્રમાંના આવા સ્નાનના સમાચાર સાંભળતાં જ બાદશાહ કોપથી લાલપીળો બની ગયો અને આવેશમાં જ કાંઇક ઉદ્ગાર કાઢવા જતો હતો, તેવામાં દરબારના દ્વારમાં કાંઈ કોલાહલ સંભળાયો. એક ગાંડો માણસ દરબારમાં આવવાનો પ્રયત્ન કરતો હતો અને દ્વારપાળ તેને અટકાવીને ઊભો હતો. અંતે તે ગાંડા માણસનો વિજય થયો. દ્વારપાળને એક ધક્કો મારી જમીનપર પટકીને તે દરબારમાં આવીને ઉભો રહ્યો. તે માણસનાં વસ્ત્રો અનેક સ્થળમાં ફાટી ગયેલાં હતાં, માથાપરના વાળો આમતેમ વિખરાયલા હતા અને તેમાં ધૂળ પણ પુષ્કળ ભરાયલી હતી. તે ક્ષુધા અને પિપાસાવડે પણ અત્યંત પીડાયલો હોવો જોઇએ એવો તેના શુષ્ક શરીર અને નિસ્તેજ મુદ્રાને જોતાં પ્રત્યક્ષ ભાસ થતો હતો. દરબારમાં આવતાં જ તે પ્રથમ તો સર્વ વ્યક્તિઓને એક ધ્યાન અને તીવ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો અને ત્યાર પછી થોડી વાર સુધી ગહન વિચારમાં નિમગ્ન થઇને એકાએક બોલી ઊઠયો કે, "આ દિલ્લીના શહનશાહ અલાઉદ્દીનનો જ દરબાર છે કે બીજા કોઇનો?"

"આ દિલ્લીના આલીજાહ બાદશાહનો જ દરબાર છે," પેશકારે જવાબ આપ્યો.

"જો એમ જ છે તો બાદશાહ પોતે કેમ કયાંય દેખાતા નથી?" તે ગાંડા માણસે પાછો વિલક્ષણ પ્રશ્ન પૂછયો.

"ઓ ગાંડા માણસ, તારા આ સવાલથી ધારી શકાય છે કે, તારી બુદ્ધિ ઠેકાણે નથી. જો તારી બુદ્ધિ ઠેકાણે હોય, તો આ હિંદુસ્તાનના તખ્તને શોભાવતા બેઠેલા બાદશાહ સલામતને તું ઓળખી અને જોઇ ન શકે એ બને જ કેવી રીતે?" પેશકારે ઉદ્દગાર કાઢયા.

"નહિ, નહિ; એ બાદશાહ નથી તમે મને ભૂલમાં નાખો છો. થાપ આપો છો. એ તો સિંહની જગ્યાએ કોઈ શિયાળનું જ આવીને બેઠું હોય એમ જ દેખાય છે. જો બાદશાહ અલાઉદ્દીન જેવો શેરે નર આજે દિલ્હીના તખ્તને શોભાવતો હોય, તો મુઠ્ઠીભર ભેઢીયાં રાજપૂતો ચિતોડનો કિલ્લો જોતજોતાંમાં પોતાના કબ્જામાં લઇ શકે ખરા કે? અરે, એટલું જ નહિ પણ બાદશાહના સુબેદારને અને અમીરુલ્લઉમ્રાને ધોળે દિવસે કાફિરો ફાંસીને લાકડે લટકાવી શકે ખરા કે? અફસોસ, બાદશાહ અલાઉદ્દીનના ગુજરી જવાથી જ મુસલ્માનોની આવી બુરી હાલત થવા પામી છે અને.................."

તે ગાંડો માણસ આગળ બોલવા જતો હતો; પણ વચ્ચે જ પોતાના આવેગને રોકી ન શકવાથી બાદશાહ બોલી ઊઠયો કે, "શું સુબેદાર બદરુદ્દીનખાન અને અમીરુલ્લઉમ્રાને કાફિરોએ મારી નાખ્યા છે અને ચિતોડનું રાજ્ય તેમણે બાદશાહની સત્તા પાસેથી છીનવી લીધું છે?"

"ચિતોડનું રાજ્ય તો તેમણે લીધું જ છે, પણ મને લાગે છે કે, જે વખત જાય છે તેમાં તેઓ દિલ્હીનું તખ્ત પણ છીનવી લેશે અને મુસલ્માનોને તેઓ જેવા રૂપમાં પ્રથમ હિન્દુસ્તાનમાં આવ્યા હતા તેવા રૂપમાં જ પાછા તેમના દેશમાં કે પછી દોજખ અથવા જન્નતમાં રવાના કરી દેશે," તે ગાંડાએ એકદમ હદ ઓળંગીને કહ્યું; "પણ બદરુદ્દીનખાન અને અમીરુલ્લઉમ્રા મરી ગયા નથી. તેઓ કાફિરોના હાથમાથી સહીસલામત છટકી ગયા છે અને અત્યારે આ ઘડીયે પોતાના વેરનો બદલો લેવાને એક પગે તૈયાર છે; પણ જો લશ્કરની જોઇતી મદદ તેમને મળી શકે તો. તેઓ પોતાના એકલા હાથે કાંઇ પણ કરી શકે તેમ નથી."

"તેઓ કયાં છે?" બાદશાહે આતુરતાથી પૂછ્યું.

"જેને તમો સર્વ ગાંડો ધારો છો અને ખરેખર જો રાજપૂતો પાસેથી વેરનો બદલો ન લેવાય તો જે ગાંડો થવાની તૈયારીમાં છે, તે મેવાડનો સુબેદાર બદરુદ્દીખાન ખાકસાર આ તમારી આંખો આગળ જ દરબારમાં ઊભેલો છે અને અમીરુલ્લઉમ્રા બીમાર પડી જવાથી તેને ઘેર મોકલી આપવામાં આવ્યો છે," ગાંડાએ જવાબ આપ્યો.

"શું બદરુદ્દીનખાન તમે પોતે?" બાદશાહે પૂછ્યું.

"જી હા, લોકો એમ કહે છે ખરા," બદરુદ્દીને ગાંડાને છાજે તેવા જ રૂપમાં જવાબ આપ્યો.

"અફસોસ કાફિર રાજપૂતોએ તમારી આવી બુરી હાલત કરી નાંખી? કાંઈ ફિકર નહિ. હવે હું તેમના એક કૂતરાને પણ જીવતો રહેવા દેવાનો નથી. એક નાની ભૂલનું કેવું ભયંકર પરિણામ થાય છે, તે અહીં જોવાનું છે. દગલબાજ, લૂટારો અને જરા જેટલો બદમાશ હમ્મીર આટલા મોટા સાહસ

કર્મમાં પ્રવૃત્ત થયો છે, કેમ ? હું તે વખતે અલીખાનની સલાહ પ્રમાણે ન ચાલ્યો હોત, તો આજે આવો દુ:ખદાયક પ્રસંગ આવવા પામત નહિ. મારા સુબેદારને ફાંસીની સજા કરવાને તે તૈયાર થયો. એ ગોચા તેણે પોતાના કાળને જ પોતે બોલાવવાનો પ્રયત્ન કર્યો છે, અરેરે–બદરુદ્દીન, નમકહલાલીથી પોતાના માલેકની નોકરી બજાવતાં તને આવી આફતમાં આવવું પડ્યું ! ચાલો, એ પણ ખુદાની મેહરબાની કે તમે બન્ને જીવતા છટકી આવ્યા. હવે જો હું કીનો લેવામાં એક પળ માત્રનો પણ વિલંબ કરું, તો એમ જ ધારવું કે, આજે મુસલ્માની શાહનશાહત દરિયામાં ડૂબી જ ગઈ, નષ્ટ થઈ. મેવાડના કાફિરો આટલા બધા સરજોર થયા છે, તો હવે ચિન્તા નથી. કાફિર રાજપૂતોના ગર્વને ગાળી નાખવાનો સમય આજે ઘણા દિવસ પછી પાછો એક વાર પાસે આવી લાગ્યો છે. એક વાર ચિતોડને ભસ્મીભૂત કરીને મુસલ્માનોના અંગમાં કેટલું અને કેવું પાણી રહેલું હોય છે, એનો તે કાફિર લોકોને આ સુલતાન અલાઉદ્દીને ઘણો જ સારો અનુભવ બતાવી આપ્યો હતો, પણ એ જુની વાતને તેઓ આજે ભૂલી ગયા છે અને અત્યારે મને વૃદ્ધ તથા શક્તિહીન થયેલો ધારીને તેઓ મદોન્મત્ત થઈ બળવાખોર બની ગયા છે. પણ હવે શું થાય છે તે જોજો. જે બદરુદ્દીનખાનને તેઓ ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવાને તૈયાર થયા હતા તે જ બદરુદ્દીનના દેખતાં હમ્મીરનો વધ કરવામાં આવશે. જે કાફિરોએ દગાબાજી કરીને ચિતોડનો કબજો પોતાના હાથમાં લીધો છે અને મુસલ્માનોનું, મુસલ્માન બાદશાહનું તથા મુસલ્માન સત્તાનું જે ભયંકર અપમાન કર્યું છે તે અપમાનનો બદલો મેવાડને સ્મશાનવત્ બનાવીને, ત્યાંના કાફિરોને જીવતા બાળીને અને તે બળવાખોર વિશ્વાસઘાતક શયતાન હમ્મીરનો શિરચ્છેદ કરીને જ વાળવામાં આવશે.

"વો ગુલ્શને રાહત હય તો મયઁ બાદે ફના હું;
વો ખિરમને ઉમીદ તો મયઁ બર્કે બલા હું;
વો લુત્ફકી જન્નત તો મયઁ દોજખકી હવા હું;
વો અયશકી દુનિયા હય તો મયઁ ઉસ્મેં વબ હું;
અબ દેખના વો પાતા હય યા ફતહો જફર મયઁ:
અબ બીચમેં કિસ્મત હય ઉધર વો હય ઉધર મય."

એ પછી કેટલીક વાર સુધી મનમાં જ કાંઇક વિચાર કરીને પુન: બાદશાહ કહેવા લાગ્યો કે, "મારા શેરદિલ સરદારો, કાફિરોની કૌમમાં અલ્લાહ તાઅલાએ કેટલીક ઘણી જ ખુબસૂરત પરીઓ પયદા કરી છે, એ તો તમે જાણો જ છો. મારા રાજત્વકાળમાં તમારામાંથી કેટલાકોને એવી પરીઓનો કોઇ વાર લાભ મળ્યો પણ હશે જ. માટે તે કાફિરોની એવી પરીઓને લૂટી લાવી પોતાના જનાનખાનાને દીપાવવામાટે અને તેમના તે ઢોંગોથી ભરેલા ધર્મનો ઉચ્છેદ કરવામાટે તમારે કમર કસીને તૈયાર થવું જોઇએ. બળાત્કારે તે કાફિર લોકોને તમારે આપણા પવિત્ર મહમ્મદીય ધર્મની દીક્ષા આપવી જોઇએ. એમ કર્યા વિના તેમની ઉચ્છૃંખલતા અને આપણી શાહનશાહત વિશેના તેમના તિરસ્કારમાં જરા પણ ન્યૂનતા થવાનો સંભવ નથી. બોલો હવે આપનો શો અભિપ્રાય છે?"

બાદશાહના એ વીરશ્રીથી ભરેલા ભાષણના ઉત્તરમાં મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં સર્વ સરદારોએ પોતાની તલવારોને મ્યાનમાંથી બહાર કાઢીને પોતાની અનુમતિ પ્રત્યક્ષ દર્શાવી દીધી. બાદશાહે સર્વ સરદારોને પોત-પોતાની સેનાને પ્રયાણમાટે તૈયાર રાખવાની આજ્ઞા આપી અને દરબારનું કામકાજ પૂરું કરવામાં આવ્યું.

ચોપદારે 'દરબાર બરખાસ્ત'નો પોકાર કર્યો અને નકીબો નેકી પોકારવા લાગ્યા. બાદશાહ તખ્તપરથી નીચે ઉતર્યો, તેને સર્વ દરબારીઓએ નમીને મુજરો કર્યો અને ત્યાર પછી હજારો લોકોવડે ઉભરાઈ જતું તે સભાસદન ક્ષણ કરતાં પણ ઓછા સમયમાં જનશૂન્ય અથવા નિર્જીવ શરીર સમાન શાંત તથા નિસ્તબ્ધ થઈ ગયું.

* * * * *

"આજે શાહના દરબારમાં આટલી બધી ધામધૂમ શાની હતી તે જો હરકત ન હોય, તો જણાવવાની મેહરબાની કરશો ?" એક પ્રભાવશાલિની મુસલ્માન અબળાએ દરબારમાંથી બહાર નીકળેલા એક સરદારને માર્ગમાં એ પ્રમાણેનો પ્રશ્ન કર્યો.

"બાઈ, દરબારમાં હમેશા રાજખટપટની વાતો જ ચાલ્યા કરે છે. આજે પણ તેવો જ એક પ્રકાર ચાલતો હતો. ઓરતોને આવી વાતો જાણવાથી શો ફાયદો થવાનો છે ?" તે સરદારે જવાબ આપવાને બદલે બીજા જ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

મારા સાંભળવામાં એમ આવ્યું છે કે, બાદશાહ કોઈ રાજ્યપર ચઢાઈ કરવાના છે અને એટલામાટે જ હું આ સવાલ પૂછું છું. જો એમ જ હોય, તો મારા બે જવાન છોકરાઓને લશ્કરમાં નોકરી રખાવવાનો મારો વિચાર છે; કારણ કે, તેઓ તીરંદાજી અને ગોલંદાજીમાં ઘણા જ હોશિયાર છે અને મને આશા છે કે, તેઓ લઢાઇના મેદાનમાં બહાદરી બતાવી બાદશાહની મેહરબાની મેળવી શકશે અને તેમ થતાં શાહની મેહરબાનીથી અમો ગરીબોની હમેશને માટે રોજી બંધાશે," તે અબળાએ ખુલાસો કર્યો.

"બાઇ, જો એમ જ હોય, તો સાંભળ. બાદશાહ ચિતોડપર ચઢાઈ કરવાના છે અને મારા ધારવા પ્રમાણે મોટા સેનાપતિની પદવી બદરૂદ્દીનખાનને મળે એવો સંભવ દેખાય છે. એટલામાટે જો તમારે તમારા છોકરાઓને લશ્કરી ખાતામાં રખાવવા હોય, તો તેમની પાસે તેમને લઇ જાઓ," તે સરદાર એ પ્રમાણેનો જવાબ આપીને ચાલતો થયો.

તે અબળા પણ તેનો યોગ્ય શબ્દોમાં આભાર માનીને બીજી દિશામાં પ્રયાણ કરી ગઈ. દિલ્લીમાંની તે વખતની આડીઅવળી ગલીઓમાં કેટલીક વાર સુધી ભ્રમણ કરી લોકચર્ચા સાંભળતી અંતે તે શહેર બહારની એક ધર્મશાળામાં આવી લાગી. ધર્મશાળા એટલે કે તે મુસલ્માનોને ઊતરવામાટેનું એક મુસાફિરખાનું જ હતું. ત્યાં આવી સાંઝ સુધી વિશ્રાંતિ લઈ રાત્રિ થતાં જ તેણે પોતાનો સ્ત્રી પોશાક ઊતારી નાખ્યો અને તેને બદલે પુરુષવેશ ધારણ કરીને ત્યાંથી થોડેક દૂર એક કઠિયારાના ઝુપડા પાસે તે આવી લાગી. ત્યાં એક ઘોડો બાંધેલો હતો.

આવતાં જ કઠિયારાને બોલાવી તેના હાથમાં એક સોના મોહોર આપી તેણે કહ્યું કે, "ભાઇ, આ તારી મેહનતનો બદલો. હું હવે રજા લઉં છું."

"મુરબ્બી, પાછા કોઇ વાર દિલ્હીમાં પધારો તો આ ગરીબના ઘરમાં જ ઊતરજો," તે કઠિયારાએ નમ્રતાથી કહ્યું.

"જેવી ભવિતવ્યતા," એ પ્રમાણેનો જવાબ આપી તે પુરુષવેશધારિણી પ્રમદા અશ્વારૂઢ થઇને ત્યાંથી ચિતોડની દિશામાં પ્રયાણ કરવા લાગી. પ્રયાણ કરતી વેળાએ તેના મુખમાંથી કેવળ એટલા શબ્દો જ સંભળાયા કે, "સર્પે પોતાના સ્વભાવનો પરિચય કરાવ્યો છે તો હવે તેનો વધ કરવો જ જોઇએ."

* * * * *

અલાઉદ્દીને ચિતોડપર ચઢાઇ કરવાનો જે નિશ્ચય કર્યો હતો તેમાં તે સમયે સલ્તનતમાં મહા પ્રબળ થઇ પડેલા પ્રતિ–સુલ્તાન મલેક કાફૂર રાજી નહોતો. કારણ કે, તે કોઇ પણ ઉપાયે બાદશાહને પોતાના માર્ગમાંથી દૂર કરીને પોતે જ બાદશાહ થવા માગતો હતો અને જો બાદશાહને દિલ્હીમાંથી જવા દેવામાં આવે તો તેના એ સ્વાર્થની સિદ્ધિમાં વિલંબ થવાનો સંભવ હતો છતાં આ લઢાઇ કાફિર વિધર્મીય હિન્દુઓ સાથેની હોવાથી અને એમાં ધર્મનો પ્રશ્ન સમાયલો હોવાથી કદાચિત્ પ્રકટ વિરુદ્ધતા બતાવતાં મુસલ્માનો વિરુદ્ધ થઇ જશે, તો બનેલી બાજી ધૂળમાં મળી જશે, એવી શંકાને લીધે આ બાબતમાં તેણે પોતાનો કાંઇ પણ વાંધો બતાવ્યો નહિ અને પોતે પણ લઢાઇમાં સાથે જવામાટે તૈયાર થયો. ત્રીજે દિવસે બાદશાહ અલાઉદ્દીન પોતાના મહાભારત સૈન્ય સાથે વાજતેગાજતે ચિતોડપર ચઢાઈ કરવાના વિચારથી દિલ્હીમાંથી રવાના થયો.



## દ્વિતીય પરિચ્છેદ

## માલદેવનું વિલક્ષણ સાહસ

પ્રિય વાચકો, બાદશાહના વૈભવ, સત્તા અને સૈન્ય ઇત્યાદિના વિષયમાં તો જાણવા જેવું તમે ઘણુંખરું જાણી લીધું છે; એટલે હવે બાદશાહની વિરુદ્ધ જે સત્તા પ્રસ્થાપિત થઇ હતી અને જેનું અસ્તિત્વ સર્વથા એ પ્રસંગપર જ અવલંબેલું હતું તે સત્તાના વૈભવ, પ્રભાવ અને સૈન્ય કિંવા તેના સૈનિકોની એકનિષ્ઠા અને સ્વામિભક્તિ કેટલી નિઃસીમ હતી, તે હવે આપણે જોઈએ.

બાદશાહ જે વેળાએ ચિતોડની સીમાપર આવી લાગ્યો તે વેળાએ હમ્મીર પાસે કેવળ દશ હજાર ભિલ્લ અને રાજપૂતો હતા. પરંતુ બાદશાહની છાવણી પડતાં જ મેવાડમાં સર્વત્ર તેણે પોતાના જાસૂસોને રવાના કરી દીધા. દિલ્હીથી બાદશાહ અલાઉદ્દીન પોતાના અસંખ્ય સૈન્ય સહિત ચિતોડપર ચઢી આવ્યો છે, એ સમાચાર જોતજોતાંમાં સમસ્ત મેવાડમાં પ્રસરી ગયા. સમસ્ત પ્રજા

મુસલ્માનોના અત્યાચારી અધિકારથી ઘણી જ ત્રાસી ગઇ હતી, એટલે હમ્મીરે જ્યારે મેવાડમાંથી તેમને હાંકી કાઢીને પોતાના અધિકારનો આરંભ કર્યો હતો ત્યારથી મેવાડમાં આનંદ અને આનંદનો જ પ્રભાવ વ્યાપી રહ્યો હતો. એમ થવું જ જોઇતું'તું. મુસલ્માનોના જુલ્મી અમલમાંથી છૂટીને પોતાને અકસ્માત્ પોતાના ખરા સત્તાધીશના છત્રની છાયામાં આવેલા જોઇને કયા દેશાભિમાની પુરુષના હૃદયમાં આનંદનો સંચાર ન થાય વારુ? પરંતુ એ આનંદના આગમનને હજી તો પૂરો એક માસ જ થયો હતો, એટલામાં તો બાદશાહ પોતાની પ્રચંડ સેનાસહિત આપણા સ્વાતંત્ર્યને પાછું છીનવી લેવાના વિચારથી ચિતોડપર ચઢી આવ્યો છે, એ અનિષ્ટ સંવાદ તેમના કાનોમાં આવીને અથડાયા. સમસ્ત મેવાડીઓના મનમાં દ્વેષ વ્યાપી ગયો. સર્વ જનો પોતાની મેળે જ હમ્મીરને મદદ આપવામાટે દોડી આવવા લાગ્યા. મેવાડ અને આસપાસના નાના મોટા રાજાઓ, ઠાકોરો, સાંસ્થાનિકો, જાગીરદારો, ધનાઢ્ય પુરુષો અને ધનવાન્ જમીનદારોએ હમ્મીરને પોતાથી બનતી સઘળી મદદ આપવા માંડી. એવી રીતે ધીમેધીમે સૈન્ય અને અન્ય સાધનોની ભરતી થતી રહ્યાથી હમ્મીરના બળની વૃદ્ધિ થવા લાગી. બાદશાહના સૈન્ય સાથે ટક્કર ઝીલવાને આપણી પાસે અવશ્ય બે લાખ સૈનિકોનો જમાવ થશે, એવો હમ્મીરનો નિશ્ચય થયો. એથી તેના અંગમાં સ્ફુરણ થતાં તેની વિજય-આશા બમણી વધી ગઇ.

હમ્મીરે પ્રથમથી જ સર્વ રાજપૂત વીરોને ઉત્તમ પ્રકારનું યુદ્ધશિક્ષણ આપવાનું કાર્ય કુલિન્દાસિંહ અને વિજયસિંહ નામના પોતાના બે વિશ્વાસપાત્ર સામંતોને સોંપી દીધું હતું અને માલદેવનો પુત્ર વનવીર પણ એમાં પોતાથી બનતી સહાય આપ્યા કરતો હતો. બાદશાહના સૈન્ય સાથે લઢવામાટે પોતાના તૈયાર કરેલા સૈન્યનું આધિપત્ય ત્રણ જણને આપવામાં આવ્યું હતું અને તે ત્રણ વીરો માલદેવ, કુલિન્દાસિંહ અને વિજયસિંહ હતા. આગત વીર પુરુષોની યોગ્ય વ્યવસ્થા રાખીને તેમના ગુણો પ્રમાણે તેમને ૫૦, ૧૦૦, ૧૦૦૦, ૨૦૦૦, કે ૫૦૦૦ સૈનિકોના સેનાપતિની પદવી આપવાનો નિયમ કરવામાં આવ્યો હતો અને પદવી આપવાનો એ ભાર માલદેવના શિરપર હોવાથી હાલમાં તેને એક ક્ષણનો પણ અવકાશ મળી શકતો નહોતો.

મુસલ્માન સેનાએ ચિતોડગઢને પૂર્વ અને દક્ષિણોત્તર દિશાએ ઘેરી લીધેલો હોવાથી તે ત્રણે બાજૂએ રાજપૂતો કોઇ પણ પ્રકારની હીલચાલ કરી શકતા નહોતા. અંદરથી બહાર જવામાટે અને બહારથી અંદર આવવામાટે કિંવા ધાન્ય સામગ્રી લાવવામાટે રાજપૂતોને ચિતોડ દુર્ગનો પશ્ચિમ દરવાજો ઘણો જ અનુકૂળ થઇ પડ્યો હતો. ચિતોડનું મુખ એ પશ્ચિમદ્વાર જ હતું અને તે મુસલ્માનોના ઘેરામાં ન આવેલું હોવાથી રાજપૂતો પોતાની હીલચાલો તે બાજૂએ જ ચલાવ્યા કરતા હતા. જો મુસલ્માનોએ એ દ્વારને પણ ઘેરી લીધું હોત તો પછી રાજપૂતોને બહારના પ્રદેશ સાથેનો વ્યવહાર ચલાવવામાં ઘણી જ અડચણ થઇ પડત, અને કિલ્લામાંની અન્ન સામગ્રીનો અંત થતાં જ કિલ્લામાંથી બહાર પડી મરણીયા થઇ મુસલ્માનો સાથે લઢ્યા વિના તેમના માટે બીજો માર્ગ નહોતો; પરંતુ નગરમાં પ્રવેશ કર્યા વિના એ પશ્ચિમ દ્વારને ઘેરી લેવાનું

અશક્ય હોવાથી અને નગરમાં પ્રવેશ કરવાનો કિલ્લામાંથી બીજો પાસેનો માર્ગ બિલ્કુલ ન હોવાથી તે દિશાને ઘેરી લેવાનું પણ બહુધા અશક્ય જ હતું અને તેથી એ દિશા રાજપૂતોને પોતાના બળ અને ધાન્ય સામગ્રીની વૃદ્ધિ કરવામાટે અતિશય અનુકૂળ અને અત્યંત ઉપયોગી થઇ પડી.

એક દિવસ પ્રભાતમાં માલદેવે સમસ્ત સૈન્યને એકત્ર કરીને હમ્મીરને ત્યાં આવવાની પ્રાર્થના કરી. હમ્મીર કૃષ્ણતનય સહિત સૈન્ય ઊભું હતું તે સ્થાનમાં પોતાના વિજય નામક અશ્વપર આરૂઢ થઇને આવી પહોંચ્યો. તેને જોતાં જ સર્વ સૈનિકોએ નમસ્કાર કર્યા અને સલામી આપી તેમ જ સર્વનાં મુખમંડળો આનંદ અને સ્વદેશાભિમાનની પ્રભાથી જાજ્વલ્ય થયેલાં સ્પષ્ટ દેખાવા લાગ્યાં. પટાબાજી, ભાલાબાજી, તલવારબાજી, નિશાનબાજી અને ગોળીબહાર ઇત્યાદિ યુદ્ધ-શિક્ષણના કેટલાક પ્રકારોનો ત્યાં પ્રારમ્ભ થયો. હમ્મીર એ સર્વ પ્રકારને લક્ષ પૂર્વક જોઇને અને કેટલાકોને ઉત્તેજન તથા કેટલાકોને યોગ્ય સૂચનાઓ આપીને સંતુષ્ટ ચિત્તે ત્યાંથી પાછો ફર્યો. તેના જવા પછી માલદેવે સર્વ સૈનિકોને યોગ્ય કૌશલ્ય બતાવવામાટે ધન્યવાદ આપીને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા આપી દીધી અને પોતે પણ ત્યાંથી તત્કાળ ચાલતો થઈ ગયો.

બીજે દિવસે હમ્મીર એકલો જ એકાંતમાં વિચાર કરતો બેઠો હતો ત્યાં અચાનક માલદેવ આવ્યો અને નમન કરીને દૂર ઊભો રહ્યો. હમ્મીર પણ તેને જોતાં જ પોતાના આસનપરથી ઊઠીને ઊભો થયો અને વિવેકથી કહેવા લાગ્યો કે, "માલદેવરાવ, આ શું? આપનો અને મારો સંબંધ સ્વામી અને સેવકનો નથી, કિન્તુ સ્નેહ અને શરીરનો છે. આપ સાધારણ કિંવા સામાન્ય પુરુષ નથી. આપની કર્તવ્યશીલતા અને ધર્મપરાયણતાની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી જ થવાની. વળી આપ મારા શ્વસુર હોવાથી મારા પૂજ્ય છો, માટે આવો અને આ આસનને સુશોભિત કરો."

હમ્મીરના એ ભાષણનું શ્રવણ કરીને માલદેવના હૃદયમાંનો હર્ષ ઉભરાઈ જવા લાગ્યો અને તે ગગનમાં પણ સમાઈ શકવાનો નથી, એવો તેને ભાસ થવા લાગ્યો. સત્ય જ છે: શૂરવીર પુરુષને પોતાના સ્વામી તરફથી ધન્યવાદનો મળેલો એક શબ્દ પણ અગાધ દ્રવ્યનિધિ કરતાં વધારે મૂલ્યવાન્ ભાસે છે, એવો નિયમ હોવાથી માલદેવનો આનંદ અકારણ હતો, એમ તો ન જ કહી શકાય.

"મહારાજા મારી જે આટલી બધી પ્રશંસા કરે છે તે પ્રશંસાને ખરી રીતે જોતાં હું જરા પણ પાત્ર નથી જ," માલદેવે નમ્રતા બતાવવાના ઉદ્દેશથી કહ્યું.

"આપને પોતાને એમ લાગે એ સ્વાભાવિક જ છે. માત્ર આજે આપની યુદ્ધશિક્ષણ આપવાની કળાને જોઇને આપની સત્ય યોગ્યતાની યથાર્થ પરીક્ષા કરવાને ભાગ્યશાળી થઈ શક્યો છું," હમ્મીરે કિંચિત્ સસ્મિત વદનથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"મેવાડના મહારાણા સમક્ષ અધિક બોલવાની શક્તિ કોનામાં હોઈ શકે વારુ? મહારાણાએ મારા શિરપર જે આ અસહ્ય ધન્યવાદનો ભાર ચઢાવ્યો છે, તે ભારને હલકો હું ક્યારે કરી શકીશ એનો જ મને વિચાર થઈ પડ્યો છે," માલદેવે કહ્યું.

"આપ પોતે ભલે ગમે તેમ સમજો અથવા ગમે તેમ કહો, પણ આ દુર્ભાગી મેવાડ ભૂમિના ભાગ્યનો ઉદય થવાનો ઈશ્વરીય સંકેત હોવાથી જ આપના જેવા દુર્લભ વીર પુરુષની અમને પ્રાપ્તિ થયેલી છે," હમ્મીરે માર્મિકતાથી જણાવ્યું.

"આ ઉદ્‌ગારો મહારાણાના ઔદાર્યને જ વ્યક્ત કરે છે," માલદેવ બોલ્યો.

"યોગ્ય પુરુષને યોગ્ય ધન્યવાદ આપવામાં ઔદાર્ય તે શાનું?" હમ્મીરે સામો પ્રશ્ન કર્યો.

"મહારાણા સાથે એ વિષયમાં વિશેષ વાદવિવાદ કરવાની આ સેવકની ઇચ્છા નથી," માલદેવે એ વિષયને એટલેથી જ અટકાવવાના હેતુથી પોતાનો પરાજય માની લીધો.

હમ્મીરે પણ વધારે કાંઈ પણ ન બોલતાં મંદ હાસ્ય કરીને જ એમાં પોતાની અનુમતિ દર્શાવી.

"મહારાણાનાં ચરણોમાં મારી એક પ્રાર્થના છે," માલદેવે એક નવીન વિષય ઉપસ્થિત કરીને કહ્યું.

"જે આજ્ઞા કરવાની હોય તે આનંદથી કરો," હમ્મીર બોલ્યો.

"પરંતુ મહારાણાની ઇચ્છા શી છે, એની કલ્પના હું કરી શકતો નથી," માલદેવે ન સમજી શકાય તેવું વાક્ય ઉચ્ચાર્યું.

"મહારાણાની ઇચ્છા પૂજ્ય માલદેવની ઇચ્છાથી વિરુદ્ધ હશે, એવી સ્વપ્નમાં પણ કલ્પના કરવી નહિ," હમ્મીરે તેનો સારો અર્થ કરીને એ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

"ત્યારે મને તેવું વચન મળવું જોઇએ," માલદેવે કહ્યું.

"જેવી આપની ઇચ્છા," હમ્મીર બોલ્યો.

માલદેવ થોડી વાર સુધી વાચાહીન બનીને ઊભો રહ્યો. હમ્મીર જેટલો શૂરાગ્રણી હતો, તેટલો જ તે વિનોદી પણ હતો, એ તો ઉપરના ભાષણથી વાચકોના ધ્યાનમાં આવ્યું જ હશે. માલદેવ પોતાની ઇચ્છાને આગળ ધરીને કહેવા લાગ્યો કે, "પ્રતાપી મહારાણાનાં ચરણોમાં મારી એટલી જ પ્રાર્થના છે કે, આજ રાત્રે મને કિલ્લામાંથી બહાર જવામાટેની આજ્ઞા મળવી જોઇએ."

આ પ્રાર્થના સાંભળતાં જ હમ્મીરની વિનોદિની મુખમુદ્રા એકાએક બદલાઈ ગઈ. તે આશ્ચર્યથી બોલી ઊઠ્યો કે, "કેમ વારુ? રાત્રે કિલ્લાની બહાર આપનું શું કામ છે?"

"મહારાણાએ તે વિશે મને કાંઈ પણ ન પૂછવાની કૃપા કરવી જોઇએ," માલદેવે શંકામાં નાખી દેનારો જવાબ આપ્યો.

"મને પણ તે કારણ જણાવવામાં વાંધો છે કે શું?" હમ્મીરે પુનઃ વિશેષ આશ્ચર્યથી પૂછ્યું.

"આપ એવા કુતર્કને વિનાકારણ પોતાના મનમાં સ્થાન આપશો નહિ. આપ તે કારણને ન જાણો એ જ વધારે સારું છે. જો મહારાણાનો એ જણાવવામાટેનો આગ્રહ જ હોય, તો—"

"જે પુરુષના શૌર્યના પાયાપર સમસ્ત રાજપૂત સૈન્યના વિજયની ઇમારત ઊભેલી છે તે પુરુષના દુર્ગમાંથી જવાના કારણનું મને જ્ઞાન હોવું જ જોઇએ,

એવી મારી ખાસ ઇચ્છા છે," હમ્મીરે માલદેવને વચમાં જ બોલતો અટકાવીને પોતાની ઇચ્છા પ્રકટ કરી.

"મહારાણાની આજ્ઞાને અમાન્ય કરવાની શક્તિ કોણ ધરાવે છે? મહારાજાધિરાજ, આજે કેટલાક દિવસથી શત્રુઓની છાવણીમાં છુપી રીતે ફરી આવવાની આકાંક્ષા મારા મનમાં રમી રહી છે અને તે આકાંક્ષાને આજે પૂરી કરવી એ જ મારો ઉદ્દેશ છે," માલદેવે ખુલાસો કર્યો.

"માલદેવરાવ, આજે આપ આ શું બોલો છો? આ સાહસી વિચાર આપના મનમાં કેમ અને કેવી રીતે આવ્યો હશે, એની કલ્પના હું કરી શકતો નથી. તમારે પોતે જ શત્રુના શિબિરમાં જવું જોઇએ, એવું તે શું ભયંકર અને અગત્યનું કાર્ય આવી પડ્યું છે, તે સમજાવશો?" હમ્મીરે મહદાશ્ચર્ય બતાવીને કહ્યું.

"પૃથ્વીપતિ, મારું પોતાનું જ એક એવું મહત્ત્વનું કાર્ય હોવાથી મારે પોતે જ ત્યાં જવું જોઇએ. શત્રુના શિબિરમાં મારો એક હાડ વૈરી છે અને એક વાર તેને મળવાની મને ઘણીજ ઇચ્છા છે," માલદેવે કહ્યું.

"માલદેવરાવ, અસંખ્ય શત્રુઓના સમુદાયમાં આપ એકલા જ જાઓ, એમાં કેટલું બધું જોખમ છે, એનો જરાક વિચાર કરો. દુશ્મનનો મેળાપ રણાંગણમાં તો થવાનો જ, ત્યારે વિનાકારણ જોખમમાં શા માટે ઊતરવું જોઇએ?" હમ્મીરે પુનઃ વિરુદ્ધવાદ કર્યો.

"અવનીશ, ક્ષમા કરો અને કોઇ પણ રીતે મને મારી ઇચ્છા પ્રમાણે વર્તવાની આજ્ઞા આપો જ. શૂરવીર પુરુષે નિત્ય સાહસી કૃત્યોમાં આગળ વધતાં આગળપાછળનો વિચાર ન જ કરવો, એમ એક વાર આપ પોતે જ કહેતા'તા ને?" માલદેવે આગ્રહ કરીને કહ્યું.

"એ મારાં વચનો હતાં ખરાં, પણ અત્યારે સમય એવો છે કે મેવાડભૂમિના શુભાશુભનો સર્વ આધાર આપનાપર જ રહેલો છે. કદાચિત્ આ સાહસ કરવા જતાં આપ શત્રુઓના હાથમાં સપડાઈ જાઓ, તો આપણા દેશને થનારી અગાધ હાનિનો બદલો બીજા કશાથી પણ વળી શકે તેમ નથી જ. એટલામાટે જ કેટલીક વારથી મારા મનમાં શંકાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. આપને જાણીજોઇને શત્રુની છાવણીમાં, દુશ્મનોની દાઢમાં ધકેલી દેવામાટે મારું મન મને હા પાડતું નથી," હમ્મીરે યોગ્ય કારણો દર્શાવ્યાં.

"મહારાજ, આપ નિર્ભય રહો. મને જોતાં જ મારો શત્રુ ગર્ભગલિત થયા વિના રહેવાનો નથી અને તેથી ત્યાં મને કશો પણ અપાય થવાનો સંભવ નથી," માલદેવે વળી પણ આગ્રહ કર્યો.

"પણ જો આપ અકસ્માત્ બીજા મુસલમાનોના હાથમાં જ સપડાઈ જાઓ તો?" હમીરે નવો સંશય બતાવ્યો.

"નહિ, નહિ. હું શત્રુઓના શિબિરમાં બંદિવાન્ થાઉં, એ કદાપિ બનવાનું નથી," માલદેવે દૃઢતાથી પોતાની નિર્ભયતાનું પ્રતિપાદન કર્યું.

માલદેવના મનને કોઈ પણ ઉપાયે વળતું ન જોઇને હમ્મીર ગહન ચિન્તામાં પડી ગયો. તેના મનમાં અતિશય ખેદ થવા લાગ્યો. તેની આવી અવસ્થાને જોઇને માલદેવના હૃદયમાં પણ ખેદ ઉભરાઈ આવ્યો. તે દુઃખિત અન્તઃકરણથી કહેવા લાગ્યો કે,

"મહારાજ, આપ કૃપા કરીને આમ શોક ન કરો. મને ત્યાં ગયા વિના કદાપિ શાંતિ થવાની નથી. એટલામાટે પુનઃ પુનઃ હું આપની આજ્ઞાની યાચના કરું છું. અરુણોદય થયા પહેલાં તો અવશ્ય હું પાછો આવીને આપની સેવામાં ઉપસ્થિત થઇશ."

માલદેવના નયનોમાંથી પ્રેમનાં અશ્રુનો પ્રવાહ વહેવા માંડ્યો. અનેક પ્રકારે તેને રોકવાના પ્રયત્નો કરવા છતાં તેમાં યશ મળવાનો સંભવ ન દેખાયાથી હમ્મીરે નિરુપાયવશ તેને જવાની આજ્ઞા આપી, પ્રેમથી આલિંગન કર્યું અને આશીર્વચનો ઉચ્ચાર્યાં. માલદેવ રાણાને મસ્તક નમાવી ત્યાંથી ચાલતો થયો અને થોડા વખતમાં જ પોતાના નિવાસસ્થાનમાં આવી લાગ્યો.

* * * * *

માલદેવના નિવાસસ્થાનમાંના દીવાનખાનામાં એક સ્ત્રી તેના આગમનની માર્ગપ્રતીક્ષા કરતી બેઠી હતી. તેને આવતો જોઇને દૂરથી તેણે પ્રશ્ન કર્યો કે, "મહારાણાએ આજ્ઞા આપી કે?"

"આજ્ઞા મળી છે અને રાત્રે આપણે યવનસમ્રાટ્‌ના શિબિરમાં જવાનું છે," માલદેવે ગંભીરતાથી જણાવ્યું.

"હું ત્યાં આવવાને પ્રથમથી જ તૈયાર થઈ બેઠી છું," તે સ્ત્રીએ તેવી જ ગંભીરતાથી કહ્યું.

વખત જતાં વિલંબ થતો નથી. ખરું જ કહ્યું છે કે,

"ઉમ્ર કરતી હુઈ કયા દાંવ ચલી જાતી હય;
સરપે ધૂપ આતી હય ઔર છાંવ ચલી જાતી હય;
વકતકી કદ્ર કિસીકો નહીં હોતી એ હસન;
જિન્દગી છુપકે દબે પાંવ ચલી જાતી હય!"

એ પ્રમાણે દિવસનો અંત અને નિશાનો ઉદય થયો. નિશા અંધકારમય હોયાથી સૂર્યનું સ્થાન નક્ષત્રોએ લીધું અને આકાશમાં રહી તેઓ રાત્રિના અંધકારનો કિંચિત્ પ્રતિપ્રકાશ કરવા લાગ્યા. લગભગ અર્ધ પ્રહર જેટલો રાત્રિનો સમય વ્યતીત થયા પછી માલદેવ અને ઉપર્યુક્ત અબળા ચિતોડદુર્ગના પશ્ચિમ દુર્ગદ્વારમાંથી બહાર નીકળ્યાં અને તારાઓના મંદ પ્રકાશમાં પર્વતપરથી નીચે ઉતરીને યવનશિબિરમાં જવાના પ્રયત્નમાં પ્રવૃત્ત થયાં. એ વેળાએ બન્નેએ કૃષ્ણવર્ણું વસ્ત્રો પરિધાન કરેલાં હતાં અને તેમાં વિશેષતા એ જોવામાં આવતી હતી કે, તે સ્ત્રીએ પોતે સ્ત્રી હોવા છતાં અત્યારે પુરુષોચિત પોશાક જ ધારણ કરી લીધો હતો. ઉતરવાનો માર્ગ ઘણો જ ખડબચડો હોયાથી તેઓ એકબીજા સાથે વાતો કરતાં નહોતાં અને ઉતરવાના કાર્યમાં જ યોગિજન પ્રમાણે ધ્યાનમગ્ન થયાં હતાં. અન્તે તેઓ એક વારનાં નિર્વિઘ્ન આવીને પર્વતની તળેટીમાં ઉભાં રહ્યાં. ત્યાંથી યવનશિબિરમાં બળતા દીપકોના પ્રકાશને જોઇને માલદેવે તે અબળાને ઉદ્દેશીને કહ્યું કે, "હવે અહીંથી છાવણી બહુ દૂર લાગતી નથી."

"આપની ધારણા સત્ય છે. મુસલ્માનોની છાવણી અહીંથી ઘણી જ પાસે છે, મેં તે સ્થાન જોયેલું છે એટલે આપણે ત્યાં સહજમાં જ પહોંચીશું," તે સ્ત્રીએ હિંમત વધારનારો જવાબ આપ્યો.

"પણ હવે આપણે સાવધ રહીને જ આગળ વધવું જોઇએ. કારણ કે, આપણે દુશ્મનોની દાઢમાં જઇએ છીએ," માલદેવે કહ્યું.

"ચિન્તા નહિ, ઈશ્વર આપણો સહાયક છે. આપણે બે તો બે હજારને ભારી થઈ પડીશું," તે અબળાએ સબળા વાણીથી કહ્યું.

"તથાસ્તુ," કહીને માલદેવ આગળ વધ્યો. થોડી વાર પછી તેઓ એક વૃક્ષરાજીમાં અદૃશ્ય થઈ ગયાં.

## તૃતીય પરિચ્છેદ

## બાદશાહની મનોવ્યથા

ચિતોડના સીમાડાપર બાદશાહ અલાઉદ્દીનનું સૈન્ય છાવણી નાખીને પડ્યું હતું. સૈન્ય શિબિરના મધ્ય ભાગમાં એક ઉચ્ચ અને ભવ્ય તંબૂ ઠોકવામાં આવ્યો હતો અને તેમાં ખાસ બાદશાહ અને તેના જનાનખાનાની બીબીઓનો નિવાસ હતો. એ તંબૂની આસપાસ બીજા પણ અનેક તંબૂઓ ઊભા કરવામાં આવ્યા હતા. ઉત્તર તરફ આવેલા તંબૂઓમાં કેવળ પાયદલના લોકો, પૂર્વ તરફ ઘોડેસ્વારો, પશ્ચિમે સાંઢણીસ્વારો અને દક્ષિણ તરફ મજૂર અને બીજા સાધારણ માણસોના રહેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. મુખ્ય સેનાનાયકનું કામ બાદશાહે પોતે પોતાના હાથમાં જ રાખીને બીજા ચઢતાઉતરતા ત્રણસો ને સીતેર સરદારોને સૈન્યની ભિન્નભિન્ન સર્વ પ્રકારની વ્યવસ્થા રાખવાનાં કામો સોંપી દીધાં હતાં. તે ભૂમિમાં સમુદ્ર પ્રમાણે સુલ્તાનના સૈનિકો સર્વત્ર પ્રસરી ગયા હતા. ઘોડેસ્વારોની સંખ્યા પચાસ હજારની, હાથીસ્વારોની સંખ્યા સાત હજારની, સાંઢણીસ્વારોની સંખ્યા સત્તર હજારની અને પાયદળની સંખ્યા તો એક લાખ કરતાં પણ વધારે હતી. એ ઉપરાંત સાધારણ કામદારો, વ્યાપારીઓ અને મજૂરોની ત્રીસ હજાર સંખ્યા તો જૂદી જ હતી. એવા એ અગાધ સૈન્યને ત્યાં છાવણી નાખીને પડતાં આજે લગભગ પંદર દિવસ વીતવા આવ્યા હતા, છતાં તેના ઇચ્છિત હેતુની સફળતા થવાનાં ઝાંખાં ચિન્હો પણ દેખાતાં નહોતાં. ચિતોડના કિલ્લામાં રાજપૂતોનો ઘણો જ સારો અને મજબૂત બંદોબસ્ત હોયાથી દુર્ગમાં તેમનો પ્રવેશ થવો અશક્ય હતો. યવનસૈનિકોએ બેચાર વાર કિલ્લામાં પ્રવેશ કરવાના યત્નો કર્યા હતા, પણ દરેક વખત પોતાના તે પ્રયત્નમાં નિષ્ફળ નીવડી પોતાના બેચાર હજાર માણસોનું રાજપૂતોની તલવારોને બલિદાન આપીને તેમને વીલે મોઢે પાછા ફરવું પડ્યું હતું.

એક પછી એક દિવસ વીતવા લાગ્યા, પણ કિલ્લો સર થવાનો જરા પણ રંગ દેખાતો નહોતો. મુસલ્માનો કંટાળી અને ત્રાસી ગયા. કિલ્લાની દીવાલોપરથી રાજપૂતોના બાણોનો મારો સતત ચાલૂ હોયાથી મુસલ્માનસૈનિકો ગર્વગલિત થઈ ગયા હતા. એટલામાટે બાદશાહ અત્યંત ચિન્તામાં આવી પડ્યો. શત્રુને કયા ઉપાયવડે પરાજિત કરવો, એનો તેને એક પણ માર્ગ સૂઝતો નહોતો. વર્ષાના દિવસો પાસે આવી લાગ્યા હતા અને રાજપૂતો દાદ આપતા નહોતા. એક વાર પર્જન્યકાળની વૃષ્ટિનો આરંભ થયો, એટલે પછી આપણી દુર્દશાનો પાર જ રહેવાનો નથી, ઇત્યાદિ વિચારોવડે બાદશાહનું મસ્તક ભ્રમી જવા

લાગ્યું. અપાર ખર્ચ અને ત્રાસ વેઠીને મેવાડમાં આવ્યા તો ખરા, પણ તેથી કાંઇ પણ લાભ નિષ્પત્તિનાં ચિન્હો ન દેખાતાં જોઇને તેની નિરાશાની પરિસીમા જ થઈ ગઈ. દિલ્લી તરફ પાછા ફરવાનો માર્ગ સ્વીકારવામાં આવે, તો તેથી કરેલો ખર્ચ અને વેઠેલો ત્રાસ વ્યર્થ થવાનો અને લોકોમાં નિન્દા થવાનો ભય મૂર્ત્તિમાન્ દેખાતો હતો. 'આપણી બહાદુરી આગળ મુસલ્માનો ટકી ન શકયા, એમ શત્રુઓ બેધડક બોલશે; એટલું જ નહિ, પણ બાદશાહ પોતાના અસંખ્ય સૈન્ય સહિત મેવાડપર ધામધૂમથી ચઢી ગયો હતો, પણ બહાદુર રાજપૂતોથી ડરીને પાછો નાસી ગયો, એમ સર્વ પ્રજાજનો બોલશે અને એ ઘટના ઇતિહાસનાં પૃષ્ઠોમાં પણ સદાને માટે લખાઈ રહેશે.' બાદશાહનો પ્રભાવ ઓછો થશે અને દિલ્લીની પ્રભા લુપ્ત થઈ જશે,' ઇત્યાદિ વિચારોએ સુલ્તાનને ભ્રમિષ્ટ બનાવી દીધો, પણ તેના સદાના સ્વભાવ પ્રમાણે આ વેળાએ પણ 'અપકીર્તિ કરતાં મરણ જ વધારે સારું' એ જ નિશ્ચય તેને વધારે પ્રસન્ન કરીને પોતાનું સ્થાન તેના મનમાં મેળવી ગયો.

એવી રીતે તે રાત્રે બાદશાહના હૃદયમાં નાના પ્રકારના વિચારોએ ભયંકર બળવો જગાડ્યાથી તે અત્યંત અસ્વસ્થ બની ગયો અને અંતે તેણે આત્મગત એવા જ ઉદ્ગારો કાઢ્યા કે, "બસ એક વાર હાર કે જીત થઇ જાય, તે જ વધારે સારું છે; દુશ્મનોને પીઠ બતાવીને દિલ્લી જવું તે તો મૌત કરતાં પણ નઠારું છે. ટાઢ પડો, તડકો પડો કે અગાધ જલવૃષ્ટિ આસમાનમાંથી તૂટી પડો અથવા બીજી ગમે તે પ્રકારની દુર્દશા થાઓ; પણ દુશ્મનોને જેર કર્યા વિના તો મેવાડમાંથી ન જ જવું. કાફિરો હવે એટલા બધા સરજોર થયા છે કે, દિલ્લીના શાહનશાહનું અપમાન કરવાને પણ આગળ પડ્યા છે! અફસોસ, બસ કીનો, બદલો અને ઇન્તેકામ! દુશ્મનો પાસેથી ખૌફનાક બદલો લઇશ. મેવાડમાં દયા તરીકે કામ લાગવામાટે પણ એક પણ હિન્દુને હું જીવતો છોડવાનો નથી. તે બિચારાઓ હજી જાણતા નથી કે,

'બજતા હય મેરા ડંકા અબ ચર્ખે હફતુમીપર;
મયૈં આજ એક વાહિદતાકત હું ઇસ જમીંપર.'

આ સુલ્તાનની શમશીર શી વસ્તુ છે, એ હજી રાજપૂતો જાણતા નથી.

'હોગી ન અમાં ઇસ દમે શમશીરસે દમકી;
દમમેં યે દિખાયેગી તુમ્હેં રાહ અદમકી;
તલવાર નહીં પયકે અજલકી યે છુરી હય;
દોજખકી જબાનોંસેભી આંચ ઇસકી બુરી હય.'

મધ્ય રાત્રિનો સમય હતો. છાવણીમાંના પહેરેગીરો વિના અન્ય કોઈ પણ જાગૃત અવસ્થામાં નહોતા. બહારના ભાગમાં તો અંધકારે પોતાનો પ્રભાવ પૂર્ણ બળથી પાડી દીધો હતો. હાથ કે બે હાથના અંતરે પડેલી વસ્તુ ગમે તેટલી સૂક્ષ્મ દૃષ્ટિથી જોયા છતાં પણ દેખી શકાતી નહોતી. અધૂરામાં પૂરું વળી તે રાત્રે આકાશ મેઘાચ્છાદિત થયેલું હોયાથી ક્ષણેક્ષણે મેઘોનો ગડગડાટ, વીજળીનો ચમકાટ અને તેથી બીહીને નાસતા જંગલના હિંસક પશુઓનો ભીષણનાદ સંભળાયા કરતો હતો. એવી એ ભીષણ રાત્રે બાદશાહ પોતાના તંબુમાં પલંગ-

પર પડ્યો પડ્યો ઉપર પ્રમાણેના વિચારમાં નિમગ્ન થયો હતો. તેને આજે ઉંઘ હરામ થઇ પડી હતી. નિદ્રા ક્યાંથી આવે? રત્નજડિત પર્યંક શય્યામાં પડીને દાસદાસીઓના વીજનના વાયુનો લહરીઓના સ્પર્શથી નિદ્રાનો આસ્વાદ મળશે જ, એવો કાંઇ નિયમ નથી. મનુષ્ય ભલે ગમે તેવો અને ગમે તેટલો શ્રીમાન્ હોય, રાજા હોય કિંવા સાર્વભૌમ રાજરાજેશ્વર હોય, પણ એક વાર જો તે ચિન્તાને આધીન થયો કે પછી તેને ખાન, પાન, નિદ્રા કે વિશ્રામ એમાંની એક પણ વસ્તુ રુચિકર ભાસતી નથી. ચિન્તા સમાન દુઃખ નથી અને નિદ્રા સમાન સુખ નથી, એવી એક સાધારણ કહેવત છે અને તે નાના મોટા સર્વને એકસરખી રીતે જ લાગૂ પડી શકે છે. ચિંતા મનુષ્યને જીવતો જ બાળી નાખે છે અને નિદ્રા અથવા વિશ્રાંતિ સર્વ પ્રકારના શારીરિક અને માનસિક કષ્ટોનો પરિહાર કરી નાખે છે. એક અત્યંત પરિશ્રમ વેઠીને માંડમાંડ પેટ ભરનારા મજૂરને જ જુઓ. આખો દિવસ મહેનત કરી પોતાના પેટમાટે અડધો રોટલો મેળવી તે ખાઈ પીને કેવો આનંદમાં રહ્યા કરે છે! એવા નિશ્ચિન્ત મનુષ્યને વિશ્રાંતિ લેવામાટે પલંગની જરૂર હોતી નથી, મૃદુશય્યાની આવશ્યકતા હોતી નથી અને પંખાની હવાની અગત્ય પણ હોતી નથી. તે ખુલ્લા મેદાનમાં પાષાણ શિલાપર જઇને લેટી જાય છે તો ત્યાં પણ તેનાપર કૃપા કરવાને નિદ્રાદેવી આગળથી જ આવીને ઉભી રહેલી હોય છે. ચિન્તા અને નિશ્ચિન્તતામાં એટલો ભેદ છે.

બાદશાહ એટલે શું? તેનો પ્રભાવ કેટલો, તેની સંપત્તિ કેટલી અને તેની સત્તાનો કેટલો વિસ્તાર? જો કોઈનાપર તેની અવકૃપા થઈ હોય તો તેનું માથું ધડથી વેગળું થવામાં એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન થાય અને જો તેની કૃપા થઈ હોય તો કંગાલ પણ શ્રીમાન્ બની જાય; બાદશાહ જો તેના મનમાં આવે તો રઝળતા ભીખારીને હાથીની અંબાડીમાં બેસાડે અને અંબાડીમાં બેસનારને ઉઘાડે પગે તડકામાં ચલાવી શકે છે. રાજસત્તા એવી હોય છે. એ સત્તાના પ્રભાવે જ આસપાસ છાવણી નાખીને પડેલા સૈનિકો રાતદિવસ દુઃખ વેઠી પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં દિલ્લીથી આટલે દૂર બાદશાહની સાથે તેના એક વચનને માથે ચઢાવીને આવેલા હતા. આવો સત્તાધીશ અલાઉદ્દીન બાદશાહ, પણ તેના કરતાં ગરીબ મજૂર કેટલો બધો વધારે સુખી! લોકોનો સાધારણ અભિપ્રાય એવો જ હોય છે કે, ખરા સુખનો નિવાસ તો કેવળ રાજ-પ્રાસાદમાં જ હોવાનો, પણ એ સર્વથા ભ્રમ જ છે. રાજા અને સમ્રાટને તો એક ક્ષણ માત્ર પણ ખરા સુખનો લાભ મળતો નથી. ડગલે ને પગલે તેમને પોતાના પ્રાણની સંભાળ રાખવી પડે છે. બાદશાહ અને રાજાઓને, પોતાનું કદાચિત્ કોઇ ખૂન કરી નાખશે એવા ભયથી નિરંતર પોતાની સાથે અંગ-રક્ષકોનો સમુદાય રાખવો પડે છે. અને એ જ પ્રમાણે ખાતાંપીતાં તથા બેસતાં ચાલતાં અને સૂતાં પણ તેમને પોતાના શરીરની ચિંતા રાખવી પડે છે. એ તો જાણે તેમના નિત્યના જીવનક્રમનો પ્રકાર થયો. પરંતુ જ્યારે સત્તાનું સત્તા સાથે એટલે કે રાજાઓનું પરસ્પર યુદ્ધ ચાલે છે, ત્યારે તો કાંટાના હગલામાંથી શરીરને બિલ્કુલ ઇજા થવા ન દેતાં પસાર થઈ જવામાં જેટલી હુશિયારી રાખવી પડે છે,

તેના કરતાં પણ વધારે વિચારશીલતા અને દક્ષતાથી રાજાઓને વર્તવું પડે છે. યુદ્ધના સમયમાં જો રાજા પોતાનું બુદ્ધિચાતુર્ય કિંવા દાક્ષિણ્ય બતાવવામાં જરા ભૂલ્યો કે તરત તેનો પ્રતિસ્પર્ધી તેની તે ભૂલનો લાભ લઇને તેનો પરાજય કરવામાં જરા પણ વિલંબ કરતો નથી. રાજકર્તાના અંગમાં ધૂર્તતા, વિચારશીલતા, ન્યાય, દયા અને શૌર્ય એ ગુણોનો નિવાસ અવશ્ય હોવો જ જોઇએ. જે રાજાના અંગમાં એ ગુણોનો અભાવ હોય છે તે રાજા રાજ્યશકટ ચલાવવાના કાર્યમાં અયોગ્ય જ સમજી લેવો, અને એવા અયોગ્ય રાજાનું રાજ્ય સુયંત્રિતતાથી કદાપિ ચાલી શકતું જ નથી.

તે રાત્રે બાદશાહના મનનો ત્રાસ એટલો બધો વધી ગયો હતો કે, કયા ઉપાયવડે મનનું સમાધાન થશે, એ પણ તે જાણી શકતો નહોતો. તેણે પોતાના મસ્તકને શાંત કરવામાટે નાના પ્રકારના બાહ્યોપચારો કર્યા, પણ વ્યર્થ. એટલામાં મેઘગર્જના તેણે સાંભળી. એથી તો તેનું અસ્વસ્થ હૃદય વિશેષ અસ્વસ્થ થવા લાગ્યું. 'વર્ષાકાળ સમીપ આવી લાગેલો હોયા છતાં હું સૈન્યસહિત યુદ્ધ કરવા માટે પરકીય પ્રદેશમાં આવી લાગ્યો છું, એ મારી ખરેખર એક મોટામાં મોટી ભૂલ થઇ છે,' એમ હવે તે સમજવા લાગ્યો. મનુષ્યની જે જે ઇચ્છાઓ હોય છે તે બધી જ જો સફળ થતી હોય, તો પછી માનવી પ્રાણીમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય કર્તાવિષયક એક પ્રકારની પૂજ્ય બુદ્ધિનો વાસ હોય છે તેનો ધીમે ધીમે લોપ જ થઇ જાય; એટલામાટે જ તે પરમાત્મા સંકટમાં નાખીને માનવી પ્રાણીને પોતાના અસ્તિત્વ અને પ્રભાવનો પરિચય કરાવ્યા કરે છે. બાદશાહના મનમાં અચાનક કોઈ વિશેષ વિચાર આવતાં તે શય્યામાંથી ઉઠયો અને તેણે 'સલીમ, સલીમ,' કરીને કોઇને આવ્હાન કર્યું. તરત જ એક હથિયારબંધ અને ધીંગાધડબા મુસલ્માને આવીને બાદશાહને નમ્રતાથી મુજરો કર્યો અને કહ્યું કે, "આલમપનાહનો શો હુકમ છે?"

"આજે છુપી રીતે છાવણીમાં ફરી આવવાની મારી ઇચ્છા થયેલી છે, માટે મારી સાથે ચાલ," એમ કહીને બાદશાહે એક સાદો પોશાક ધારણ કરી લીધો અને કમરે તલવાર લટકાવીને તે સલીમને સાથે લઈ ત્યાંથી ચાલતો થયો.

વાચકોએ અહીં ધ્યાનમાં રાખવાનું છે કે, જે વેળાએ માલદેવ અને સૈની સાથેની અબળા ચિતોડમાંથી બાદશાહની છાવણીમાં આવવાને નીકળ્યાં હતાં તે જ વેળાએ બાદશાહ સલીમને સાથે લઇને છુપી રીતે છાવણીમાં ફરવામાટે પોતાના તંબૂમાંથી બહાર નીકળ્યો હતો.



## ચતુર્થ પરિચ્છેદ
## પાપીનો પ્રાણાન્ત

"બજા કહતી હય 'સાદી'કી ગુલિસ્તાં;
કે બદસે જો કરે નેકી સો નાદાં.
'નિકોઈ બાબદાં કર્દન્ ચુનાં નસ્ત;
કે બદ કર્દન બજાયે નેક મર્દાં." **તાલિબ.**

નિશાનો સમય, આકાશ મેઘાચ્છાદિત અને સર્વત્ર અંધકારનો અગાધ વિસ્તાર. વચવચમાં વિદ્યુલ્લતા પણ ચમકતી. દુષ્ટ મનુષ્યોને પોતાના દુષ્ટ કૃત્યો કરવામાટેની એ અનુકૂળ અને યોગ્ય વેળા હતી. એવી એ ભયંકર રાત્રિના સમયમાં મુસલ્માનોની છાવણીમાં સર્વત્ર શાંતિ અને નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. સર્વ સૈનિકો નિદ્રાવશ થયેલા હતા. પ્રહરીઓ પોતપોતાના સ્થાને વેંગણ તોળતા ઊભા હતા. કેટલાકો હુકો પીતા અડધા જાગતા અને અડધા ઉંઘતા એવી હાલતમાં બેઠા હતા. ઘોડાઓનો ખોંખાર અને હાથીઓનો ચિત્કાર ક્વચિત્ કર્ણગોચર થતો હતો. પરંતુ એક સાધારણ વિશાળ તંબૂના એક નાનકડા દાલાનલમાં એ વેળાએ કોઈ બે માણસોના ધીમેધીમે બોલવાનો અવાજ સાંભળવામાં આવતો હતો. અંદરના ભાગમાં શી ચર્ચા ચાલતી હતી અને એ વાર્તાલાપ કરનારા મનુષ્યો કોણ હતા, એ જો કે દેખાતું નહોતું, તોપણ જો તંબૂની બહાર ઊભા રહી છુપી રીતે કોઈ તેમની વાર્તા સાંભળવાનો પ્રયત્ન કરે, તો તે ભાષણ સહજમાં સાંભળી શકાય એમ હતું. વાંચકો, આટલી મોડી રાત્રે એ છાવણીમાં શાં શાં ગુપ્ત કારસ્થાનો ચાલી રહ્યાં છે, તે આપણે ચાલો જોઇએ અને સાંભળીએ. ભયભીત ન થશો, અહીં ગુપ્ત સ્ફોટનો કાયદો તમારાપર લાગૂ થવાનો નથી. પણ સંભાળ એટલી જ રાખવાની છે કે, પગલાંનો અવાજ ન થવા પામે. તંબૂમાંથી નીચેના સવાલ જવાબ સાંભળવા યોગ્ય અને આપણી વાર્તા સાથે સંબંધ ધરાવનારા હતા. તે આ પ્રમાણેઃ—

"થશે, જો તું મનમાં લાવીશ, તો મારી ઇચ્છા કોઇના પણ જાણવામાં ન આવતાં અવશ્ય પૂર્ણ થશે."

"જી હા, એ તો ખરું, પણ જો મારો ઉપાય અથવા સંકેત પ્રસિદ્ધિમાં આવી જાય તો ?"

"નહિ, નહિ, તારાં કારસ્થાનો કદાપિ પ્રસિદ્ધિમાં આવવાનાં જ નથી."

"તમારું એ અનુમાન ભૂલભરેલું છે."

"કદાચિત્ ધાર, કે મારું અનુમાન ભૂલભરેલું છે, પણ અત્યારે તું આવો જવાબ આપે છે, તે મેં તારામાં રાખેલા વિશ્વાસનો ઘાત નથી કે શું ?"

"તમારા વિશ્વાસનો મેં ઘાત કર્યો નથી; કારણ કે, આ બીના મેં બીજા કોઇને જણાવી નથી. હું માત્ર મને લાગનારા પાપથી જ બચવાની ઇચ્છા ધરાવું છું."

"આજે વળી તું આ દીવાના જેવી વાતો લઇને કેમ બેઠો છે ? એમ પાપ શાનું ? એથી તો તને મારા બળતા હૃદયને શાંત કરવામાટેનું પુણ્ય જ પ્રાપ્ત થવાનું છે."

"ખાનસાહબ, આ શું બોલો છો ? એક પારકી સ્ત્રીને તે નિદ્રિત અવસ્થામાં પડેલી હોય, તે વેળાએ તેની પોતાની ઇચ્છા વિરુદ્ધ ઉપાડી લાવી આપના વિકારને સ્વાધીન કરવી, એના કરતાં વધારે ભયંકર બીજું કયું પા હોઈ શકે વારુ ?"

"ચાલ, પાપ હોય તો પાપ, પણ મારા સંતોષમાટે તારે તે પાપ પ કરવું જ જોઇએ."

અહીં ભાષણમાં ભંગ પડ્યો. થોડી વાર સુધી કાંઈ પણ સંભળાયું નહિ. માત્ર હુક્કાના પાણીનો થોડોક અવાજ આવ્યો. પુનઃ ભાષણની નીચે પ્રમાણે શરુઆત થઈ:

"ધારો કે, હું તે ગુલબદનનો આપના હવસને ભોગ આપું, પણ પછીથી આપ તેની શી વ્યવસ્થા કરશો?"

"એની પંચાત તારે કરવાની નથી. હું તેને એવી રીતે અદૃશ્ય કરી નાખીશ કે તેનો એક નખ આકાશની દૃષ્ટિએ પડી શકવાનો નથી."

"જ્યારે આપ મને એવી પંચાત કરવાથી અટકાવો છો, તો હું પણ સાફ સાફ જણાવું છું કે, મારાથી પણ આ પાપ કૃત્ય બની શકવાનું નથી. આપ એ કાર્ય બીજા કોઈ માણસને સોંપો. આવાં પાપો કરીને નરકવાસ ખરીદવાની મારી ઇચ્છા નથી. યા અલ્લા! યા પરવરદિગાર! આ વિચારે મારા મનમાં કેમ સંચાર કર્યો? મારા અન્નદાતા આલમપનાહ અલાઉદ્દીન કે જેના જેવો ભાગ્યવાન્ અને વૈભવશાળી બીજો કોઈ પણ બાદશાહ આ જગત્માં અસ્તિત્વ ધરાવતો નથી તેના શાહજાદાની બીબીને હું આવા સંકટના ખાડામાં ગબડાવી દઉં? જો એમ કરું, તો કયામતને દિવસે ખુદાતાલા મને ક્યાં જગ્યા આપશે? લાવણ્યમયી સુલ્તાના થનારી યુવતીને આપના સ્પર્શથી ભ્રષ્ટ કરી ભયંકર નરકવાસ હું કબૂલ કરું? લક્ષ્મીના લોભમાં પડી અન્નદાતાનાં નમકને હરામ કરું? નહિ, નહિ, ખાનસાહેબ, મેં આટલી વાર સુધી આપ સાથે આ બાબતની વાતચીત કરી એ પણ આજે મારા હાથે એક મહા ભયંકર પાતક જ થયું છે, એવો હવે મને પ્રત્યક્ષ ભાસ થાય છે. કૃપા કરો, મારાપર ગુસ્સો ન કરો અને મને અહીંથી ચાલ્યા જવાની રજા આપો."

એ ભાષણ પૂરું થતાં જ તંબૂમાં કોઇ વસ્તુના ઊપરથી નીચે પડી જવાનો ધબાકો થયો અને તે ધબાકાથી તે વસ્તુ વજનમાં ભારી હોવી જોઇએ એવું પણ અનુમાન થવા લાગ્યું. ત્યાર પછી તરત જ કર્કશસ્વરથી પણ મંદતાથી ઉચ્ચારાયલાં નીચેનાં વાક્યો સાંભળવામાં આવ્યાં:

"નાપાક કૂતરા, છેલ્લી ઘડીયે આમ બોલીને મને દગો આપવાને તૈયાર થયો છે કે? અત્યારે હવે તારાથી આ કામ નથી કરી શકાતું કેમ? જો આવો જ પ્રલાપ તેં પહેલાં જ સંભળાવ્યો હોત, તો મારી છુપી વાત હું તને કહેત જ શા માટે? હરામખોર, તને આ પાપ અને પુણ્યનો વિચાર છેલ્લી ઘડીયે જ મરવાના સમયે જ આવ્યો છે, એમ જ ધારી લે. મારી ઇચ્છાને તો હું કોઈ પણ પ્રયત્ને પૂરી કરવાનો જ. પણ ના પાડીને આજે તું પોતાની જીંદગી નાહક ખોઇ બેઠો છે, એમ ખાત્રીથી ધારી લેજે. આવાં કામોને તું પાપ અને દુષ્ટ કૃત્યના નામથી ઓળખે છે; પણ નાદાન, સુખ ભોગવવામાટે એવાં કૃત્યોનો જ આશ્રય લેવો પડે છે. એવા ઉપાયો વિના મોટી બક્ષીસો, સંપત્તિ અને જન્નતની હૂરો કદાપિ મળી શકતી જ નથી. લે, તારી ઇમાનદારીનું ફળ ચાખ."

"ધર્મના માર્ગમાં ચાલનારને આ શિક્ષા આપવામાં આવે છે કે?"

"મારા મનના ગુપ્ત રહસ્યને જાણીને હવે ધર્માત્મા બની જીવતો રહેવાની આશા રાખે છે કે? હવે જોવાનું છે કે, તારો ધર્મ આવીને તને બચાવે છે કે કેમ?

"ખુદાપર હય જુલ્મ આશકારા તુમ્હારા;
હમેં યાદ હય જોર સારા તુમ્હારા;
ખુલેગી હકીકત હમારી તુમ્હારી;
જબ ઇન્સાફ હોગા હમારા તુમ્હારા."

આ શબ્દો સાંભળતાં જ તંબૂની બહાર ઊભેલો એક સિંહ સમાન પુરુષ બેધડક તંબૂમાં ચાલ્યો ગયો અને પોકાર કર્યો કે, "આ જુલ્મ નાહક છે. હિન્દુના ઈશ્વર અથવા મુસલ્માનના ખુદાનો ઇન્સાફ હક છે." અંદર એક દીપકનો પ્રકાશ પ્રસરેલો હતો અને ત્યાં ગાલીચાપર એક મુસલ્માન સિપાહીને ચતોપાટ જમીન-દોસ્ત કરી તેની છાતીપર બીજો મુસલ્માન સરદાર ચઢી બેઠો હતો. તેણે નીચે પડેલા પુરુષનું ગળું દબાવેલું હતું અને ખંજર ઉગામીને તેની તરફ આંખો ફાડીફાડીને જોયા કરતો હતો. એટલામાં એક તૃતીય પુરુષના ત્યાં આવ્યાથી અને પોકાર કર્યાથી તે હેબતાઈ ગયો અને ખંજર લઇને તેની સામો જ ધસી ગયો. પણ તે નવીન આગંતુક પુરુષ પણ કાંઇ જેવો તેવો બળવાન્ અને સાહસી નહોતો. તે તત્કાળ પોતાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢીને તેના આક્રમણને અટકાવવાની તૈયારીથી ઊભો રહ્યો. તે મુસલ્માન સરદાર તેના માથા-પર ખંજરની નેમ રાખીને તેમાં ખંજર ભોકી દેવાની તયારીમાં જ હતો. એટલા-માં તે પુરુષે પોતાના ડાબા હાથવડે એટલા તો જોરથી તેના ખંજરવાળા હાથને પકડી લીધો કે તે બિચારાથી પોતાનો હાથ જરા પણ નીચો કરી શકાયો નહિ કિંવા હતો તે કરતાં વધારે ઊંચો પણ ઊઠાવી શકાયો નહિ. એથી તે ચાંડાલ ખદિરાંગાર પ્રમાણે નેત્રો વધારે લાલચોળ કરીને પોતાના પ્રતિસ્પર્ધીને એક ટસથી જોવા લાગ્યો. કોણ જાણે તેની એ દૃષ્ટિ તે પુરુષ સહન ન કરી શકયો તેથી કે શું, તેણે તે મુસલ્માન પાપાત્માને છાતીમાં એક લાત મારીને ચતોપાટ જમીનપર પછાડી નાખ્યો અને પછી તેની છાતીપર ચઢી બેસીને ક્રૂર મુદ્રાથી કહ્યું કે, "નાપાક શયતાન, તારી આટઆટલી દુર્દશાઓ થઈ ગઈ છતાં હજી તું પાપના માર્ગમાંથી પાછો નથી વળતો ? જે બાદશાહ સલામતના અન્ન અને ધનથી તારું આ શરીર પોષાયલું છે અને જેના તારા શિરપર અનંત ઉપકારો છે, તેના ગૃહની વહુદીકરીને જ તું ભ્રષ્ટ કરવાની ઇચ્છા રાખે છે કે ? ધિક્કાર છે તને, બેઇમાન."

તેનું આવું ભાષણ સાંભળતાં જ તે મુસલ્માન સરદાર ગર્ભગળિત બની ગયો, તેની દૃષ્ટિ મંદ પડી ગઇ અને તેના મુખમંડળમાં પ્રેત કળાનો આવિર્ભાવ થયો. તેનાં સર્વાંગો સ્વેદથી ભીંજાઇ ગયાં અને ગાત્રો શિથિલ થયાં. તેની છાતી-પર ચઢી બેસનાર પુરુષને હવે તેણે ઓળખી લીધો અને તેણે પોતાને ઓળખ્યો છે, એમ જાણતાં જ તે સાહસી પુરુષ પુનઃ તે અત્યાચારીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "નાપાક, બોલ; લાનતી શયતાન, બોલ, હવે તારી શી ઇચ્છા છે ?"

એ સવાલનો કાંઈ પણ જવાબ મળ્યો નહિ. એથી ચીડાઇને તે વધારે ક્રોધથી બોલ્યો કે, "બાદશાહ સાથેના મારા સંબંધને તોડાવનાર અને મારા સુખનો નાશ કરી પોતે સુખી થવા ઈચ્છનાર પાપી તું જ છે. બેશર્મ નામર્દ, યાદ છે કે, એક વાર મારી પુત્રીપર બળાત્કાર કરીને તેના સતીત્વનો ભંગ કરવા-

ની તેં વાનરચેષ્ટા કરી હતી. હા, મારા મનમાં તારા વિશેનો કોપાગ્નિ એટલો બધો પ્રજ્વલિત થયેલો છે કે, આ ક્ષણે જ તારું ગળું દબાવીને તને મારી નાખું, પણ નહિ, હું અત્યારે જ તેમ કરવું યોગ્ય ધારતો નથી. આવા સમયનો લાભ લઈ નિરાધાર અવસ્થામાં તને મારી નાખવો, એ અમારી જાતિને કલંકિત કરનારું કૃત્ય છે; તેમ તને સહજમાં મારી નાખવાથી મારા મનનું સમાધાન થવાનો પણ સંભવ નથી. વાસ્તવિક રીતે જોતાં તો અત્યાર પૂર્વે જ તને આ જગતમાંથી રવાના કરી દેવો જોઈતો'તો, પણ ખેર. અત્યારે હું તને જીવતો જ છોડી દઉં છું. પણ હવે જો ઇન્સાન હોય, તો જેનું નમક ખાધું છે તેનું જ નમકહલાલ તોડવાનું પાપ ન કરીશ અને લડાઈમાં મારા હાથે મરવાને તૈયાર થઇ રહેજે."

તેના એ અંતિમ વાકયના શ્રવણથી તે મુસલ્માન સરદારના મનમાં કાંઇક ધૈર્ય આવ્યું. પોતાના મરણના સમયને ટળી ગયેલો જોઇને તેની ભીતિ કાંઇક ઓછી થઇ. તે સ્વસ્થ ચિત્તથી આંખોને બંધ રાખીને જ પોતાના એ શત્રુનો કેવી રીતે સંહાર કરવો એનો વિચાર કરવા લાગ્યો. તે શૂરવીર પુરુષ તેની છાતીપરથી ઊઠયો અને તેને પુનઃ એક લાત મારીને દરવાજા તરફ જવાના ઇરાદાથી ત્યાંથી પીઠ ફેરવીને ચાલ્યો. તત્કાળ એક છલાંગ સાથે ઊઠી તે પુરુષની પીઠમાં તે મુસલ્માન સરદારે પોતાનું ખંજર ભોંકી દીધું, પણ તે પુરુષના અંગપર લોહકવચ હોવાથી તે આઘાતનું કાંઇ પણ પરિણામ થયું નહિ. તેણે પુનઃ કોપના આવેશમાં આવી તે મુસલ્માન સરદારને ગર્દનમાંથી ઝાલીને જમીનપર પછાડી નાખ્યો. પોતાની ધારણા નિષ્ફળ થવાથી તે દુષ્ટના મનમાં નિરાશાનો કેવો અને કેટલો ભયાનક આઘાત થયો હશે, એની કલ્પના વાચકોએ જ કરી લેવાની છે. તેની સર્વ ઇંદ્રિયો શિથિલ થઈ ગઈ અને હવે તેને પોતાના મરણનો સોળેસોળ આના નિશ્ચય થઈ ચૂકયો. હવે તે નવ આગંતુક પુરુષના કોપની પણ પરિસીમા થઇ ગઇ. તેણે તે પાપીનું ગળું દબાવીને પકડયું અને તેનાપર લાનત વર્ષાવીને કહ્યું કે, "નીચ શયતાન, એક નામર્દ બાયલાની પેઠે પાછળથી વાર કરતાં તને જરા પણ શર્મ ન આવી કે? મારો તને મારવાનો આટલી વાર સુધી તો વિચાર નહોતો જ; પણ હવે જો તારા જેવા અત્યાચારી અને વિશ્વાસઘાતક નરપિશાચને જીવતો રાખું, તો હું પોતે જ ઈશ્વરનો અપરાધી થાઉં એમ હોવાથી તને જહન્નમમાં રવાના કરવો જ જોઇએ." એમ કહીને તેણે તે પાપાત્માનું ગળું વધારે જોરથી દબાવ્યું અને તેથી તે અધમનાં નેત્રો શ્વેત થવા લાગ્યાં. તે હાથપગ પછાડવા લાગ્યો, પણ તેની છાતીપર બેઠેલો પુરુષસિંહ તેને હાથપગ પણ પૂરા પછાડવા દેતો નહોતો. તેના મુખમાં ફીણ આવવા લાગ્યું અને અંતે તે આલોકની પોતાની યાત્રાને પૂરી કરીને પોતાનાં આલોકમાં કરેલાં પાપોનાં ફળ ભોગવવાને પરલોકમાં પ્રયાણ કરી ગયો.

વિજયી થયેલો વીરનર તત્કાળ ઊઠીને ઊભો થયો. તેને પોતાના ઉદ્દેશની સફળતા થવાથી કાંઇક સમાધાન જેવું ભાસવા લાગ્યું ખરું, છતાં તેના વદનમાં તો અદ્યાપિ ખિન્નતાની છાયા જ પ્રસરેલી દેખાતી હતી. તે તંબૂમાંથી બહાર આવ્યો. ત્યાં તેનો એક બીજો સાથી તેની વાટ જોતો જ ઊભો હતો. તેણે તેને પૂછ્યું કે, "કેમ કાર્યનું પરિણામ શું થયું?"

"તમે કાંઈ પણ સાંભળ્યું કે જોયું ખરું કે નહિ?" તે પુરુષે સામો સવાલ પૂછ્યો.

"તમારા કેટલાક સવાલજવાબો સાંભળ્યા, પણ પરિણામની ખબર ન પડી; કારણ કે, કેટલીક વારથી મેં છાવણીમાં બે માણસોને ફરતા જોયાથી મારી દૃષ્ટિ અને મારું ધ્યાન તેમનામાં જ પરોવાયલાં હતાં," તે સાથીએ ખુલાસો કર્યો.

"પરિણામ એ જ કે, પાપીનો અંત અંતે મારા હાથથી જ થયો છે અને વૈરનો બદલો બરાબર લેવાયો છે. પણ તમારા કહેવા ઉપરથી એમ જ જણાય છે કે, આપણા છાવણીમાં આવવાની અવશ્ય કોઇને જાણ થયેલી હોવી જોઇએ અને તેથી જ એ બે માણસો આમતેમ ફરતા હોવા જોઇએ. હજી છાવણીમાં આવવાનો મારો હેતુ બરાબર સિદ્ધ થયો નથી. બાદશાહને રુબરુમાં મળવાનું કામ તો હજી બાકી જ છે. પણ હવે રાત મોડી થયેલી હોયાથી એ કામ આપણે આવતી કાલ પર મુલતવી રાખીશું," તે વીર નરે કહ્યું.

એ પ્રમાણે વાતચીત કરતા તેઓ તંબૂથી થોડાક આગળ ચાલ્યા. દશબાર કદમ ચાલતાં જ થોડાક અંતરપર બે માણસો ઊભેલા તેમના જોવામાં આવ્યા અને તેમણે દૂરથી જ પોકાર કરીને પૂછ્યું કે, "સામેથી બે જણ કોણ આવે છે?"

"સુલ્તાનેવાલાના સિપાહીઓ," વીર પુરુષે તત્કાળ હિંમતથી જવાબ આપ્યો અને ચાલવાનું કામ ચાલૂ જ રાખ્યું.

"આજનો ગુપ્ત સંકેત?" તે દેખાતા બે પુરુષોમાંના એકે પાછો સવાલ કર્યો.

આનું તે વીર પુરુષથી તત્કાળ ઉત્તર આપી શકાયું નહિ, તે અને તેનો સાથી ઊભા રહી ગયા. એક ક્ષણ માત્રમાં જ સાત આઠ મુસલ્માન સિપાહીઓએ આવીને તેમને કેદ કરી લીધા અને બાંધીને ઊભા રાખ્યા. એક અફસર જેવા દેખાતા વૃદ્ધ મુસલ્માન સરદારે સિપાહીઓને હુકમ કર્યો કે, "આ લોકો રાજપૂતોના જાસૂસો હોય એમ જ જણાય છે. અત્યારે તો એમને સખ્ત ચોકી પહેરામાં રાખો. સવારમાં મારી રુબરુ હાજર કરજો, એટલે એમને યોગ્ય શિક્ષા આપવામાં આવશે."

એ સરદારના અવાજથી તે વીર નરે તેને ઓળખી લીધો અને તેથી કહેવા લાગ્યો કે, "સુલ્તાન અલાઉદ્દીન, હું આપને સારી રીતે ઓળખી ગયો છું. એક વાર હું આપનો તાબેદાર નમકખાર હતો અને તેથી આજે આપને મળવામાટે જ હું છાવણીમાં મારા જીવની આશાને ત્યાગીને આવી લાગ્યો હતો. મને જે શિક્ષા આપવાની હોય તે આપજો; પણ જો એકાંતમાં મારી જોડે થોડી વાતચીત કરવાની કૃપા કરશો, તો આપનો મોટો ઉપકાર થશે."

"મારી સાથે અત્યારે બોલનાર ચિતોડનો સૂબેદાર માલદેવ તો નથી?" બાદશાહે સવાલ કર્યો.

"તેજ ચિતોડનો સૂબેદાર અને શહનશાહનો એક વખતનો તાબેદાર," માલદેવે ઉત્તર આપ્યું.

"સિપાહીઓ એમને છોડી દ્યો અને મારી જોડે આવવા દ્યો," બાદશાહે હુકમ ફર્માવ્યો.

સિપાહીઓએ તેમને બંધનમુક્ત કર્યા અને તેઓ બાદશાહની પાછળ ચાલતા શાહી તંબૂ તરફ જવા લાગ્યા.

## પંચમ પરિચ્છેદ
## ચાર આંખો

"બશરકી ખુદગરજ ખસ્લતપે નફરત આહી જાતી હય;
સતાને દિલ દુખાનેસે કરાહત આહી જાતી હય.
ચુરાતા હું નજર ખુદમતલબોંસે લાખ મયઁ, લેકિન;
'જબ આંખેં ચાર હોતી હયઁ, મુરવ્વત આહી જાતી હય.'" ગાલિબ.

બાદશાહ અલાઉદ્દીન અને માલદેવ તથા તેનો સાથી જે વેળાએ શાહી તંબૂમાં આવી પહોંચ્યા, તે વેળાએ નભોમંડળ નિરભ્ર અને સ્વચ્છ થતું હતું. આકાશપટલમાં છૂટાછવાયા મેઘ દૃગ્ગોચર થતા હતા. થોડા ઘણા તારકો પણ ચમકતા દેખાવા લાગ્યા હતા. એથી અનુમાન કરી શકાતું હતું કે, મહારાજા અંધકાર પોતાની છાવણીને ઊઠાવીને અન્ય સ્થાનમાં ચાલ્યા ગયા હતા. દૂરના પદાર્થો અદ્યાપિ સ્પષ્ટ દેખાવા લાગ્યા નહોતા, પણ પાસેના પદાર્થોને જોવામાં કશી પણ અડચણ પડતી નહોતી. એથી થોડા વખત પહેલાં મેઘના ગડગડાટ, વીજળીના ચમકાટ અને ઘનાંધકાર ઇત્યાદિ ભાસ માત્ર જ હોયની, એવો જ ભાસ થતો હતો. એવા સમયમાં બાદશાહે પોતાના બે મેહમાનોને લઇને તંબૂમાં પ્રવેશ કર્યો. બાદશાહ પોતે પોતાના આસનપર બેસી ગયો, માલદેવ એક ગાદી પર બેઠો અને તેનો સાથી દૂર ગાલીચાપર બેઠો. બાદશાહે તૈયાર ભરી રાખેલા અરબી હુક્કાની નાળને પોતાના મુખમાં લઈ ધૂમાડાના બેચાર ગોટ કાઢીને માલદેવને સવાલ કર્યો કે, "એક વારના મારા ખયરખાહ દોસ્ત, પણ હમણાના મારા જાની દુશ્મન, તમે શી વાતચીત કરવા માગો છો? જે વાતચીત કરવાની હોય, તેની ખુશીથી શરૂઆત કરો. અહીં એકાંત છે અને મારી રજા વગર કોઈ પણ આવી શકે તેમ નથી જ."

"પ્રથમ તો મારે એ જ સમાચાર મારા પોતાના મુખથી આપને સંભળાવવાના છે કે, બેઇમાન બદરુદ્દીનખાનને આજે મેં મારા હાથે હલાલ કરી નાખ્યો છે, અને આપના ખાન્દાનને જે એક બુરો દાગ લાગવાનો હતો તેનો અટકાવ કર્યો છે," માલદેવે કહ્યું. • • •

"મારા ખાન્દાનને શો દાગ લાગવાનો હતો? ગુનાહમાંથી છટકી જવામાટેનો આ સલામત રસ્તો તો તમે શોધી નથી કાઢયોને?" સુલ્તાન અલાઉદ્દીને પોતાનાં આરક્ત નેત્રોને ક્રૂરતાથી ચમકાવીને ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"આપના અંગરક્ષક સલીમના ભાઈ સુલયમાનને બોલાવો, એટલે એ વાતનો ખુલાસો તે જ આવીને કરી નાખશે. હું પોતે એ વિષયમાં વધારે બોલવા ઇચ્છતો નથી," માલદેવે કિંચિત્ તિરસ્કાર દર્શાવીને કહ્યું. •

બાદશાહે તરત સલીમને સુલયમાનને લાવીને હાજર કરવા માટેનો ઇશારો કર્યો અને થોડા જ વખતમાં સલીમ તેને ત્યાં લઈ આવ્યો. સુલયમાન પોતાના પ્રાણદાતા માલદેવને જોતાં જ બધું રહસ્ય સમજી ગયો અને સુલ્તાનને મુજરો કરી માથું નમાવી ઊભો રહ્યો. સુલ્તાને તેને પૂછયું કે, "સુલયમાન, બદરુદ્દીનખાનનું શું થયું તેની તને કાંઈ ખબર છે ખરી કે?"

"આલમપનાહ, આ બહાદુર અને શેરદિલ રાજપૂતના હાથે તેનું ખૂન થયું છે અને લાશ હજી તંબૂમાં જ પડેલી છે," સુલયમાને સવાલનો તેટલો જ જવાબ આપ્યો.

"તું એ ખૂન થતી વેળાએ ત્યાં હાજર હતો કે?" બાદશાહે બીજો સવાલ કર્યો.

"જી હા, બન્દાપરવર?" સુલયમાને જવાબ આપ્યો.

"એટલી મોડી રાતે તું બદરુદ્દીન પાસે શામાટે ગયો હતો?" બાદશાહે મૂછોપર આંગળીઓ ફેરવીને પૂછ્યું.

"બદરુદ્દીને મને પોતાના એક ખાસ બદકામમાં મદદગાર અને શરીકેહાલ થવામાટે બોલાવ્યો હતો, અને તેથી જ હું ત્યાં ગયો હતો," સુલયમાને સત્યને અવલંબીને કહ્યું.

"તે બદકામ શું હતું?" સુલ્તાને કાંઇક ક્રુદ્ધમુદ્રાથી પૂછ્યું.

"ખુદાવન્દ, મારી જાનની મને અમાન બક્ષવામાં આવે તો હું સાચી બીના જણાવું," સુલયમાને એક શર્ત રજૂ કરી.

"જા, તને તારી જિન્દગી બક્ષી," બાદશાહ બોલ્યો.

"ખુદા શહનશાહની ઉમ્ર દરાજ કરો. શાહે આલમ, વલીઅહદ ખિજર-ખાંની બેગમ કરણકુમારીપર તે શયતાન આશક હતો અને છુપી રીતે તે બેગમને ઉપાડી લાવવાનું કામ તે મને સોંપવા માગતો હતો. પણ જ્યારે તેને મેં ધિક્કારી કાઢયો અને પૈસાની લાલચપર લાનત વર્ષાવી દીધી ત્યારે તે લાનતી મને મારી નાખવાને તૈયાર થયો અને એ વેળાએ અચન મોકાપર જો આ શેર-નર રાજપૂત ન આવી લાગ્યો હોત, તો અત્યારે હું પોતે બીજી દુનિયામાં ક્યારનોય સફર કરી ગયો હોત. આ હિન્દુ દિલેરે મારી જિન્દગી બચાવી અને એના હાથે જ જે ચાંડાલ મને મારવાને તૈયાર થયો હતો તે પોતે જ હમેશાની ઉંઘમાં સૂઈ ગયો," સુલયમાને અક્ષરેઅક્ષર સત્ય વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

સુલયમાનના મુખમાંના એ શબ્દો સાંભળતાંજ બાદશાહ ક્ષુબ્ધ અને કોપાયમાન થઈ ગયો. તેની આંખોમાંથી અગ્નિના કણ વર્ષવા લાગ્યા અને તે એકદમ સ્થાસનપરથી ઉઠીને આવેશમાં જ બોલી ઉઠયો કે, "અફસોસ જેને મેં શેર ધાર્યો હતો તે ભેડિયો નીકળ્યો. નમકહલાલીની જેની પાસેથી આશા હતી તેની પાસેથી નમકહરામી જ મળી આવી. તે અત્યારે જીવતો હોત તો મારા હાથેજ મારી તલવારથી તેના બદનના ટુકડેટુકડા કરી નાખ્યા હોત. પણ મહાદેવ, તમે મારા દુશ્મન હોવા છતાં આજે આગળના સંબંધને યાદ કરી જે દોસ્તનું કામ બજાવ્યું છે તે માટે હું આપનો જેટલો એહસાન માનું તેટલો થોડો જ છે. ખરેખર દુશ્મન પણ દાનો જ હોવો જોઇએ, એ કાનૂનની સચ્ચાઇનો આજે મને બરાબર તજરુબો થયો છે."

"બાદશાહ સલામત, એ નાપાક શયતાન જ્યારે ચિતોડનો નાયબ સૂબે-દાર હતો ત્યારે પોતે રાજાધિરાજનો સજાતીય મુસલ્માન હોયાથી અને આપના કાન કાચ્ચા હોયાથી એણે મારાપર વીતાડવામાં પણ કશી ક્ચારા રાખી નહોતી. એક વાર તેણે મારી પુત્રીપર અત્યાચાર કરવાનો યત્ન કર્યો હતો, પણ તેમાં તે

ફાવી શક્યો નહોતો એટલે તે પાછો મારી પુત્રીના હસ્તની માગણી કરવાને પણ તૈયાર થયો હતો. અધુરામાં પૂરું તેણે એવા જાળનો વિસ્તાર કરી રાખ્યો હતો કે, જો તેની ઇચ્છા પૂરી થાય તો ઠીક, અને નહિ તો પછી આપને ભંભેરીને મારી પાયમાલી કરાવવી. એ બધી વાતો મારા જાણવામાં આવતાં ક્ષત્રિય ધર્મને જાળવી રાખવાના ઉદ્દેશથી મારી બાલવિધવા પુત્રીનો મેં હમ્મીર સાથે વિવાહસંબંધ કરી આપ્યો અને બાદશાહની સૂબેદારીને તિલાંજલિ આપી મારા દેશબાંધવ, જાતિબાંધવ અને ધર્મબાંધવ રાજપૂતો સાથે પાછો મળી ગયો. આપની સાથે મારે જે દુશ્મની કરવી પડી, તેનું મૂળ કારણ એ બદકાર બદરૂદ્દીનખાન જ હતો. દોસ્તના લિબાસમાં છુપાયલા એ દગાબાજ દુશ્મનને મારી નાખીને અને આપના ખાધેલા નમકનો હક અદા કરીને આજે મારું બળતું જિગર શાંત થયું છે. મેં આજે 'ઇન્તેકામ' શબ્દના ખરા અર્થની સિદ્ધિ કરી છે. હવે જો આપની મને મારી નાખવાની ઇચ્છા હોય, તો હું મરવાને પણ તૈયાર છું. પણ જો સમરાંગણમાં મુસલમાનો સાથે બે હાથ કરીને મરવાની મને આજ્ઞા આપવામાં આવશે, તો હું આ મરણથી આપનો આભારી રહીશ," માલદેવે અત્યંત આવેશથી કહ્યું.

બાદશાહ કાંઈ પણ ન બોલતાં સ્વસ્થ થઇને બેસી રહ્યો. તેના મનની અવસ્થા અતિશય વિલક્ષણ થયેલી હોવી જોઇએ, એમ તેની મુખચર્યા સ્પષ્ટ દર્શાવતી હતી. મનની પ્રસ્તાવના મુખ છે, એમ જે કહેવામાં આવે છે તે કાંઈ ખોટું તો નથી જ. પુનઃ માલદેવ અત્યંત ત્વેષથી કહેવા લાગ્યો કે,

"બાદશાહ સલામત, એ તો નિત્યનો નિયમ છે કે, ઇમાનદાર માણસના નસીબમાં દુઃખ અને બેઇમાન શયતાનખસ્લત માણસના કિસ્મતમાં સુખ હોય છે. એ બીજું કાંઈ નથી, પણ માત્ર કાળનો જ મહિમા છે. જે બાદશાહની તહેનાતમાં બેઇમાન અને રંડીબાજ સરદારો હોય છે અને બાદશાહ પોતે મુન્સિફ હોવાને બદલે બીજાઓના ખિયાલપર ચાલનારો હોય છે તે બાદશાહની સલ્તનત સદા આમ જ ડગમગતી રહ્યા કરે છે. મેં જે દિવસથી આપની તાબેદારીનો ત્યાગ કર્યો તે દિવસથી જ આપના વિશેના બધા અભિમાનનો પણ ત્યાગ કરી દીધો છે. મારી પ્રતિષ્ઠાની વિભૂતિ થવા સાથે મારી સર્વ આશા, મારા સર્વ વૈભવો અને મારી સર્વ મહત્ત્વાકાંક્ષાઓની ભસ્મ રક્ષા થઈ ગઈ છે. હું જે બાદશાહનું અન્ન ખાતો હતો, જે બાદશાહની સેવા હિન્દુ હોવા છતાં પણ રાતદિવસ ચિંતા અને દક્ષતાથી કરતો હતો, બાદશાહની સત્તા અને પ્રતિષ્ઠાને કલંક ન લાગે એટલામાટે મારા જાતિબાંધવોને પણ હું પીડતો હતો; તે જ મારો માલિક જ્યારે એક નીચ સરદારના વચનમાં વિશ્વાસ રાખીને મારી પાયમાલી કરવાને તૈયાર થયો, ત્યારે પછી મારી સ્વામિભક્તિની ઇતિશ્રી થાય, એ સ્વાભાવિક જ હતું. મારા આત્મવૃત્તાંતની અહીં સમાપ્તિ થાય છે. જો આપના મનમાં ઇન્સાફનો વાસ હોય, તો એક બહાદુર નરના ધર્મને અનુસરીને મને અહીંથી જવા દો, અને આપના ધર્મ પ્રમાણે જો આપના મનમાં મારા બોલવાનો ગુસ્સો આવ્યો હોય તો એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં મારો શિરચ્છેદ કરો. હું તલવારનો આઘાત ખમવાને મારી છાતીને ઉન્નત કરીને ઉભો છું."

માલદેવનું એ ભાષણ બાદશાહ ધ્યાનપૂર્વક સાંભળ્યા કરતો હતો. 'બદરૂદ્દીનખાન જેવા નીચ અને વિષયી મનુષ્યની સલાહથી માલદેવ જેવા એક શૂરવીર અને સ્વામિભક્ત સૂબેદારને મેં હાથમાંથી ખોઈ દીધો અને એની સ્વસ્થતાનો વિના કારણ સંહાર કર્યો,' એ વિચાર આવતાં બાદશાહના મનમાં ઘણો જ ખેદ થવા લાગ્યો. માલદેવને હવે શો જવાબ આપવો, એનો કોઈ પણ માર્ગ તેને સૂઝતો નહોતો. તેને પોતાનાં કૃત્યોનો થોડા વખતને માટે પૂર્ણ પશ્ચાત્તાપ થવા લાગ્યો અને આંખોમાં શર્મ આવી ગઇ. તે પોતાના આસનપરથી ઉઠીને માલદેવને સંબોધી નમ્રતાથી કહેવા લાગ્યો કે,

"ક્ષમા કરો. હું બાદશાહ હોવા છતાં ખરેખર અપરાધી છું, અન્યાયી છું. એક ચાંડાલના ફન્દામાં આવી જઇને તમારા જેવા નરરત્નને દુ:ખના ખાડામાં નાખવાનો હેતુ હું જ થયો છું, એ માટે હવે મારા મનમાં અતિશય ખેદ થાય છે. હું બાદશાહ હોયા છતાં આપની પાસેથી હાથ જોડીને મોઆફી માગું છું, મને મારા સર્વ ગુનાહો બક્ષી દ્યો અને આગળ માનતા'તા તેવા જ ભાવથી માનવા લાગો."

ગમે તેવો પણ અલાઉદ્દીન એક વખતનો માલદેવનો અન્નદાતા સ્વામી હતો. માલદેવે તેને જ્યારે નમ્રતાથી ક્ષમા માગતો જોયો, ત્યારે તેનો નિશ્ચય થયો કે, બાદશાહને અવશ્ય પોતાના અન્યાય અને અત્યાચારોનો પશ્ચાત્તાપ થયેલો હોવો જ જોઇએ. તે પુનઃ બાદશાહને એકાગ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો. તેના મનમાં એક પ્રકારના આનંદનો આવિર્ભાવ થયો અને તે આનંદના આવેશમાં બાદશાહને મસ્તક નમાવીને તે કહેવા લાગ્યો કે, "શહનશાહ સલામત, આપ આ શું કરો છો? આમ કરીને તો મને જ આપ અપરાધી બનાવો છો. ગમે તેવો પણ હું એક વખતનો આપનો તાબેદાર ગુલામ જ હતો. માટે મારા માલિક, આપ આમ હાથ જોડીને ઉભા ન રહો. આસનપર બેસીને મને ઇન્સાફ આપો. આપના વિશે અને આપના મહાન્ શાહી ખાન્દાન વિશે મારા મનમાં જે પૂજ્ય બુદ્ધિ વસી રહેલી છે, તે તો મરણ પર્યન્ત તેવી ને તેવી જ કાયમ રહેવાની, તેમાં જરા પણ ફેર પડવાનો નથી."

માલદેવના આવા ઉદ્ગારો સાંભળીને બાદશાહના મનમાં ઘણો જ આનંદ થયો. તેના હૃદયમાંથી એક પ્રકારનો એક અસહ્ય ભાર ઓછો થયો હોયની, એવો તેને ભાસ થવા લાગ્યો. તેણે હવે બીજા વિષયમાં વળીને પૂછ્યું કે, "પણ માલદેવ, આટલા દિવસ સુધી તમે હતા કયાં? કારણ કે, અત્યાર સુધી તમે ચિતોડમાં નહોતા, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"હું બાદશાહની સત્તા વિરુદ્ધ બળવો જગાડનારા મેહેર લોકોના પરાજય-માટે ભૂચાના તરફ ગયો હતો, પણ ત્યાં મેહેર લોકો નહોતા. હું ઘણા દિવસ ત્યાં પડી રહ્યો અને અન્તે જ્યારે મેં એમ સાંભળ્યું કે, બદરુદ્દીન પાસેથી ચિતોડનું રાજ્ય રાજપૂતોએ પાછું લઈ લીધું છે ત્યારે આપની પાસે આવવામાં ભય સમાયલો હોયાથી હું પાછો ચિતોડમાં આવ્યો અને મહારાણા હમ્મીરનો સેવક થયો."

"શું? એટલામાં તે બળવાખોર હમ્મીર મહારાણો પણ બની ગયો કે? માલદેવ, આ તો તમે જાણી જોઇને મારું અપમાન કરતા હો એમ જ

દેખાય છે," બાદશાહે વિશેષ આશ્ચર્યથી ભ્રૂ વક્ર કરીને એ વાક્યો ઉચ્ચાર્યા. તેના મનમાં વસી રહેલી અસૂયાનો તેના મુખમંડળમાં પ્રત્યક્ષ પ્રકાશ પડતો હતો.

માલદેવ એના ઉત્તરમાં કાંઈ પણ ન બોલતાં મૌન્ય ધારણ કરીને બેસી રહ્યો. બાદશાહનો પિત્તો તેના ઉપર્યુક્ત શબ્દોથી ઊકળી ગયો હતો, પણ બહારથી ગુસ્સાનો જરા પણ રંગ ન બતાવતાં તે પોતાના ભાષણને આગળ લંબાવીને કહેવા લાગ્યો કે, "માલદેવ, હવે તમે આગળની બધી વાતોને ભૂલી જાઓ અને પાછા મારા મદદગાર થાઓ, મને જોઇતી મદદ આપો. હું તમારા માન અને વૈભવને પ્રથમ કરતાં પણ વધારે વધારીશ. એટલું જ નહિ, પણ તમારી સલાહ વિના કોઇ પણ કાર્ય કરીશ નહિ. જો મને તમારા જેવો મદદગાર મળી જાય, તો હમ્મીરને કેદ કરીને મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવામાં જરા જેટલો પણ વિલંબ થાય તેમ નથી."

"આપે એવી શી પ્રતિજ્ઞા કરેલી છે, તે જો અડચણ ન હોય, તો જણાવશો?" માલદેવે નમ્રતાથી પ્રશ્ન કર્યો.

"મેવાડને સ્મશાનભૂમિ સમાન બનાવવાની હું મારા અંતઃકરણથી પ્રતિજ્ઞા કરી ચૂકયો છું," બાદશાહે વિચાર કરીને ઉત્તર આપ્યું.

બાદશાહની એ પ્રતિજ્ઞા સાંભળીને માલદેવનો કોપ અનિવાર્ય થયો. પોતાના ધર્મ, પોતાની પુણ્ય ભૂમિ, પોતાના દેશબાંધવો અને દેવાલયો આદિનો લોપ કરવામાટેની એક પરધર્મી સમ્રાટની પ્રતિજ્ઞા સાંભળીને કયા દેશાભિમાનીના મનમાં કોપનો ઉદય ન થાય વારુ? માલદેવ હવે કાંઈ બાદશાહનો ગુલામ નહોતો, છતાં તેણે પોતાના કોપને પ્રસંગ પ્રતિકૂળ જાણીને અંદર ને અંદર શમાવી દીધો. તે કાંઈ પણ ઉત્તર ન આપતાં મૌન્યનું અવલંબન કરીને બેસી રહ્યો. બાદશાહ તેના મૌન્યને અર્ધ અનુમતિ ધારીને આગળ બોલવા લાગ્યો, "માલદેવરાવ, મને અહીં મેવાડમાં આવ્યાને અને છાવણી નાખી પડવાને આજે ઘણા દિવસ થયા, પણ અદ્યાપિ ચિતોડના કિલ્લામાં મારો પ્રવેશ થઈ શકતો નથી. હવે જો આવા કઠિન પ્રસંગમાં તમે મને યોગ્ય સહાય આપો અને મેવાડ ભૂમિ મારા તાબામાં આવે, તો હું મારા બાપના બોલથી કહું છું કે, હમ્મીરનો પરાજય કર્યા પછી મેવાડનો સ્વતંત્ર અધિકાર હું તમને જ અર્પી દઇશ, અને તમારા અધિકારમાં હું મારો હાથ રાખીશ નહિ એ માટેનું હું તમને વચન આપું છું. હમ્મીર જેવા એક નીચ બળવાખોરના પક્ષમાં રહેવા કરતાં સાર્વભૌમ બાદશાહના પક્ષમાં મુખ્ય સરદાર તરીકે રહેવામાં કેટલી બધી વિશેષ પ્રતિષ્ઠા છે, એનો વિચાર કરો. આશા છે કે, મારું અપમાન ન કરતાં તમે અવશ્ય મારા વચનને માન આપીને મારા મદદગાર થશો જ. કેમ ત્યારે તમને સાર્વભૌમ બાદશાહની સરદારી ગમે છે, કે તે ભીખારડા હમ્મીરની ગુલામગિરી પસંદ છે? તમારો અભિપ્રાય સત્વર જણાવો."

માલદેવના કોપનો હવે પરમ અવધિ થયો. તે પોતે કેવા પ્રસંગોમાં ઘેરાયલો છે અને કયાં છે એનું ભાન ભૂલી જઇને અત્યંત ત્વેષથી બાદશાહને સંબોધીને કહેવા લાગ્યો કે, "કોણ ભીખારી? રાજરાજેશ્વર છત્રપતિ મહારાણાજી હમ્મીરસિંહ ભીખારી અને આપ વૈભવશાળી? અનીતિ, અવિશ્વાસ અને કપટ-

ગ્રસ્ત દિલ્હીના કપટી બાદશાહની સરદારી કે વજીરાત કરતાં સકળ સદ્ગુણ-સંપન્ન મેવાડાધિપતિની ગુલામગીરી સ્વીકારવામાં ઘણી જ વધારે પ્રતિષ્ઠા સમાયલી છે. જેણે એક વાર મારા જેવા કૃતજ્ઞ અને ઇમાનદાર સેવકને વિશ્વાસઘાત કરી દુ:ખના સમુદ્રમાં ધકેલી દેવાનો પ્રયત્ન કર્યો હતો, તે જ અવ્યવસ્થિત ચિત્તના બાદશાહની સેવાનો હું પુન: સ્વીકાર કરું કે? હવે તો કાળત્રયે પણ એ વાત બનવાની નથી. જ્યાં સુધી આપ નામદારે મારી સાથે દગાબાજી કરી નહોતી, ત્યાં સુધી હું મારી જાતિ, ગોત્ર અને ધર્માધર્મનો વિચાર ન કરતાં આપના લાભમાટે મારા દેશબાંધવોની ગર્દનપર તલવાર ચલાવવાને પણ તૈયાર હતો. પણ હવે તે વેળા વીતી ગઈ છે અને તે ઘડી બગડી ગઈ છે. હવે મારી તલવાર સ્વધર્મના રક્ષણમાટે માત્ર છત્રપતિ મહારાણાની સેવા વિના બીજા કોઇને પણ લાભદાયક થવાની નથી. સ્વધર્મ અને સ્વદેશના ઉદ્ધારમાટે હું નિરંતર મહારાણા હમ્મીરની સેવા બજાવવાને તૈયાર રહીશ, અને અગત્ય હશે, તો મારા પ્રાણ પણ અર્પણ કરીશ."

આ ઉત્તરથી બાદશાહનો કોપ પણ સાતમા આસમાનમાં જઈ પહોંચ્યો. પરંતુ એ પ્રસંગ કાંઇક એવો વિલક્ષણ હતો કે, બાદશાહને માલદેવની મદદની ઘણી જ જરૂર હતી. એટલે તેણે કોપ ન દર્શાવતાં શાંતિથી જ કહ્યું કે, "મારા હાથે થયેલી ભૂલોમાટે હું એક વાર સાફ દિલથી તમારી મોઆફી માગી ચૂક્યો છું, એટલે હવે વારંવાર તે વિશે જ વધારે બોલવાની અગત્ય નથી. માલદેવ, વિચાર કરો અને પોતાના હઠને વળગી ન રહો. તમે માત્ર મુખમાંથી 'હા' એટલા એક જ શબ્દનો ઉચ્ચાર કરો, અને જુઓ કે એક ક્ષણમાં જ લક્ષાવધિ સૈનિકો તમારી આજ્ઞાને આધીન થઈ દીન સમાન ઊભા રહે છે કે નહિ?"

"બાદશાહ સલામત, હું હવે મારા નિશ્ચયથી કોઇ કાળે પણ ચલિત થવાનો નથી. આપના સેનાનાયકની પદવી કરતાં ધર્મિષ્ઠ મહારાણા હમ્મીરના એક સાધારણ સેવકની પદવી મારી આંખોમાં વિશેષ ભૂષણાવહ દેખાય છે," એમ કહી માલદેવે વધારામાં જણાવ્યું કે,

"મેહર થે તુમ અબ હુવે શબનમ હમારે સામને;
આપકે મીઠે સુખન હવેં સમ હમારે સામને."

"માલદેવરાવ, બાદશાહના જમણા હાથ થઈ રહેવા કરતાં અને અનેકોનાં માથાં પોતાના પગ આગળ ઝુકેલાં જોવાને બદલે તમે હમ્મીરનાં ચરણોમાં પોતે જ માથું નમાવવામાં મોટું ભૂષણ માનો છો ને? અરે, પણ હમ્મીરે પાંચ દશ હજાર માણસોને એકઠાં કરીને જે આ છોકરાં જેવી રમત માંડી છે તે કેટલાક દિવસ ટકવાની છે, એનો પણ તમે કાંઈ વિચાર કર્યો છે ખરો કે? બાદશાહનો વૈભવ, સંપત્તિ, સાગર સમાન અપાર સૈન્ય, પ્રભાવ અને પ્રતિષ્ઠા આદિનો પણ વિચાર કરો. જે પક્ષના ગળામાં વિજયલક્ષ્મી વરમાળા આરોપશે જ એવો નિશ્ચય હોય તે પક્ષમાં આવી મળવામાં જ તમારું કલ્યાણ સમાયલું છે, એમાં જ તમારી માન્યતા છે અને એમાં જ તમારા જીવનની સાર્થકતા છે," બાદશાહે પુન: આગ્રહ કરીને કહ્યું.

"જે બાદશાહે ધર્માન્ધતાથી રાજપૂતોની પાયમાલી કરીને તેમના દેશને

સ્મશાન બનાવી દેવાની ભીષણ પ્રતિજ્ઞા કરેલી છે તે વિધર્મીય બાદશાહના સેનાધ્યક્ષની પદવી સ્વીકારી માન મેળવવા કરતાં સ્વધર્મ અને સ્વદેશના રક્ષણ માટે જેણે પોતાનું આયુષ્ય અર્પવાનો દૃઢ સંકલ્પ કરેલો છે તે હમ્મીરનાં ખાસડાં ઊપાડનાર તરીકે રહેવામાં પણ મોટું માન અને મહત્ત્વ સમાયલું છે, એવી મારી માન્યતા છે. મને તો તે ચક્રવર્તીએ વળી કૃપા કરીને સેનાપતિની પદવીથી વિભૂષિત કર્યો છે; એટલામાટે ખુદાવન્દ, મારી આપને પુનઃ પુનઃ એ જ પ્રાર્થના છે કે, મને આગ્રહ ન કરો; કારણ કે, હું આપની ઇચ્છાને આધીન થઇને હવે બીજી વાર દેશદ્રોહી થવાનો નથી જ," માલદેવે જીવનની આશાને ઘડીભર દૂર મૂકીને ખુલ્લેખુલ્લો જવાબ સંભળાવી દીધો.

"માલદેવ, તમે તે લુટારા અને ધાડપાડુ હમ્મીરના સેનાપતિ થયા છો? અફસોસ તમે જ્યારે દુશ્મનના લશ્કરના સિપાહસાલાર છો અને મારી મેહરબાનીથી બેદરકાર છો, તો હવે મારે લાચારીથી જણાવવું પડે છે કે, લડાઇનો નિકાલ થાય, ત્યાં સુધી તમારે અહીં કેદખાનામાં રહેવું જ પડશે," બાદશાહે સર્પનો સ્વભાવ બતાવ્યો.

"ભલે મને આપ બંદિવાસમાં રાખો, પણ એટલું અવશ્ય ધ્યાનમાં રાખજો કે, જો ચાર આંખોની શર્મ મારી આંખોમાંથી ચાલી જાય, તો અત્યારે જ હું આ વિગ્રહના મૂળને જડ મૂળમાંથી ઊખેડી નાખવાને સમર્થ છું." માલદેવે બહુ જ માર્મિકતાથી કહ્યું.

"તે કેવી રીતે?" બાદશાહે આતુરતાથી પૂછ્યું.

"આપના પ્રાણનો નાશ કરીને. પણ આપણા આગલા સંબંધની સ્મૃતિ મને તેમ કરતાં અટકાવે છે. થોડા જ વખત પહેલાં હું આપનો સેવક હતો અને આપ મારા સ્વામી હતા એ ઘટનાને હું ભૂલી શકતો નથી," માલદેવે કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

બાદશાહ એ પછી કાંઈ પણ ન બોલતાં ત્યાંથી ઉઠીને તંબૂમાંથી બહાર નીકળી ગયો. અલ્પ સમયમાં જ ત્યાં આઠ દશ સશસ્ત્ર યવન સૈનિકો આવી લાગ્યા અને માલદેવ તથા તેનો સાથી બન્ને તેમના હાથમાં કેદી થઈ પડ્યા.



## ષષ્ઠ પરિચ્છેદ

## બંધનમુક્તિ–પલાયન

રાત્રિના તૃતીય પ્રહરનો અંત અને ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ચૂકયો હતો. ચન્દ્રમાએ પોતાનાં શીતલ કિરણોવડે સમસ્ત જગતમાં પ્રકાશનો વિસ્તાર કર્યો હતો. શાંતિદેવીએ દશ દિશામાં પોતાના સામ્રાજ્યની સ્થાપના કરી હતી. માત્ર કૂતરાંના ભસવાના, શૃગાલોના ચીત્કારોનો, ઘોડાઓના ખોંખારવાનો અને મુસલ્માન પહેરગીરોના પોકારવાનો અવાજ કોઈ કોઈ વાર તે શાંતિનો ભંગ કરતો હતો.

માલદેવ અને તેનો સાથી (પુરુષવેશધારિણી પ્રમદા) પોતાને જે સ્થળે કેદ કરવામાં આવ્યા હતા તે સ્થળે વિચારમાં લીન થયેલા હતા. તેમને છાવ-

ણીના એક છેડાપરના જુદા તંબૂમાં કેદ રાખવામાં આવ્યા હતા અને ચાર પહેરેગીરોને તેમની દેખરેખનું કામ સોંપવામાં આવ્યું હતું. તે પહેરેગીરોએ આખી રાતનો અખંડ ઉજાગરો કરેલો હોવાથી રાત્રિના ચતુર્થ પ્રહરની શીતલ વાયુ લહરીમાં નિદ્રાનો આશ્રય લીધો હતો. તેઓ પોતાના કર્તવ્યને ભૂલીને નિઃસર્ગના નિયમને આધીન થયા હતા, વિશ્રાંતિનું સેવન કરતા હતા. માલદેવ સાથેની તે અબળા અંદર આળસ આવવાથી તંબૂના દરવાજાપર આવીને આમતેમ જોવા લાગી એટલામાં પહેરેગીરોની આવી અવસ્થા જોઇને તેના મનમાં એક નવીન કલ્પનાએ સંચાર કર્યો અને તેની સાથે જ કમ્મરમાંથી પોતાની તીવ્ર ધારવાળી કટાર કાઢીને એક પછી એક તે ચારે પ્રહરીઓને તેણે ઠાર કરી નાખ્યા. મરતાં મરતાં તેમણે જો કે પોકાર તો કર્યો, પણ તે તંબુ છાવણીના છેક છેડે અને એકાંત ભાગમાં આવેલો હોવાથી તેમ જ બીજા લોકો પણ સાધારણતઃ નિદ્રાવશ હોવાથી કોઇનું તે તરફ ધ્યાન ખેંચાયું નહિ. તે અબળાએ ચપળતા કરી બે પહેરેગીરોનાં વસ્ત્રો ઉતારી લીધાં અને તેમનાં શસ્ત્રાસ્ત્રોને પણ પોતાના કબ્જામાં લઇને તે માલદેવ પાસે આવી લાગી. આખી રાતના પરિશ્રમથી થાકીને આવી આપત્તિમાં આવી પડ્યા છતાં પણ માલદેવ નિદ્રાને આધીન થયો હતો. કોઇએ ખરું જ કહ્યું છે કે,

"ભૂખ જુએ નહિ ટાઢો ભાત, તરસ જુએ નહિ ધોબીઘાટ;
ઉંઘ જુએ નહિ તૂટી ખાટ, પ્રેમ જુએ નહિ જાતકજાત."

'ઉંઘ તો શૂળી પર પણ આવે' એ નિયમની માલદેવને જોઇને તેણે સત્યતા અનુભવી. નિદ્રામાંથી મનુષ્યને જગાડવો, એ જો કે દોષ છે, છતાં આપત્તિકાળમાં એવા દોષનો વિચાર કરવામાં આવતો નથી, એટલે તે સ્ત્રીએ માલદેવને જાગૃત કરીને કહ્યું કે, "મહારાજ, આ સમય નિદ્રા લેવાનો અને વિશ્રાંતિ ભોગવવાનો છે કે? ચાલો, ઉઠીને ઉભા થાઓ અને આ વસ્ત્રો પહેરી લઇને સૂર્યોદય થયા પહેલાં આ દુશ્મનાની છાવણીમાંથી સહીસલામત બહાર નીકળી જાઓ. અહીં રહેવામાં આપણા જીવના નિર્ભયતા અને સુરક્ષિતતા નથી."

"હું આના ભાવાર્થને સમજી શકતો નથી. આ યવનસૈનિકોનાં વસ્ત્રો તમારા હાથમાં કેવી રીતે આવ્યાં?" માલદેવે આશ્ચર્યથી પૂછ્યું.

"તમે વસ્ત્રો પહેરી લ્યો એટલે બહાર નીકળતાં એનું કારણ આપને નજરેનજર જ બતાવી દઉં છું. વધારે વાતચીત આપણે માર્ગમાં કરીશું," તે સ્ત્રીએ સમયસૂચકતાનો ઉપદેશ આપ્યો.

માલદેવે વધારે વાદવિવાદ ન કરતાં યવનસૈનિકનો પોશાક ધારણ કરી લીધો અને ત્યાર પછી તે અબળાએ પણ બીજો પોશાક પહેરી લીધો. તેઓ તંબૂમાંથી બહાર નીકળ્યાં અને ત્યાં અંગુલીનિર્દેશ કરીને તે સ્ત્રીએ માલદેવને ચાર પહેરેગીરોની લાશો બતાવીને કહ્યું કે, "આ પોશાકો આમાંના બે પહેરેગીરોના છે અને આપણા બચાવમાટે મેં એમને દોજખમાં રવાના કરી દીધા છે."

એ દૃશ્ય જોઇને માલદેવ એટલો બધો આશ્ચર્યચકિત થઈ ગયો કે, કાંઈ પણ પ્રશ્ન પૂછી શક્યો નહિ. બન્ને સહીસલામત છાવણીમાંથી બહાર નીકળી ગયા. વચ્ચે બેચાર સિપાહીઓ મળ્યા, પણ તેમણે એમને પોતાના જેવા જ

પાહીઓ ધારીને કાંઈ પણ સવાલ ન કર્યા, એ એક રીતે તેમનું સદ્ભાગ્ય જ ની શકાય. છાવણીમાંથી બહાર નીકળ્યા પછી તેમણે એક આડો માર્ગ યો; કારણ કે, વખતે જો તેમના પલાયનની વાર્તા જાણવામાં આવે, તો બાદ-હ પોતાના માણસોને તેમની પાછળ દોડાવે જ એવો તેમને ભય હતો ને એ ભય સકારણ હતો. સુરક્ષિત માર્ગમાં વળ્યા પછી તેમણે મુસલ્માન સૈનિકનો શાક ઊતારીને નાખી દીધો અને ત્યાર પછી આગળ ચાલતાં માલદેવે તે ને આતુરતાથી પૂછ્યું કે, "એ સિપાહીઓને તમે મારી કેવી રીતે શકયાં એ હજી સમજી શકતો નથી. તમે એકલાં અને તેઓ ચાર હતા, છતાં તેઓ ફાવી ન શકયા, એનો જ મને વિચાર થયા કરે છે."

"તેઓ ચાર હતા, પણ નિદ્રાવશ થયેલા હોયાથી અર્ધ મૃત સમાન . અને હું એકલી હોયા છતાં જાગ્રત હોયાથી જીવતી હતી એટલે મને તેમનાપર જય મળે એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નહોતું," તે અબળાએ ખુલાસો કર્યો.

"બીજું આશ્ચર્ય એ છે કે, અલાઉદ્દીને આપણને કયદ કરાવ્યાં, પણ પણા હાથપગમાં બેડીઓ ન નખાવી અને આપણી પાસેથી શસ્ત્રો છીનવી ન ર્યાં; નહિ તો આપણો છૂટકો આમ સહજમાં થઇ શકયો ન હોત," માલદેવે જી વાત કરી.

"જો આપણા હાથપગમાં બેડીઓ પહેરાવવામાં આવી હોત તો અવશ્ય આપણે અડચણમાં આવી પડત; પણ માત્ર શસ્ત્રો જ છીનવી યાં હોત, તો આજનો પ્રસંગ એવો અનુકૂળ હતો કે, તે પહેરેગીરોનાં ત્રો પણ આપણા ઉપયોગમાં આવી શકત એટલે તેમની છરીથી જ નનાં ગળાં રેંસાઈ જાત. આપનાં વીરશ્રીયુક્ત ભાષણો સાંભળીને બાદશાહ ભીત થયો હતો, તેથી જ તે તંબૂમાંથી બહાર નીકળી ગયો અને ત્યાર ી જ તેણે આપણને કયદ કરાવ્યાં. ગભરાટમાં તે વધારે અગમચેતી રાખવાનું ી ગયો અને તેની તે ભૂલ આપણા છૂટકારાનું કારણ થઈ પડી. જે વેળાએ ર અને ભાગ્યની અનુકૂળતા હોય છે, તે વેળાએ શત્રુની શત્રુતા પણ મિત્રની ત્રતાના રૂપમાં ફેરવાઈ જાય છે અને તેનું આ એક પ્રત્યક્ષ જીવતું જાગતું હરણ છે," તે અબળાએ પુલકિત વદનથી પોતાના વિચારો દર્શાવ્યા.

"ખરેખર આપણા શત્રુ બદરુદ્દીનનો આપણી તલ્વારથી જ અંત આવ્યો, ક નમકહલાલ માણસનો આપણે જીવ બચાવ્યો, બાદશાહને પણ સત્યના ભાવથી દબાવ્યો અને અન્તે તેને હાથતાળી આપીને તમારી મદદથી હું તો પાછો આવ્યો, એ સર્વ જો ઈશ્વર અને દૈવની અનુકૂળતા ન હોય તો વું સર્વથા અશકય જ હતું. ચાલો હવે આપણે ઉતાવળે પગલે ચાલીએ; ણ કે, મહારાણાજી મારી પ્રતીક્ષા કરતા હશે," માલદેવે ઉદ્ગાર કાઢ્યા.

જોતજોતાંમાં તેઓ પાછાં ચિતોડના પશ્ચિમ દ્વાર પાસે આવી લાગ્યાં અને પાળે દ્વાર ઉઘાડીને તેમને અંદર લીધા પછી તેઓ હમ્મીરની સેવામાં હસિત મથી ઉપસ્થિત થયાં. માલદેવને તેના કહ્યા પ્રમાણે પાછો આવેલો જોઇને મીરના મનમાંનો આનંદ ઉભરાઈ જવા લાગ્યો અને જે ભય હતો તે જતો ો. માલદેવના મુખથી છાવણીમાં બનેલા બનાવોનો વૃત્તાંત સાંભળીને તો વળી ા હર્ષ નભોમંડળમાં પહોંચી ગયો.

## સપ્તમ પરિચ્છેદ

## બાદશાહનો કોપ અને સર્વત્ર અગ્નિજ્વાળા

"હમારે ઝોંપડે તોડે ગયે જલાયે ગયે;
હમારે બચ્ચોંકે પુરજે ધુંવે ઉડાયે ગયે;
તુમ્હી હો જો કે હમેં ઉમ્રભર સતાયે ગયે;
હમ્હી હયેં જો કે તુમ્હારે સિતમ ઉઠાયે ગયે." તાલિબ

પ્રાતઃકાળ થતાં જ બન્ને રાજકીય બંદિવાનોના અદૃશ્ય થવાની વાર્ત્તા છાવણીમાં વાયુ પ્રમાણે પ્રસરી ગઈ અને સર્વત્ર અત્યંત કોલાહલ થવા લાગ્યો. ઘણાકોને તે કેદીઓ કોણ હતા અને તેમને ક્યારે કેદ કરવામાં આવ્યા હતા, એની ખબર પણ ન હોવાથી સર્વ એ વિશે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. વિરુદ્ધ પરિસ્થિતિને લીધે ત્રસ્ટ થયેલો બાદશાહ જ્યારે આ વાર્ત્તા સાંભળશે તે વેળાએ તેની કેવી અવસ્થા થશે અને કોણ જાણે કેટલા લોકો તેના કોપાગ્નિનો ભોગ થશે, એના વિચારમાં સર્વ નિમગ્ન થઈ ગયા. કેટલાક વૃદ્ધ અને ધર્માન્ધ મુસલ્માન સરદારો બંદિવાનોના એ પલાયનને પોતાના ભાવિ પરાજયનું પૂર્વ ચિન્હ માનવા લાગ્યા. બંદિવાન્ પુરુષ હતા કે સ્ત્રીઓ હતી; મુસલ્માન હતા કે કાફિર હિન્દુઓ હતા અને રંગરૂપે કેવા હતા, એ વિશેની ચર્ચા સર્વત્ર ચાલી રહી અને લોકો એકબીજાને એ વિશે નાના પ્રકારના પ્રશ્નો પૂછવા લાગ્યા. આજે છાવણીમાં એ વિષય વિના બીજા એક પણ વિષયનો ઊહાપોહ થતો જોવામાં આવતો નહોતો.

જે ચાર પહેરેગીરોનો પ્રાણાન્ત થયો હતો તેમનો ઉપરી સલીમ અર્ધ મૃત જેવી અવસ્થામાં બાદશાહ પાસે આવી લાગ્યો. બાદશાહ પોતાની બેગમો સાથે પ્રભાતમાં શર્બત પીવામાં મશગૂલ થયેલો હતો. શર્બત પીધા પછી બાદશાહ કોલાહલ સાંભળીને તંબૂમાંથી બહાર આવ્યો અને ત્યાં આવીને જોયું તો સલીમ થરથર કાંપતો અને આંખોમાંથી આંસુ વર્ષાવતો ઉભેલો હતો. બાદશાહે અવશ્ય કાંઈ પણ અશુભ વાર્ત્તા સાંભળવાની પ્રથમથી જ કલ્પના કરીને તેને સવાલ કર્યો કે, "સલીમ, ભય ન કરતાં જે કાંઈ બન્યું હોય તે સાફ સાફ જણાવી દે. બોલ શો બનાવ બન્યો છે?"

"આલમપનાહ, કાફિર કેદીઓ ફરાર થઈ ગયા છે," સલીમે અત્યંત ભયથી જવાબ આપ્યો.

"શું માલદેવ અને તેનો ખુબસૂરત સાથી તારા હાથમાંથી હાથતાળી આપીને ફરાર થઈ ગયા?" બાદશાહે ફાટી જઇને અજાયબીથી કહ્યું.

"જી હા, અને ચાર પહેરેગીરોની તેઓ લાશો કરી ગયા છે," સલીમે વધારે ભયંકર સમાચાર સંભળાવ્યા.

"અને બદમાશ, તું અદ્યાપિ જીવતો છે કે? કમઅકલ, તમો બધા જીવતા હોવા છતાં કેદીઓ નાસી ગયા? હરામખોરી કરીને આ ખબર મને સંભળાવતાં તને શર્મ પણ નથી આવતી કે? નમકહરામો, તમો આજકાલ ઘણા જ ફાટી ગયા છો અને અલ્મસ્ત થયા છો. અફસોસ, હિન્દુસ્તાનના બાદશાહની આવી

તોહીન ! અરે, કોઈ બહાર છે કે ?" અલાઉદ્દીને અત્યંત ત્વેષમાં આવીને એ ઉદ્ગારો કાઢ્યા.

બાદશાહનું આહ્વાન સાંભળતાં જ દશપંદર પઠાણ સૈનિકો ત્યાં દોડી આવીને બાદશાહની સામા તેની આજ્ઞાની વાટ જોતા ઊભા રહ્યા. સલીમ તરફ અંગુલી નિર્દેશ કરીને અલાઉદ્દીને હુકમ ફર્માવ્યો કે, "આ હરામખોર બેઇમાન નફરના ગળાપર ખંજર ફેરવીને એને આ હસ્તીમાંથી નાબૂદ કરી નાખો." હુકમ મળતાંજ પઠાણોએ પોતાની તલવારોને મ્યાનમાંથી બહાર કાઢી અને સલીમનું માથું એકદમ ધડથી અલગ કરી નાખ્યું. બિચારાને બંદગી કરવાનો સમય પણ આપવામાં ન આવ્યો !

સુલ્તાનની મનોવ્યથાનો અવધિ થયો, અને તેમ થવું સાહજિક હતું. તે દિલ્હીથી કેવી કેવી આશાઓ બાંધીને આવ્યો હતો અને તેની કેવી કેવી મનીષાઓ હતી; પરંતુ મેવાડમાં આવ્યા પછી જે બનાવો બન્યા હતા તે તેની આશાઓના વિઘાતક જ હતા. અદ્યાપિ ચિતોડના કિલ્લામાં તેનો પ્રવેશ થઈ શક્યો નહોતો અને દરરોજ પાંચપચીસ પઠાણોના પ્રાણની યુદ્ધયજ્ઞમાં આહુતિ અપાયા જ કરતી હતી. એથી તેને જે વ્યગ્રતા થઈ હતી તે યોગ્ય જ હતી. માલદેવને કેદ કર્યાથી તેના મનમાં ઘણો જ સંતોષ થયો હતો. તે જો કે બાદશાહ સાથે મળતો નહોતો, છતાં તેને પ્રતિબંધમાં રાખ્યાથી શત્રુ પક્ષના મુખ્ય આધાર સ્તંભનો લોપ થતાં પોતાનો ઉદ્દેશ સત્વર સિદ્ધ થશે, એમ ધારીને બાદશાહ સ્વર્ગ અને પોતા વચ્ચે માત્ર બે આંગળનો જ અંતર દેખતો હતો. પરંતુ અફસોસ કે, તે બિચારાનો એ આનંદ પૂરા ચાર પ્રહર પણ ટકી શક્યો નહિ. બાદશાહના જે ચિત્તને મધ્ય રાત્રિએ આનંદ અને સમાધાનનો અનુભવ થયો હતો તે જ ચિત્તમાં પ્રભાત થતાં જ દુ:ખ અને સંતાપનો આઘાત થયો. તેનો આનંદ સ્વપ્નવત્ થઈ ગયો અને સલીમના શરીરનો ભોગ લેવાયો. એ જ ઈશ્વરીય લીલા !

પોતાના વિશ્વાસપાત્ર અનુચર સલીમને દેહાન્ત શિક્ષા આપ્યા પછી બાદશાહનો ક્રોધ અનિવાર્ય થયો અને તેના હૃદયમાં દ્વેષની ગગનચુંબિત જ્વાળા પ્રકટી નીકળી. મેવાડની પ્રજાના રક્તની આહુતિ મળ્યા વિના તેના કોપનું શમન અશક્ય હતું. પાંજરામાં પૂરી રાખેલા ક્ષુધાતુર વ્યાઘ્ર સમાન જ સુલ્તાનની સ્થિતિ થઈ પડી હતી. જેમ વ્યાઘ્ર પાંજરામાંથી નીકળી ન શક્યાથી માત્ર ભયંકર ગર્જનાઓ કરવા ઉપરાંત તેનાથી બીજું કાંઈ પણ કરી શકાતું નથી; તેવી જ રીતે પોતાનો કિલ્લામાં પ્રવેશ થવો અશક્ય હોવાથી સંતપ્ત બાદશાહને માટે પોતાના દાંત હોઠ ચાવીને કોપને વ્યકત કરવાના માર્ગ વિના શાંતિનો બીજો કોઈ પણ ઉપાય નહોતો. 'યા તો મેવાડની પાયમાલી કરવી અને યા તો જંગના મયદાનમાં પોતાના શરીરનો પાત કરવો,' એ બે વિચારો વિના બાદશાહને ત્રીજો વિચાર આવતો નહોતો. એ પ્રમાણે અસ્તવ્યસ્ત હૃદયનો બાદશાહ રાજપૂતોપર ઘણો જ ચીડાઈ ગયો હતો. તે ઘડી ઘડીમાં ગમે તેવાં વિચિત્ર ફર્માન આપ્યા કરતો હતો અને ગમે તેના પર વિના કારણ કોપ કરી બેસતો હતો. કોઈ કોઈ વાર તો કેટલાક માણસોને કત્લ પણ કરાવી નાખતો ! બાદશાહના

ખ્વાર થઈ પડેલા સરદાર અલીખાને તેને સમજાવવાના અનેક ઉપાયો કર્યો, પણ વ્યર્થ. તેનું ભડકેલું ભેજું આવા શુષ્ક ઉપાયોથી ઠેકાણે આવવાનો લેશ માત્ર પણ સંભવ નહોતો. તે મનોગત એમ જ કહ્યા કરતો હતો કે, "બળવાખોર પાજી હમ્મીરને એક વાર સૈન્ય સહિત કિલ્લામાંથી બહાર નીકળવા દો, એટલે પછી હું તેને જોઈ લઇશ, અને હું શું કરી શકું છું તે દુનિયાને દેખાડી આપીશ." બાદશાહનો આવો નિશ્ચય થયેલો જોઇને અલીખાન ગહન વિચારમાં પડી ગયો અને બહુ જ વિચાર કરીને તેણે એક ઉત્તમ યુક્તિ શોધી કાઢી.

એક દિવસ બાદશાહ પોતાના તંબૂમાં એકલો જ બેઠો હતો તેવામાં અચાનક અલીખાન ત્યાં આવી લાગ્યો. શિષ્ટ સંપ્રદાય પ્રમાણે કોર્નિશ કર્યા પછી તેણે ધીમા સ્વરથી પોતાની યુક્તિ સુલ્તાનને કહી સંભળાવી. અલીખાનની વાણીનો કેવો અલૌકિક પ્રભાવ! તે શું બોલ્યો એ જો કે સ્પષ્ટતાથી સંભળાયું નહિ, પરંતુ તેનું પરિણામ એ થયું કે, બાદશાહના ઉદાસ મુખમંડળમાં એકાએક આનંદની છટા વિલસવા લાગી. એથી અલીખાને અવશ્ય તેને કોઈ સારી અને સમાધાનકારક યુક્તિ બતાવેલી હોવી જોઇએ, એવી કલ્પના નિર્વિવાદ કરી શકાતી હતી.

* * * * *

પ્રાતઃકાળનો સમય. સર્વ લોકો પોતપોતાના ઉદ્યોગમાં લાગી ગયા હતા. દુકાનદારો દુકાનો ઊઘાડીને પહેલાં કોઈ સખીના હાથની બોણી કરવામાટે ઉત્સુક દેખાતા હતા. ગોવાળિયાઓ ગાયોને જંગલમાં ચરાવવાને લઇ જતા હતા. ખેડુતો વર્ષાકાળ સમીપ આવેલો હોવાથી પોતાનાં ખેતરોને ખેડીને વાવણીની તૈયારીઓ કરતા હતા. એવી રીતે સર્વે લોકો પોતપોતાના વ્યવસાયમાં નિમગ્ન હતા, તેવામાં અચાનક આસપાસનાં ગામડાંમાં મુસલ્માન શાહના હજારો સૈનિકો જઇ લાગ્યા અને તે પ્રદેશમાં તેમણે નાશ અને નિકંદનના વ્યાપારનો ધમધોકાર આરંભ કરી દીધો. ઘર, દુકાનો, વાડા, ઝૂંપડીઓ અને ઘાસની ગંજીઓને તેમણે આગ લગાડી દીધી અને ગરીબોપર જુલમ કરવાનો, તેમનાં ઢોરોને મારી નાખવાનો અને ખેડુતોને બકરાં પ્રમાણે હલાલ કરવાનો અપ્રતિહત વ્યાપાર ચલાવવા માંડ્યો. 'મર્કટ ને વળી મદિરા પિયે; અખ્ખા તેથી સૌકો બિયે,' એ કહેવત પ્રમાણે એક તો પઠાણોની જાત પ્રથમથી જ ઉન્મત્ત અને ક્રૂર, તેમાં વળી ગમે તેવા અત્યાચાર કરવાની તેમને બાદશાહની પરવાનગી મળી એટલે પછી જુલમમાં ખામી હોય જ શાની? તેમના અત્યાચારો અસહ્ય થયાથી ગામડિયા અને ખેડુત લોકોએ પણ સંપ કર્યો અને એકત્રતાથી પઠાણોને મારવાનો આરંભ કરી દીધો. અગ્નિની ભયંકર જ્વાળાઓ આકાશને પણ ભેદીને ઊપર જવા લાગી. એવી રીતે ચિતોડની આસપાસનાં બહુધા બધાં ગામડાંને નાબૂદ કરીને પઠાણોએ તેમાંના ઘણાખરા લોકોને યમધામમાં પહોંચાડી દીધા, એટલું જ નહિ, પણ તેમનાં ઢોરોને હલાલ કરી પોતાના પેટની આગને ઠંડી પાડવામાટે તેમના માંસને તે આગમાં ભૂંજીને શિયાળવાં અને ગીધો પ્રમાણે તેઓ ભક્ષવા લાગ્યા. એ અત્યાચારના પરિણામે એક જ દિવસમાં લગભગ અસંખ્ય મનુષ્ય પ્રાણીઓની સર્વભક્ષક કાળને આહુતિ

અપાઈ ગઇ. ઢોરોની સંખ્યાની ગણના થવી અશક્ય હતી. મુસલ્માનોએ વ્યવસ્થાથીજ પોતાનો વ્યવસાય ચલાવવા માંડ્યો હતો. એક ગામને બરબાદ નાબૂદ કર્યાં પછી તેઓ બીજા ગામમાં જતા હતા અને પોતાની ભયંકરતાનો સર્વત્ર પરિચય કરાવતા હતા.

જે પ્રતિનંદનવન મેવાડમાં સુખ અને આનંદની લહરીઓ જ જોવામાં આવતી હતી, ત્યાં નરકની જ્વાળાઓનો વિસ્તાર થયો. સર્વત્ર હાહાકાર અને 'ત્રાહિ–ત્રાહિ'ના પોકારો જ સંભળાવા લાગ્યા. અંતકાળ સમક્ષ આવી લાગેલા અલાઉદ્દીને એક વાર મેવાડીઓને પણ છેવટે અંતકાળનો ભાસ કરાવી આપ્યો. એથી પણ તેના દ્વેષાગ્નિને શાંતિનો સ્પર્શ થયો નહિ. એ દૃશ્ય જોવા છતાં પણ તેના મુખમંડળમાં તો ઉદાસીનતા જ પ્રસરેલી હતી. ખરેખર તે હૃદયશૂન્ય હતો. તેની છાતીમાં હૃદયને સ્થાને પાષાણની જ યોજના થયેલી હતી.

## અષ્ટમ પરિચ્છેદ

## સિંગોલીનું યુદ્ધ

"Cease to consult, the times or action calls;
War, horrid war, approaches to your walls,"

Pope, *Illiad*, book ii. 1. 967.

એ ભયંકર અગ્નિજ્વાળાનો વૃત્તાંત વાયુ પ્રમાણે ચિતોડ દુર્ગમાં આવી લાગ્યો. અગ્નિની એક પછી એક આકાશ માર્ગમાં ગમન કરતી જ્વાળાઓને જોઇને કિલ્લામાંના રાજપૂત વીરોની આંખોમાં ખૂન ઊતરવા લાગ્યું. ચારે તરફના લોકો આવીને મહારાણા હમ્મીરનાં ચરણોમાં પડી પ્રાર્થના કરતા કહેવા લાગ્યા કે, "મહારાણાજી, અમારાં ઘરબાર, બૈરાંછોકરાં, આપ્તઇષ્ટ, બંધુબાંધવ અને ચીજ વસ્તુઓનો મુસલ્માનોએ નાશ કરી નાખ્યો છે અને તે નાશનો વ્યાપાર અત્યારે પણ હજી ચાલૂ જ છે. માટે ધર્મરક્ષક મહારાજ, ત્વરા કરો અને જે પ્રજા જીવતી છે તેના રક્ષણનો ઉપાય કરો." પોતાની પ્રજાની એવી દીન વાણી સાંભળીને હમ્મીરના મનમાં ઘણો જ ખેદ થયો અને તે એટલો બધો કોપી ગયો કે, જાણે પ્રત્યક્ષ ચંડિકાએ જ તેના અંગમાં સંચાર કર્યો હોયની, એવો જ ભાસ થવા લાગ્યો. તે ગુસ્સાની આગથી એટલો બધો લાલચોળ બની ગયો, કે પ્રત્યક્ષ પ્રલયાગ્નિના અવતાર સમાન જ ભાસવા લાગ્યો. તેણે કૃષ્ણતનયને આજ્ઞા કરી કે, "કૃષ્ણતનયજી, કેવળ પાંચ હજાર ચપળ સૈનિકોને જ કિલ્લાના સંરક્ષણમાટે રાખીને બાકીના સર્વ સૈન્યને યુદ્ધની તૈયારી સાથે અત્યારે જ કિલ્લામાંથી બહાર નીકળવાની મારી આજ્ઞા સંભળાવી દ્યો. હવે જેટલી ઊતાવળ થાય, તેટલો જ વધારે લાભ છે." આજ્ઞાને અનુસરીને કૃષ્ણતનય તે પ્રમાણેની વ્યવસ્થા કરવાને ચાલ્યો ગયો.

કિલ્લાના મધ્ય ભાગમાં આવેલા ખુલ્લા વિશાળ મયદાનમાં અસંખ્ય રાજપૂત અને ભિલ્લ વીરો એક હાથમાં ભાલો, બીજા હાથમાં તીરકમાન, કમ્મરે તલવાર અને કેડમાં કટાર એવા ઠાઠમાઠથી યુદ્ધમાટે સજ્જ થઇને એકત્ર થવા

લાગ્યા. અલ્પ સમયમાં જ તે મયદાન યોદ્ધાઓવડે ઉભરાઇ જતું દેખાવા લાગ્યું. શત્રુઓના સંહારમાટે સિદ્ધ થયેલા પોતાના સૈનિકોને જોઇને હમ્મીરના હૃદયમાં દેશસેવા અને વીરશ્રીના વાયુનો સંચાર થવા લાગ્યો. તેણે શરીરે કવચ અને મસ્તકપર શિરસ્રાણ ધારણ કરીને યુદ્ધમાં જવાની પોતે પણ તૈયારી કરી. એટલામાં માલદેવ પણ બધી તૈયારી સાથે ત્યાં આવી ઉપસ્થિત થયો. માલદેવને જોતાં જ સર્વ સૈનિકોએ સેનાપતિને તેની પદવી પ્રમાણે નમીને સલામી આપી, અને તે શી આજ્ઞા કરે છે, એની વાટ જોતા સૈનિકો ચિત્ર પ્રમાણે તટસ્થ ઊભા રહ્યા. માલદેવ સર્વના અગ્રભાગે ઊભો રહી ગંભીરતાથી કહેવા લાગ્યો કે,

"મહારાણાજીના શૂરવીર સૈનિકો, આજે તમારા શૌર્યની પરીક્ષા થવાનો સમય આવી લાગ્યો છે. નિર્દય યવનોએ જે અગ્નિપ્રલય કરીને અનર્થપાત કરવા માંડ્યો છે તે અગ્નિમાં આજે તેમનાં પાપી શરીરોની જ આહુતિઓ તમારે આપવાની છે, એ સારી રીતે ધ્યાનમાં રાખજો. તમારા પૂર્વજોના પરાક્રમોનું સ્મરણ કરીને અને તેમના શૌર્ય, કર્તવ્ય, દેશાભિમાન અને ધર્મલાલસાને લક્ષ્ય બનાવીને શત્રુઓને તથા આપણા દેશબાંધવોને બતાવી આપો કે, અદ્યાપિ આર્ય ક્ષત્રિયોમાંથી ક્ષત્રિય ધર્મનો લોપ થયો નથી. ક્ષત્રિયોના શૌર્ય, જાત્યભિમાન અને ધૈર્ય ઇત્યાદિ ગુણોની ઇતિહાસ પણ સાક્ષી આપી રહ્યો છે. તેમાં પણ વળી એ ગુણોમાટે શિશોદિયા કુળના રાજાઓ અને તેમની પ્રજાની ખ્યાતિ સર્વથી વિશેષ છે, એ કદાપિ ભૂલશો નહિ. આપણા સદ્‌ભાગ્યના યોગે આજે દેવાંશીય ચક્રવર્તી મહારાણા હમ્મીરસિંહ આપણા શિરચ્છત્ર છે, એટલે તેમના નામનો જયજયકાર કરીને અને શ્રી એકલિંગજીની વંદના કરીને તમો યુદ્ધમાટે સિદ્ધ થાઓ. એટલે પરાજયનો તમને સ્પર્શ સુદ્ધાં પણ થવાનો નથી."

આગળથી જ ઉત્સાહમાં આવેલા રાજપૂત અને ભિલ્લ વીરોએ માલદેવના એ ઉત્તેજક ભાષણનું શ્રવણ કરતાંની સાથે "જય શ્રી એકલિંગજીનો જય ! શ્રી મહારાણા હમ્મીરસિંહજીનો જય !!" આવો ગગનભેદક જયઘોષ કર્યો અને તેઓ ઉત્સાહથી દુર્ગના દ્વારમાંથી બહાર નીકળ્યા.

ચંબળા નદીના તીર પ્રાન્તમાં બાદશાહ અને મહારાણાના પક્ષના સૈનિકો યુદ્ધની તૈયારીથી આવીને ઊભા રહ્યા. એ સમયનું દૃશ્ય અત્યંત પ્રેક્ષણીય પરંતુ કિંચિત્ ભયંકર હતું. ઉભય પક્ષના વીરો તલવાર, ભાલા, બર્છી અને તીર કમાન ઇત્યાદિ પ્રાણનાશક શસ્ત્રાસ્ત્રોવડે વિભૂષિત હતા. એક તરફ રાજપૂતો અને ભિલ્લો કિરમજી રંગની પતાકા લઇને ઊભા હતા અને બીજી તરફ મુસલમાનોની અર્ધચંદ્ર ચિહ્નાંકિત ધ્વજા જોવામાં આવતી હતી.

હમ્મીરના પ્રચંડ સૈન્યને જોઇને બાદશાહના અત્યાર સુધીના ભ્રમનો ક્ષણ માત્રમાં જ લોપ થઈ ગયો. શત્રુ પાસે આપણા કરતાં ચોથા ભાગનું સૈન્ય પણ નહિ હોય, એવી જે બાદશાહની કલ્પના હતી તે બાદશાહના મનમાં શત્રુ પાસે લગભગ પોતાના જેટલી સંખ્યાના સૈન્યને જોઇને ભીતિ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક જ હતું. આવતી કાલના સંકટને આજે જ પોતાના માથાપર વ્હોરી લેવામાટે હવે અલાઉદ્દીનને પશ્ચાત્તાપ થવા લાગ્યો. "જો મારો વિજય થાય તો તો હું બધું મારી ઇચ્છા પ્રમાણે કરી શકીશ; પણ જો તેમ થવાને બદલે શત્રુ-

પક્ષનો જ જય થાય તો ખરેખર એક શ્વાન કરતાં પણ મારી વધારે દુર્દશા થવાની, એ નક્કી જ છે," એવા એવા વિચારો તેના મનમાં આવ્યા વિના રહ્યા નહિ; પરંતુ તેનો પોતાના સૈનિકોના શૌર્યમાં દૃઢ વિશ્વાસ હોયાથી, તેઓ શત્રુના સૈનિકોને મેંઢાઓની પેઠે કાપી નાખશે અને તેમના નામોનિશાનને પણ નાબૂદ કરી નાખશે એમ ધારીને તે શત્રુ સૈન્ય સાથે લડવામાટે આગળ આવીને ઊભો રહ્યો. યુદ્ધના પ્રારંભનો સમય પાસે આવેલો જોઇને બાદશાહ કાબા તરફ મોઢું કરી ઢોંજાનુ થઇને નમાજ પઢવા લાગ્યો. સર્વ મુસલ્માન સરદારો અને સૈનિકોએ પણ તેનું અનુકરણ કર્યું. નમાજની સમાપ્તિ થયા પછી બાદશાહ પોતાના 'કુસુમ' નામક હાથીપર સ્વાર થયો અને તેના અંગરક્ષણમાટે આગળ તથા પાછળની બાજૂએ તેના હૃષ્ટપુષ્ટ પઠાણ દેહરક્ષકો સાવધતાથી ચાલવા લાગ્યા.

યુદ્ધની સૂચના આપવામાં આવી. વીરનરોની ગર્જના અને શસ્ત્રાસ્ત્રોના ખણખણાટનો આરંભ થયો. બન્ને પક્ષના લડવૈયાઓ એકબીજાપર આક્રમણ કરવા લાગ્યા. 'દીન દીન અલ્લાહો અકબર!' અને 'શ્રી એકલિંગજીનો જય!' એવી અનુક્રમે મુસલ્માન અને રાજપૂતોની યુદ્ધ ગર્જના સંભળાવા લાગી. ઉભય પક્ષના વીરો એકબીજાના સમૂહમાં ભેળાઈ જીવની પણ પરવા ન કરીને લઢવા લાગ્યા. કોઈ કોઇનાથી દબીને પાછા હટતા નહોતા. બાણોની ભયંકર વૃષ્ટિ અને તલવાર તથા ભાલા આદિ શસ્ત્રાસ્ત્રોના કઠિન આઘાત તરફ બિલ્કુલ ધ્યાન ન આપતાં બન્ને તરફના લોકો એક સરખી રીતે ઉત્સાહ અને આશાને ધારણ કરીને શસ્ત્ર સંચાલન કરતા હતા. 'મારો,' 'કાપો,' 'દુશ્મન છટકી ન જાય,' 'કાફિરો ફાવી ન જાય,' એવા શબ્દો વારંવાર સંભળાયા કરતા હતા. મધ્યાહ્ન પછી આરંભાયલા એ યુદ્ધનો સંધ્યાકાળે અંત આવ્યો, પરંતુ વિજયશ્રીએ અદ્યાપિ ઉભયપક્ષમાંથી કોઈ પણ પક્ષના ગળામાં વરમાળા આરોપી નહોતી. અંધકારનો પ્રસાર થયાથી યુદ્ધનું કાર્ય બીજા દિવસપર મુલતવી રાખીને ઉભય સૈન્યો પોતપોતાની છાવણીમાં વિશ્રાંતિમાટે ચાલ્યાં ગયાં.

રણક્ષેત્રથી લગભગ બે ગાઉના અંતરે બાદશાહે પોતાની છાવણી નાખી હતી. છાવણીમાં આવીને તરત જ સુલ્તાને લડાઇમાં પોતાના જખ્મી થયેલા સૈનિકોને મલમપટ્ટી કરવાનું અને દવાદારૂ આપવાનું કામ પોતાના ખાસ હકીમને સોંપ્યું. તેના મનમાં પોતાના સૈનિકોના આજના રણશૌર્યને જોઇને ઉદ્‌ભવેલો આનંદ ઉભરાઈ જતો હતો; અને જો આજની પેઠે જ મુસલ્માન વીરો આવતી કાલે પણ પોતાના શૌર્યનો પ્રભાવ બતાવશે, તો વિજય અવશ્ય આપણો જ છે, એવી આશા બંધાયાથી તે અભિમાની શાહ કાંઇક નિશ્ચિન્ત થયો.

રાત્રિ વીતી ગઈ અને ઉષ:કાળ થયો. પક્ષીઓના કૂજનનો આરંભ થયો. ઉષ:કાલિન મંદમંદ વાયુની લહરી આનંદ આપવા લાગી. એવા સમયે સમરક્ષેત્રમાં પુનઃ ઉભયપક્ષના સૈનિકો આવીને ઉપસ્થિત થયા. બાદશાહ પોતાના સૈનિકોને પ્રોત્સાહન આપતો કહેવા લાગ્યો કે, "બહાદુર દિલેરો, ગઈ કાલની ઝપાઝપીમાં તમે પોતાનું જે પાણી બતાવ્યું હતું તે તમારું કામ અલ્લાહની દરગાહમાં રજૂ થયું જ હશે. તમારા ગઈ કાલના શૌર્યને જોઇને દુશ્મનોનાં દિલ તૂટી ગયાં છે. જો રાત ન પડી હોત અને એક પ્રહર જેટલો લડવામાટે વધારે સમય મળ્યો હોત, તો કાફિર લોકોનો ગઈ કાલે જ નાશ થઈ ગયો હોત અને

લડાઇનો ફેસલો આવી ગયો હોત. પણ ખેર, એટલું કાફિરોનું નસીબ જોરાવર. તેમના આયુષ્યમાં હજી એક બે દિવસ બાકી રહેલા હશે, તેથી જ સંધ્યાકાળ થયો અને લડાઈ બંધ રાખવી પડી. ચિંતા નહિ. મુસલ્માનો કેવા દિલેર અને સૂરમા છે, એ આપણે હિન્દુઓને આજે સારી રીતે બતાવી આપીશું. ગઈ કાલ કરતાં આજે એટલામાટે તમારે વધારે મર્દાનગી અને વધારે બહાદુરી બતાવવાની છે, અને જગતને પ્રત્યક્ષ દેખાડી આપવાનું છે કે, હજી દિલ્લીના બાદશાહ અલાઉદ્દીનનું નસીબ આલા છે. જે તમારા પૂર્વજોએ પૂર્વે મોટા મોટા પરાક્રમો કરીને હજારો કાફિર બુતપરસ્તોને તલવારના વારથી વિદારીને અનેક દેશોને માટીમાં મેળવી દીધા છે, તેમના ખાન્દાનમાંથી જ તમે ઉતરી આવેલા છો, માટે પોતાના પૂર્વજોની કીર્તિને ગજાવો અને કાફિર લોકોને નેસ્તો નાબૂદ કરવામાટે કમર કસીને તૈયાર થઈ જાઓ."

શત્રુઓના સૈન્યમાં આવો પ્રકાર ચાલતો જોઇને હમ્મીર પણ આગળ નીકળી આવીને પોતાના સૈનિકોની વીરતાને જાગૃત કરવાના ઉદ્દેશથી તેમને સંબોધીને ગંભીર વાણીમાં કહેવા લાગ્યો કે, "રાજપૂત અને ભિલ્લ વીર પુરુષો, આ ઉન્મત્ત થયેલા વિધર્મીઓએ આજ સુધીમાં આપણી, આપણી જન્મભૂમિની, આપણા દેશબાંધવોની અને આપણાં પવિત્ર દેવાલયોની જે અત્યંત દુર્દશા અને પાયમાલી કરી છે તેની વર્ણનાત્મક કથા ગાઈ સંભળાવવાનો આ સમય નથી. એમનાં દુષ્કૃત્યોનું સ્મરણ થતાં હૃદય બળીને ખાક થાય છે, અને મસ્તક ભ્રમી જાય છે. આજે આપણા સદ્ભાગ્યે એ શત્રુઓને આપણા પંજામાં લાવીને રજૂ કર્યા છે; એટલે વીરનરો, આ પ્રસંગને વ્યર્થ જવા ન દેશો. એ નરપિશાચોએ આપણી કરેલી દુરવસ્થાનું સ્મરણ કરીને તે વૈરનો બદલો લેવાને તૈયાર થાઓ. આ મેવાડ ભૂમિમાંથી એક પણ પઠાણને જીવતો પાછો જવા ન દેશો. તમે શૂર છો, વીર છો, સ્વદેશાભિમાની છો અને સ્વધર્માભિમાની છો; એટલામાટે આ નશ્વર જીવનની આશા ન રાખતાં 'મારવું કે મરવું' એવો નિશ્ચય કરીને શત્રુઓના સંહારમાટે ઉદ્યુક્ત થાઓ. ભગવાન્ એકલિંગજી તમને યશ આપવાને સમર્થ છે."

હમ્મીરના એ સ્ફૂર્તિદાયક ભાષણનું સ્મરણ કરીને રાજપૂત અને ભિલ્લ સૈનિકો ઉત્સાહમાં આવી જઇને 'ભગવાન્ શ્રી એકલિંગજીનો જય' એવો વિજયઘોષ કરવા લાગ્યા.

બન્ને પક્ષનાં સૈન્યો એકબીજા સામે અથડાઈ ગયાં, રણદુંદુભિનો નાદ થવા લાગ્યો. શસ્ત્રાસ્ત્રોના નાદથી કાન બહેર મારી જવા લાગ્યા. વીર નરોની ભીષણ ગર્જનાથી પૃથ્વી કંપાયમાન થવા લાગી. આજના યુદ્ધના પરિણામપર જ મેવાડની સ્વતંત્રતા કિંવા પરતંત્રતાનો આધાર રહેલો હોવાથી ઉભયપક્ષના લડવૈયાઓ 'મારવું કે મરવું' એવો નિશ્ચય કરી જીવપર ઉદાર થઇને લડતા હતા. બાદશાહ આજે પોતાના અસલ ઇરાની ઘોડાપર સ્વાર થયો હતો અને લડાઇના મેદાનથી બસે હાથના અંતરપર પોતાના સૈન્યની પાછળ વીસ હજાર પઠાણો સહિત તૈયાર ઊભો હતો. તેની પાસે જ એક બીજો અશ્વારૂઢ તરુણ યવન પણ હતો અને તેઓ કૌતુકપૂર્વક યુદ્ધના ચમત્કારને જોયા કરતા હતા. લગભગ એક

પ્રહર દિવસ વીતી ગયો ત્યાં સુધી કોઈ પણ પક્ષનું વર્ચસ્વ દેખાયું નહિ. ઉભય પક્ષના વીરો સમાન ઉત્સાહથી યુદ્ધ કરતા હતા.

એ પછી પૂર્વની બાજૂએ લડતો રાજપૂત સરદાર કૃષ્ણતનય પોતાના અતુલ પરાક્રમવડે શત્રુસેનાનો સંહાર કરતાં રણમાં રોળાયો. એ બનાવ જોતાં જ 'અલીખાન, શમ્સુદ્દીનખાન અને ઇસ્માઇલખાન ઇત્યાદિ પઠાણ સરદારોએ પોતાના સૈનિકોને તે દિશામાં વાળીને રાજપૂતોના ભયંકર વધનો ઉપક્રમ કર્યો. પઠાણોના એ મારા આગળ ટકી ન શક્યાથી રાજપૂતો પાછા હટ્યા. એવી રીતે રાજપૂતોની પૂર્વની બાજૂ લંગડી બની ગઈ.

રાજપૂતોમાં પડેલા એ ભંગાણને જોઇને બાદશાહના મનમાં ઘણો જ સંતોષ થયો. તે નાસતા રાજપૂતોને આંગળી ચીંધીને બતાવતો પોતા પાસે ઊભેલા અશ્વારૂઢ તરુણને કહેવા લાગ્યો કે, "જો કાફિરો કેવા જીવ લઇને નાસે છે તે." પરંતુ તે તરુણને આનંદ પણ ન થયો અને શોક પણ ન થયો. તે સ્થિર દૃષ્ટિથી નાસતા રાજપૂતોને જોતો કહેવા લાગ્યો કે, "જહાંપનાહ, હજી લડાઇનું નક્કી ધોરણ કાંઈ પણ સમજી શકાતું નથી," એટલું બોલીને તે પુનઃ સ્તબ્ધ બની ગયો.

થોડી વારમાં જ એકાએક યુદ્ધનો રંગ બદલાયો. બીજી તરફ રણભૂમિમાં ઝૂઝતા માલદેવે પોતાના સૈનિકોને પાછા હટતા જોઇને પોતાનો મોર્ચો યવન-સૈન્ય તરફ ફેરવ્યો એટલે કે, પૂર્વની બાજૂએ આગળ વધી આવતા યવન સૈનિકો પર તેણે જોરાવર હલ્લો કર્યો અને તેમને પાછા હટાવી દીધા. અલ્પ સમયમાં જ શતાવધિ પઠાણોને ધૂળમાં રગદોળીને તેણે અલીખાનને પોતાના ચક્રમાં સપડાવ્યો. સમર પ્રતાપી માલદેવના એ અલૌકિક શૌર્યને જોઇને પાછા હટેલા રાજપૂત વીરો પુનઃ યવનસૈના પર તૂટી પડ્યા. લગભગ અર્ધ પ્રહર પર્યન્ત એવું તો તુમુલ યુદ્ધ ચાલ્યું કે કોઈ પોતાના કે પારકાને ઓળખી પણ શકતું નહોતું અને જે કોઈ હાથમાં આવે તેને મારવા અને કાપવાનો પ્રકાર જ ચાલૂ હતો. 'દીન દીન, અલ્લાહો અકબર!' અને 'જય શ્રીએકલિંગજીનો જય!' એવી રણગર્જનાઓવડે તે રણભૂમિ નિનાદિત થયેલી જોવામાં આવતી હતી. માલદેવના ભયંકર આઘાત સમક્ષ મુસલ્માનો વધારે વાર ટકી શકે એમ ન હોવાથી અલીખાન, શમ્સુદ્દીનખાન અને હયદરખાન ઇત્યાદિ સાત પઠાણ સરદારો અને ત્રણ હજાર પઠાણ લડવૈયાઓ માલદેવના હાથે સ્વર્ગમાં સિધાવી ગયા.

પોતાના સૈનિકોની આવી ભયંકર કત્લ થતી જોઇને બાદશાહ અતિશય કોપાયમાન થયો. એક પછી એક પોતાના સરદારોને અને અસંખ્ય સૈનિકોને મરણની દાઢમાં સપડાતા જોઇને તેના પગનો અગ્નિ મસ્તકમાં પહોંચી ગયો. પોતાના સૈનિકોને પલાયન કરતા નિહાળીને બાદશાહે ખળભળીને પોતાની નિકટમાંના સૈનિકોને આજ્ઞા આપી કે, "જે કોઈ પણ મુસલ્માન સિપાહી જંગના મયદાનમાંથી નાસી જશે, તે સખ્ત સજાને પાત્ર થશે. જાઓ, જે મારી આબરૂને ખોવાની કોશિશ કરે તે શહનશાહતનો દુશ્મન છે, એમ માનીને બેધડક તેને કાપી નાખો." બાદશાહનો એવો હુકમ મળતાં જ લગભગ ત્રણસેં બીકણ મુસલ્માન સિપાહીઓને પાછળના ઉત્સાહભરેલા મુસલ્માન સિપાહીઓએ પોતાની તલવારો તળેથી કાઢી નાખ્યા. આવો ન્યાય જોઇને બાકીનાઓએ નાસવાનું

બંધ કર્યું, અને હિંમત રાખીને તેઓ રાજપૂતોને પાછા હટાવવાનો યત્ન કરવા લાગ્યા. તેઓ પ્રાણની આશાને દૂર રાખીને રાજપૂતો પર તૂટી પડ્યા. જગન્નિયંતા જગદીશ્વર તેમના એ પ્રયત્નને યશસ્વી કરવાનો હતો એથી કિંવા રાજપૂતોના ભગ્ન ભાગ્યની પ્રબળતા થયેલી હોવાથી વીર પુરુષ માલદેવના દક્ષિણ બાહુમાં એક ભયંકર જખમ થવાથી તેના હાથમાંની તલવાર નીચે પડી ગઈ અને જો તેનો હમેશનો વેષધારી સાથી તેને ત્યાંથી ઊઠાવી ન ગયો હોત, તો શત્રુઓના હાથે તેની ઇહલૌકીય યાત્રાનો એ સ્થળે અને એ પળે જ અંત આવી ગયો હોત.

અકસ્માત્ રાજપૂતોનો આધારસ્તંભ આમ તૂટી પડ્યાથી સૈન્યમાં મહા કોલાહલ મચી ગયો. સૈન્યનો નેતા અને આધાર સેનાપતિ જ હોય છે, એટલે સેનાધ્યક્ષના અભાવે રાજપૂત સૈનિકોના સાહસનો અંત થાય, એ સ્વાભાવિક જ હતું. શત્રુના સૈન્યમાં આવો ગડબડાટ થયેલો જોઇને બાદશાહ પોતાના ખાસ રાખી મૂકેલા સૈન્ય સહિત યુદ્ધના મધ્ય ભાગમાં ધસી આવ્યો. એ નવા ઉત્સાહી પઠાણો આગળ યુદ્ધના વ્યવસાયથી થાકેલા રાજપૂતો ટકાવ કરે, એ અશક્ય જ હતું. જો માલદેવ જખમી થયો ન હોત, તો રાજપૂતોએ એવા વખતમાં પણ મુસલ્માનોની પરવા ન કરી હોત. પણ 'ઈશ્વરેચ્છા બલીયસી.' પોતાના નેતાનો અભાવ થવાથી રાજપૂતોના ઉત્સાહનો પણ સર્વથા લોપ થઈ ગયો. મુસલ્માનોનો માર સહન ન થવાથી તેઓ વિખરાઇને આમતેમ જ્યાં માર્ગ મળે ત્યાં નાસવા લાગ્યા. એટલામાં અચાનક 'ક્ષત્રિય વીરો, થોભો, શત્રુઓને પીઠ ન બતાવો,' એવો અવાજ તેમના સાંભળવામાં આવ્યો અને તેઓ નજર કરીને જોવા લાગ્યા તો, મેવાડનો સૂર્ય, પ્રબળ પ્રતાપી મહારાણો હમ્મીર પોતાના અશ્વને વાયુના વેગે દોડાવતો પોતા તરફ આવતો તેમને દેખાયો. તે પોતે એક સૈનિક પ્રમાણે સૈનિકોની સાથે રહીને શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. જોતજોતાંમાં તેણે સેંકડો પઠાણોને કંઠસ્નાન કરાવી દીધું.

ભયભીત થઇને પલાયનનો આશ્રય લેવાની અણી પર આવી લાગેલા રાજપૂતોના હૃદયમાં પોતાના રાજાને મદદમાટે દોડી આવેલો જોઇને દ્વિગુણિત ઉત્સાહનો આવિર્ભાવ થયો. પોતાના શૂરવીર સેનાનાયકના વેરનો બદલો લેવાની ઇર્ષાથી તેઓ મુસલ્માનો સાથે શૌર્યથી લઢવા લાગ્યા.

રાજપૂતોનો આ બીજી વારનો મારો એટલો બધો જોરાવર અને અસહ્ય હતો કે, નવીન ઉત્સાહવાળા પઠાણોના પગો પણ હવે જમીનપર ટકી શક્યા નહિ. બાદશાહે પ્રથમથી જ પોતાના નાસતા સૈનિકોનો વધ કરાવી નાખ્યો ન હોત, તો અત્યારે તે બધાને ભાગતાં ભોંય ભારી જ થઈ પડી હોત. ત્રણસેં બીકણ સિપાહીઓને બાદશાહે રેંસાવી નાખેલા હોવાથી એ સમયે બીજા સૈનિકો–યવન સૈનિકો નાસવાની હિંમત કરી શક્યા નહિ. તેઓ ઇચ્છાથી કે અનિચ્છાથી ધૈર્ય ધારીને ગમે તેમ લઢવામાં જ પ્રવૃત્ત રહ્યા.

હમ્મીર પણ ત્યાર પછી બાદશાહ પ્રમાણે જ પોતાના થોડાક ભિલ્લો સહિત સૈન્યની પાછળ ઊભો રહીને યુદ્ધની ભાવિ સ્થિતિનું નિરીક્ષણ કરવા લાગ્યો, અને વિજયનો રંગ પોતાના પક્ષમાં દેખાતાં તેના આનંદનો અવધિ થયો. તે પોતે પણ પાછો યુદ્ધ કરવા લાગ્યો.

* હમ્મીર પોતાના 'વિજય' નામક ચપલ અશ્વપર આરુઢ થયો હતો અને તેણે બે હાથોમાં બે તલવારો લીધી હતી. તલવારોને તે એવા તો વેગ અને ચાપલ્યથી ફેરવતો હતો કે, મુસલ્માનોને તેમના સપાટામાંથી બચી જવાનો એક નિમિષ જેટલો અવકાશ પણ મળી શકતો નહોતો. લઢતાં લઢતાં હમ્મીરના હૃદયમાં એટલો બધો આવેશ ચઢી ગયો કે, બન્ને તલવારોને ચક્રાકારે ફેરવતો તે શત્રુસૈન્યના મધ્ય ભાગમાં જઈ પહોંચ્યો. તેના એકનિષ્ઠ રાજપૂત અને ભિલ્લ સૈનિકો પણ તેની પાછળ હતા જ. હમ્મીરે થોડા જ વખતમાં હજારો મુસલ્માન સિપાહોને કાળના ભક્ષ બનાવીને બાદશાહનો શોધ કરવા માંડ્યો. અચાનક એક સ્થળે પોતાની જમણી બાજુએ હતવીર્ય થયેલા સ્વસૈનિકોને ઉત્તેજન આપતો સુલ્તાન અલાઉદ્દીન તેના જોવામાં આવ્યો. હમ્મીર ત્વરાથી તેની તરફ લપકયો. તે શત્રુસૈન્યને ખસેડતો ખસેડતો ચપળતાથી બાદશાહથી પંદર હાથના અંતર પર આવી પહોંચ્યો, એટલે તેને જોતાં બાદશાહ પોકાર કરીને કહેવા લાગ્યો કે, "શૂરવીર પઠાણો, અલ્લાએ ખયર કરી. બળવાખોર કાફિર રાજા પોતાના ફકત પચાસ સાઠ માણસો સાથે આપણા પંજામાં સપડાયો છે. આવો વખત પાછો મળવાનો નથી માટે ઊતાવળ કરો અને એના માથાને ધડથી વેગળું કરી નાખો."

બાદશાહનાં એ વચનો સાંભળીને હમ્મીરે પોતાની આસપાસમાં દૃષ્ટિપાત કર્યો, એટલે ખરેખર જ તે પોતાના થોડાક સૈનિકો સાથે બાદશાહના સૈન્યમાં ઘેરાઈ ગયો હતો, એમ તેના જાણવામાં આવ્યું. મહાપ્રતાપી હમ્મીરની એવી ગભરાયલી મુદ્રાને જોઇને બાદશાહ હસીને બોલ્યો કે, "ઓ કાફિર બાગી, જો તને હજી પણ તારો જીવ વ્હાલો હોય તો પોતાની તલવારને તું દૂર ફેંકી દે અને બોલ્યાચાલ્યા વિના મારે તાબે થઇ જા. જો એમ નહિ કરે તો આ પળે જ તારા કકડેકકડા થઈ જશે અને કૂતરાં પણ તારું ગોશ્ત ખાશે નહિ."

મહાઅભિમાની હમ્મીરનો કોપાનલ અનિવાર્ય થયો અને તે બાદશાહને તિરસ્કારદર્શક મુદ્રાથી જોતો કહેવા લાગ્યો કે: "હેચકારા, ચુપ કર. તું તારા મનમાં શું સમજી બેઠો છે? હું અદ્યાપિ શૌર્યહીન થયો નથી." એમ કહીને તે પોતાની તલવારોને સુદર્શન સમાન ફેરવવા લાગ્યો. યવન સૈનિકો તેની એ ચઞ્ચળતાને જોતાં જ ગર્ભગળિત થઈ ગયા એટલે પછી તેના પર હલ્લો કરવાની હિંમત તો તેમનામાં કયાંથી આવી શકે. હમ્મીરે પોતાના કૌશલ્યની એટલી સીમા કરી કે તલવારોને ફેરવતાં ફેરવતાં અચાનક ડાબા હાથમાંની તલવાર તાકીને તેણે બાદશાહના શરીરપર ફેંકી. સદ્ભાગ્યે બાદશાહ પોતે તો જો કે બચી ગયો, પણ તેના ઘોડાને તે તલવારનો એવો તો જબરદસ્ત વાર લાગ્યો કે તેની વેદના ન ખમી શકયાથી ઘોડો જીવ લઇને નાઠો. બાદશાહના ઘોડાને નાસતો જોઇને મુસલ્માન સેનામાં ગભરાટ છવાઈ ગયો. હમ્મીરે એ પ્રસંગને અનુકૂળ જાણીને યવનસેનાને ભેદીને પોતાના ઘોડાને સુલ્તાનના ઘોડા પાછળ દપટાવ્યો. આવી પરિસ્થિતિને જોઈ એક પઠાણે પોતાના ઘોડાને હમ્મીરના ઘોડાની પાછળ છોડી દીધો. થોડા જ વખતમાં હમ્મીરને સપડાવીને તે પઠાણે તેનાપર વાર કરવાને પોતાની તલવારને એટલા જોરથી ઉગામી કે, જો તે જ વેળાએ બીજા એક

તરૂણ રાજપૂતે તે પઠાણના હાથને ઊપર ને ઊપર જ કાપી ન નાખ્યો હોત તો મેવાડના સૂર્યના અસ્તાચલગામી થવામાં એક પળ માત્રનો પણ વિલંબ નહોતો. હમ્મીરે તત્કાળ પાછા ફરીને તે પોતાના પ્રાણ લેવાને આવેલા પઠાણના પ્રાણનો નાશ કરી નાખ્યો અને પોતાના પ્રાણરક્ષક મિત્રને આભારદર્શક દૃષ્ટિથી જોવા લાગ્યો. હમ્મીર તેની સાથે વાત કરવા જતો હતો એટલામાં મુસલ્માન સૈન્યમાંથી નીચેનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો, "ઘાત થયો, બાદશાહ સલામતને દુશ્મનોએ કેદ કરી લીધા. હવે લડવામાં શો માલ છે? નાસો, ભાગો અને સહુ પોતપોતાની જિન્દગી બચાવો." અને મુસલ્માન સૈનિકોમાં પલાયનનો આરંભ થયો, ખરેખર ધાસ્તીમાં ને ધાસ્તીમાં આગળ વધી ગયેલો બાદશાહ રાજપૂતોનો કેદી થયો હતો. સુલ્તાનના સૈન્યનો મોટો ભાગ લડાઇમાં કામ આવી ગયેલો હોયાથી બાકીના સૈનિકોને પણ કેદ કરવાની હમ્મીરે પોતાના સરદારોને આજ્ઞા આપી દીધી અને બંદિવાન બાદશાહને લઇને તે ચિતોડ દુર્ગમાં ચાલ્યો ગયો. મેવાડના મહારાણાનો સત્ય વિજય આજે જ થયો.



## નવમ પરિચ્છેદ

## માલદેવ રુગ્ણશય્યામાં

## અને

## કાલિન્દીનું સત્યસ્વરૂપ

"Since the typal spirit never  
From its antitype can sever,  
She is portion of thy being  
To all eternity."

*Anonymous.*

યુદ્ધની સમાપ્તિને આજે ત્રણ દિવસ વીત્યા હતા. સંધ્યાનો રમણીય સમય હતો. મહારાણાના મહાલયમાંના એક પ્રશસ્ત દીવાનખાનામાં એક સુંદર પર્યંક શય્યામાં એક રુગ્ણ પુરુષ નિદ્રાવશ થયો હતો. તેની પાસે જ રાજવૈદ્ય વિદ્યાનંદ તેના મુખમંડળમાં ક્ષણે ક્ષણે થતાં પરિવર્તનોનું ધ્યાનથી અવલોકન કરતો બેઠો હતો, અને કેટલીક વાર તે તેની નાડીની પરીક્ષા પણ કર્યા કરતો હતો. નીચે ગાલીચાપર ગોઠવેલી મશરૂની ગાદીપર મેવાડપતિ હમ્મીર એક તકિયાને અઢેલીને બેઠો હતો અને તે વૈદ્ય તથા રુગ્ણ પુરુષને વારંવાર ચિન્તાતુર દૃષ્ટિથી જોયા કરતો હતો. એટલામાં રુગ્ણના મુખમાંથી મંદ સ્વરે નીચેના શબ્દો બહાર નીકળ્યા, "કાલિન્દી, મારી ઇચ્છા પૂર્ણ–" તે વિશેષ બોલી શક્યો નહિ.

"પિતાજી, જરા શાંત થાઓ, કાલિન્દીબાઈ હમણા જ આવે છે," કુમારીએ અંદરના ઓરડામાંથી તે રુગ્ણ પુરુષની શય્યા પાસે આવીને પ્રેમપૂર્વક કહ્યું.

માલદેવના મુખમાંથી ઘણા વખત પછી નીકળેલા એ તૂટયાફૂટયા અક્ષરો પણ હમ્મીર અને તેની સુશીલ પત્ની કુમારીને અત્યંત આનંદ આપનારા થઈ પડ્યા. પરંતુ એથી વૈદ્ય વિદ્યાનંદની મુખમુદ્રામાં વિશેષ ચિન્તાનાં ચિન્હો દગો-

થર થવા લાગ્યાં. હમ્મીર વૈદ્યને ચિન્તાતુર જોઇને સખેદાશ્ચર્યથી તેને પૂછવા લાગ્યો કે, "વૈદ્યરાજ, આપની મુખમુદ્રામાં ચિન્તાનાં અધિક લક્ષણો દેખાય છે એનું શું કારણ છે વારુ? માલદેવની પ્રકૃતિમાં વધારે બગાડો તો નથી થયોને?"

"મહારાજ, માલદેવની પ્રકૃતિ ક્ષણે ક્ષણે વધારે અને વધારે બગડતી જાય છે અને મારી આશાઓનો ક્ષય થતો જાય છે," વૈદ્યરાજે માલદેવની નાડીની પરીક્ષા કરીને ઉત્તર આપ્યું.

"હાય, હાય, ત્યારે આવો અમૂલ્ય વીર નર અમને રોતાકકળતા છોડીને ચાલ્યો જ જશે કે? શું, હવે એમને બચાવવાનો કોઈ પણ ઉપચાર તમારી પાસે બાકી નથી?" હમ્મીરે રુદ્ધ સ્વરથી કહ્યું.

"શું, મારા પિતા હવે મને લાડ લડાવવાને જીવતા નહિ જ રહે કે?" કુમારીએ એકદમ રડી પડીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"મહારાણાજી અને મહારાણીજી, આપ આમ શોક અને કલ્પાન્ત ન કરો. હજી એક ઉપચાર મારી પાસે છે અને તેનો પ્રયોગ કરવાથી કદાચિત્ રોગીની પ્રકૃતિમાં સુધારો થશે, એવી આશા રાખી શકાય એમ છે. હું અર્ધ પ્રહર પછી એ પ્રયોગ અજમાવીશ," વૈદ્યરાજે આશ્વાસન આપતાં કહ્યું.

વિદ્યાનંદ પુન: માલદેવની મુદ્રામાં થતાં પરિવર્તનોને ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. રુગ્ણ માલદેવ નેત્રો બંધ કરીને પડ્યો હતો અને વેદનાને લીધે કણસ્યા કરતો હતો. થોડા વખત પછી વૈદ્ય તેની નાડીને વિચારપૂર્વક તપાસવા લાગ્યો. તેની અત્યંત વેગથી ચાલતી નાડીને જોઇને વિદ્યાનંદ વિશેષ ચિંતામાં નિમગ્ન થયો. હમ્મીરે પુન: પ્રશ્ન કર્યો કે, "કેમ વૈદ્યરાજ, આ મહા પુરુષના સંગનો અમને લાભ મળશે કે નહિ?"

"શિરચ્છત્ર, અદ્યાપિ મારો કાંઈ પણ તર્ક ચાલી શકતો નથી. નાડી બહુ વેગવતી છે અને જો તે એવી જ ગતિથી અર્ધ પ્રહર સુધી ચાલતી રહેશે તો પછી એમના જીવને કશો પણ અપાય થવાનો સંભવ નથી," વૈદ્ય વિદ્યાનંદે ગંભીરતાથી ઉત્તર આપ્યું.

વૈદ્યરાજ વિદ્યાનંદ રુગ્ણ માલદેવની નાડીપરીક્ષા કરવામાં એટલો બધો નિમગ્ન થયો હતો કે આસપાસ ચાલતી બીજી કોઈ પણ હીલચાલમાં તેનું ધ્યાન નહોતું. ધીમે ધીમે માલદેવનાં નિસ્તેજ થયેલાં નેત્રોને ઉઘડતાં જોઇને તે વૈદ્યના મુખમંડળમાં આનંદની છટા વિલસવા લાગી. તેણે આપેલી નવીન માત્રાનું પરિણામ સંતોષકારક આવ્યું હતું. એ જ સમયે કાલિન્દી પણ પોતાના પ્રભાવશાળી રાજપૂત રમણીના વેશમાં આવી લાગી અને માલદેવના શરીરને હસ્તસ્પર્શ કરીને તપાસતી પર્યંકપર જ એક ખૂણાપર બેસી ગઈ. તેને જોઇને માલદેવના મનનો આનંદ પણ તેની નિસ્તેજ મુદ્રામાં પ્રકટવા લાગ્યો. તેણે મંદ સ્વરથી કાલિન્દીને સંબોધીને કહ્યું કે, "કાલિન્દી, તમે આજ સુધીમાં મારી જે અનેક સેવાઓ કરી છે અને અનેક વાર મારા પ્રાણ બચાવીને મારાપર આભારો કર્યા છે, તે સર્વનો બદલો વાળી આપવાનો પ્રસંગ હવે મને મળશે કે નહિ, એની મને શંકા છે. એટલામાટે તમારા ખરા સ્વરૂપને વ્યક્ત કરવાની જો આ મારા અંતના સમયમાં કૃપા કરશો, તો તમારો એક વધારે ઉપકાર થશે અને એનો બદલો તમને પરમાત્મા આપશે."

"મહારાજ, મારો વૃત્તાંત તો એક વાર મેં આપને કહી સંભળાવ્યો છે, એટલે પછી હવે ખરું સ્વરૂપ બીજું શું બતાવું?" કાલિન્દીએ કિંચિત્ નમ્રતા અને લજ્જાના ભાવથી કહ્યું.

"બીજો બધો વૃત્તાંત તો તમે કહી સંભળાવ્યો છે, પણ તમારું ખરું નામ હજી તમે જણાવ્યું નથી તેમ જ પોતાના પિતૃવંશનો ઉલ્લેખ પણ નથી કર્યો. હું આ બાબતને ખાસ એટલામાટે જાણવા માગું છું કે, મારો એક રાજપૂત બાળા સાથે લગ્ન સંબંધ થયો હતો, પણ પાછળથી તે બાળા અદૃશ્ય થઈ હતી અને મારા સાંભળવા પ્રમાણે તેનું કારણ એ હતું કે, હું બાદશાહનો દાસ હોવાથી મને તે ધિક્કારતી હતી," માલદેવે કહ્યું.

"મહારાજ, મારી જે પ્રતિજ્ઞા હતી તે પૂર્ણ થઈ છે, એટલે હવે એ ભેદને હું વધારે વાર છુપાવવા માગતી નથી. આપનો જે બાળાની સાથે લગ્ન સંબંધ થયો હતો અને જે આપને આપ બાદશાહના દાસ હોવાથી ધિક્કારતી હતી તે જ બાળા અથવા અત્યારે પ્રૌઢાવસ્થાને પ્રાપ્ત થયેલી દારા હું પોતે જ છું. મારું નામ ચન્દ્રભાગા છે અને હું શિશોદિયા જાગીરદાર ચન્દ્રસિંહની કન્યા છું. મહારાજ, મારા સૌભાગ્ય હેતો, હવે મારો આપ સ્વીકાર કરશો અને મારા નારી જન્મની સાર્થકતા કરી બતાવશો ખરા કે?" કાલિન્દીએ પોતાના ભેદને પ્રકટ કરીને પોતાની દીર્ઘ સમયની આંતરિક ઇચ્છા વ્યક્ત કરી. હવે આપણે એને ચન્દ્રભાગાના નામથી જ ઓળખીશું.

"મારી એક સ્ત્રી છે, પરન્તુ તે સ્વભાવમાં મારાથી ભિન્ન હોવાથી હું વિધુર જેવો જ છું અને તારો સ્વીકાર કરવામાં હું મારાં અહોભાગ્ય માનું છું, પણ હવે હું જીવીશ કે નહિ, એનો મને નિશ્ચય નથી," માલદેવે ગંભીરતાથી નિશ્વાસ નાખીને કહ્યું.

"એક વાર હું આપને વરી ચૂકી છું, એટલે બીજો પતિ કરીને એક ભવમાં બે ભવ તો હું પ્રાણ જતાં પણ કરવાની નથી જ. જો મારાં દુર્ભાગ્ય યોગે મારા સૌભાગ્ય સૂત્રનો ભંગ થશે, તો રાજપૂત અબળા પણ મહા આનંદથી જીવતી જ પતિની ચિતાપર ચઢીને પોતાના અંતિમ કર્તવ્યની પૂર્ણતા કરશે જ," ચન્દ્રભાગાએ તેવી જ ગંભીરતાથી પ્રતિવાદ કર્યો.

"મહારાજ માલદેવરાવ, આપ હવે પોતાની પ્રકૃતિ વિશે જરા પણ ચિંતા ન કરશો. હવે આપના જીવનને એવો કશો પણ અપાય થવાનો નથી, આપ દીર્ઘાયુ ભોગવશો," વૈદ્ય વિદ્યાનંદે આશ્વાસન આપ્યું.

"તમારા મોઢામાં શાકર!" કુમારીએ વૈદ્યને કહ્યું.

"ઈશ્વર એમ જ કરશે, કારણ કે, એ વૃદ્ધ પુરુષના છત્રની અમને ઘણી જ આવશ્યકતા છે," હમ્મીરે ઉદ્ગાર કાઢયો, અને પૂછ્યું કે, "પૂજ્ય પિતાજી, આ બાઈ સાથેની આપની વાતચીતે અમને તો બહુ જ આશ્ચર્યમાં નાખી દીધાં છે. માટે એમનો પૂર્વ વૃત્તાંત વિસ્તારથી અમને કહી સંભળાવશો?"

માલદેવે ચન્દ્રભાગાનો પૂર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને ત્યાર પછી વિશેષતાથી જણાવ્યું કે, "બદરુદ્દીનને ફાંસીથી છોડવનાર, દિલ્હી જઇને ત્યાંના સમાચાર ગુપ્તતાથી લાવનાર, મને અહીંથી બાદશાહની છાવણીમાં લઈ જનાર, દુશ્મન પાસેથી વેરનો બદલો લેવાના કામમાં મને મદદ કરનાર તથા અંતે પહેરેગીરોને

મારીને મને છોડવનાર શૂરવીર નારી એ જ છે, અને એ મારી જ વિવાહિતા સ્ત્રી છે એથી મારા ભાગ્યનો પાર જ નથી."

"ત્યારે હવે તમને મારે તો 'મા' કહીને જ બોલાવવાંને ?" કુમારીએ ચન્દ્રભાગાને વિનોદથી પૂછ્યું.

"એમાં પૂછવાનું શું હોય વારુ ? કુમારી, તારા જેવી સુશીલ કન્યાની માતા થવાનું માન પણ કોઈ મહા ભાગ્યવતી સ્ત્રીને જ પ્રાપ્ત થઈ શકે છે," ચન્દ્રભાગાએ અંતઃકરણના અનુરાગ કિંવા વાત્સલ્યથી કહ્યું.

"મારી જન્મદાત્રી માતાનો જો કે સ્વર્ગવાસ થયો છે, તોપણ આજે તમારી પ્રાપ્તિ થયાથી જાણે મારી તે માતાએ જ નવો અવતાર ધારણ કર્યો હોયની, એવો જ મને ભાસ થાય છે. તમે મને તે માતા સમાન વાત્સલ્યથી નિહાળશો એવી પ્રાર્થના કરીને હું આપનાં ચરણોમાં નમસ્કાર કરું છું," કુમારીએ પોતાની સુશીલતાનો પરિચય કરાવ્યો.

"પુત્રી, અષ્ટપુત્રા અખંડ સૌભાગ્યવતી થા," ચન્દ્રભાગાએ આશીર્વાદ આપ્યો.

ચાર છ દિવસમાં માલદેવ તદ્દન સાજો થઈ ગયો અને ચન્દ્રભાગાના પરિચયમાં સ્વર્ગ સુખનો આસ્વાદ લેવા લાગ્યો. વૈદ્ય વિદ્યાનંદને યોગ્ય પારિતોષિકવડે સંતોષવામાં આવ્યો, અને એ આનંદના ચિહ્ન તરીકે દીન અને બ્રાહ્મણોને યથેચ્છ ભોજન કરાવીને સારી દક્ષિણાઓ પણ અપાઈ.

અનુકંપાવતી ચન્દ્રભાગાના મનમાં એક દિવસ એક નવીન વિચારનો અચાનક આવિર્ભાવ થયો. માલદેવની બીજી સ્ત્રી સદૈવ પોતાના પતિથી જુદી રહે અને વિયોગની વેદનામાં બળ્યા કરે, એ તેને યોગ્ય ન લાગ્યું અને તેથી તેણે પોતાના પતિના મનનું અનેક રીતે સમાધાન કરીને પોસ્સાલિયો દુર્ગમાંથી કમળાવતીને પાછી બોલાવી લીધી અને તેને બોધ આપીને તેના મનને જાળવવાની ચેષ્ટા કરવા લાગી. કુમારી પોતાની બાલ્ય સખી લક્ષ્મીને ભૂલી ગઈ નહોતી. તે પણ અત્યારે કુમારી સાથે અંતઃપુરમાં જ વસતી હતી. તેના પતિને એક સારી પદવીપર ચઢાવવામાં આવ્યો હતો. ચન્દ્રભાગા તેને પણ પોતાની પુત્રી સમાન જ માનતી હતી. સારાંશ કે, આજે મેવાડના મહા પ્રતાપી મહારાણાના અંતઃપુર, મહાલય અને રાજસભાગૃહમાં ઇહલોક તથા સ્વર્ગના સર્વ સુખ અને આનંદોનો એકત્ર નિવાસ થયેલો હતો. જ્યારે ભાગ્યની રેખા અનુકૂળ દિશામાં ગમન કરે છે, ત્યારે શત્રુ પણ મિત્ર થાય છે અને દુઃખો સુખના સ્વરૂપમાં ફેરવાઇ જાય છે એમ જે કહેવામાં આવે છે તે અક્ષરે અક્ષર સત્ય જ છે.

"દિનનકે ફેરતેં સુમેર હોત માટીકા !"

———:o:———

## દશમ પરિચ્છેદ

## હમ્મીરની ઉદારતા, સુલ્તાનનો સત્કાર

સિંગોલીના ઘનઘોર રણસંગ્રામમાં સુલ્તાનનો પૂર્ણ પરાજય થયો અને તે પોતાના અસંખ્ય સૈનિકો સહિત રાજપૂતોના હાથમાં કેદી થઈ પડ્યો, એ તો

આપણે જાણી ચુક્યા છીએ. હમ્મીરે સુલ્તાન અલાઉદ્દીન વિના બીજા બધા બંદિવાનોને છોડી મૂક્યા હતા; અને મેવાડમાં જે કોઈ પણ મુસલ્માન હોય તેણે આઠ દિવસમાં મેવાડની સરહદમાંથી બહાર નીકળી જવું, જો કોઈ આ આજ્ઞાને અમાન્ય કરીને મેવાડમાં રહેવાનું સાહસ કરશે, તો તેને ભયંકર દેહાન્ત દંડ ભોગવવો પડશે, એવી પોતાની ઇચ્છા અને આજ્ઞા મેવાડમાં સર્વત્ર પ્રસિદ્ધ કરી દીધી હતી. યુદ્ધની સમાપ્તિને લગભગ ત્રણ મહિના જેટલો સમય થવા આવ્યો હતો. એટલા સમય સુધી બાદશાહને બંદિવાન્ કરીને રાખી મૂકવામાં હમ્મીરનો કાંઇ પણ દુષ્ટ હેતુ નહોતો. માત્ર વળી પણ કાંઈ ઉપદ્રવ ન જાગે એટલો જ તેનો ઉદ્દેશ હતો. બાદશાહનું માન ત્યાં બહુ જ સારું જળવાઈ હતું, અને તેને સર્વ પ્રકારના જોઇતા વૈભવો પૂરા પાડવામાં આવતા હતા. હવે મેવાડમાં સર્વત્ર શાંતિ અને યોગ્ય વ્યવસ્થા થઈ ગયેલી હોવાથી તથા રાજ્યનો પાયો પણ મજબુત થઈ ગયાથી બાદશાહને વધારે દિવસ પ્રતિબંધમાં રાખવાની આવશ્યકતા નહોતી. એટલામાટે એક દિવસે પ્રભાતમાં જ હમ્મીરે એક ખાસ દરબાર ભર્યો. માલદેવ, વિજયસિંહ, કુલિન્દસિંહ અને બીજા સરદારો તથા મંત્રીઓ ઉપસ્થિત હતા, તે સર્વને ઉદ્દેશીને હમ્મીરે કહ્યું કે, “મારી સભાને શોભાવનારા પુરુષ પુંગવો, શ્રીએકલિંગજીની કૃપાથી, મેવાડ ભૂમિના સદ્ભાગ્યથી, આપના સહાયથી અને મારા પૂર્વજોના પુણ્યપ્રતાપથી મને યુદ્ધમાં વિજય પ્રાપ્ત થયો છે અને આપણી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઈ છે. પરન્તુ જય કિંવા પરાજય એ દૈવાધીન છે એમ માનીને વિજયી રાજાએ પરાજિત રાજા સાથે બહુ જ ઉદારતાથી વર્તવું જોઇએ, એ ધર્મ છે, અને એ તત્ત્વ આપના ધ્યાનમાં પણ હોવું જ જોઇએ.”

“અમે પણ મહારાણાના આજ્ઞાંકિત હોવાથી ધર્મના એ તત્ત્વને સારી રીતે સમજીએ છીએ,” સર્વ સભાસદોએ ગર્જના કરીને પોતાની અનુમતિ દર્શાવી.

“આજે એ તત્ત્વને અનુસરીને મેં બાદશાહને માનપૂર્વક છોડી દેવાનો નિશ્ચય કર્યો છે,” હમ્મીરે કહ્યું.

“બાદશાહને છોડી દીધાથી આપની ઉદારતા અને રાજપૂતોની ધર્મશીલતાનો વિશેષ પ્રકાશ થશે. એક રાજાને બન્દિવાસમાં રાખીને તેના રાજ્યમાં અરાજકતાનો પ્રસાર થવા દેવો, એ યોગ્ય નથી. આપ સુજ્ઞ છો એટલે મારો અભિપ્રાય હું પણ દર્શાવું છું કે, બાદશાહને આદરપૂર્વક બંધનમુક્ત કરીને સત્વર દિલ્લી તરફ મોકલી આપો,” માલદેવે પોતાનો વિચાર દર્શાવ્યો અને બીજા સભાસદોએ તેને અનુમોદન આપ્યું.

“આપ સર્વને મારા અભિપ્રાય સાથે મળતા થયેલા જોઇને મને અતિશય આનંદ થાય છે. જો કે કોઈ પણ કાર્ય હું મારી સત્તાથી આપના અનુમોદન વિના કરવાની સ્વતંત્રતા ધરાવું છું; છતાં પણ પોતાના શુભેચ્છકોના અનુમોદનથી જ આવાં કાર્યો કરવાં, એ જ વધારે સારું છે. કારણ કે, રાજા કાંઈ ઈશ્વર નથી, મનુષ્ય જ છે અને મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. બીજાઓની અનુમતિ લેતાં ઘણીક વાર પોતાની ભૂલો રાજાને દેખાઈ આવે છે અને તેથી ઘણા અનર્થો થતા અટકી જાય છે. જે રાજા પોતાના શુભેચ્છકો અને પ્રજા જનો અથવા નાગરિકોની અનુમતિ વિના જ પોતાની ઇચ્છામાં આવે તેવી સ્વચ્છંદતાથી વર્તે છે, તે રાજામાં

પ્રજાનો અવિશ્વાસ થયાથી અંતે તેના રાજ્યનો નાશ જ થાય છે. અસ્તુ. બાદશાહને માનપૂર્વક અહીં લાવો," હમ્મીરે રાજનીતિનું દર્શન કરાવીને કહ્યું.

માલદેવ અને બીજા બે ત્રણ સરદારો જઇને બાદશાહને આદરથી સભામાં લઈ આવ્યા. તેની તહેનાતમાંના સશસ્ત્ર રાજપૂતો પણ તેની પાછળ હતા. અગાઉથી સૂચના અપાયલી હોવાથી બાદશાહ સભાસદનના દ્વાર પાસે આવી લાગતાં જ ત્યાંના ભિલ્લ પ્રહરીઓએ તેને સલામી આપી. હમ્મીર પોતે દ્વાર સુધી સામો ગયો અને ત્યાંથી સન્માનપૂર્વક લઈ આવીને બાદશાહને તેણે એક ઉચ્ચ આસનપર બેસાડ્યો. પોતાનો એવી રીતે કલ્પનાતીત યોગ્ય સત્કાર થયાથી બાદશાહ આશ્ચર્યમાં લીન થયો અને હમ્મીર વિષે તેના મનમાં એક પ્રકારનો આદર અને પૂજ્યભાવ ઉત્પન્ન થવા લાગ્યો. તે એક જાતના પશ્ચાત્તાપ–પાવકથી બળવા લાગ્યો. તે લજ્જિત થઇને બોલ્યો કે, "મહારાણાજી, આપના પૂર્વજોને અને આપને મેં આટઆટલાં દુઃખો આપેલાં છે અને અત્યારે હું આપના હાથમાં સપડાયો છું છતાં, આપ તે વેરનો બદલો લેવાને બદલે મારો આટલો બધો સત્કાર કરો છો, એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે. જો આપના સ્થળે હું હોત, અને મારા સ્થાને આપ હોત, તો મારાથી આવી ઉદારતા બતાવી શકાત કે નહિ, એની હું પોતે ખાત્રી આપી શકતો નથી. ખરેખર ક્ષત્રિયોની વીરતાને શોભાવનારી આ અલૌકિક ઉદારતા જ છે."

"જો આપ રણભૂમિમાં શસ્ત્ર ધારણ કરીને અમારી સામા આવ્યા હોત, તો એ બધાં વેરોનો બરાબર બદલો અમે લઈ લેત. પણ અમારો વિજય થયો છે અને આપ પરાજિત થઇને અમારા બન્દિવાન્ થયા છો, એવા સમયનો લાભ લઈ શત્રુનો નિર્દયતાથી સંહાર કરવો, એ ધર્મ ક્ષત્રિયોની તલવારનો નથી," હમ્મીરે તેમ ન કરવાનું કારણ દર્શાવ્યું.

"ખરેખર વીર રાજપૂતો સાથે શત્રુતા કરવામાં મેં પ્રથમથી જ ભયંકર ભૂલ કરી છે," અલાઉદ્દીને ઉદ્ગાર કાઢ્યો.

"એમાં વધારે ભૂલ આપના સલાહકારોની છે. જે રાજા અથવા બાદશાહના મંત્રીઓ સ્વાર્થસાધુ, વિષયલંપટ અને ધર્માન્ધ હોય છે, તે રાજા તેમના કહ્યાથી હમેશા જ આવી ભૂલો કરતો રહે છે અને એથી જ અંતે તેનો વિનાશ થાય છે," હમ્મીરે કહ્યું.

"મહારાણાજી, આપ કહો છો તે અક્ષરેઅક્ષર સત્ય છે. સ્વાર્થસાધુ મંત્રીઓની મંત્રણાથી રાજ્યશકટ ચલાવવામાં અને પાપવાસનાને આધીન થવામાં કેટલી હાનિઓ સમાયલી હોય છે અને એથી પળ માત્રમાં જ સર્વસ્વનો કેવી રીતે નાશ થઈ જાય છે એનો હવે મને ઘણો જ સારો અનુભવ મળ્યો છે અને મને એમ જણાવા લાગ્યું છે કે, દિલ્લીના તખ્તને લાયક હું નહોતો," અલાઉદ્દીને અત્યંત ખેદ થવાથી એ ઉદ્ગારો કાઢ્યા.

"દિલ્લીશ્વર, જે થવાનું હતું તે થઈ ગયું છે, આમ ખેદ કરવાથી કાંઈ થયું નથયું થવાનું નથી અને ગયો વખત પાછો આવવાનો નથી. વિનાકારણ ખેદ ન કરો. હવે પછી પણ જો ધર્મ અને ન્યાયથી વર્તશો તોપણ દયાળુ ઈશ્વર આપના અપરાધોની ક્ષમા આપવામાં કૃપણતા નહિ કરે," હમ્મીરે ઉપદેશ આપ્યો.

